Lalbhai Dalpatbhai Series

General Editors:
Dalsukh Malvania
Ambalal P. Shah

No. 6

RATNAPRABHASŪRI'S

# RATNĀKARĀVATĀRIKĀ

Being a Commentary on Vādi Devasūri's

PRAMĀṆANAYATATTVĀLOKA

WITH

A PAÑJIKĀ by RĀJAŚEKHARASŪRI

A TIPPAṆA by Pt. JÑĀNACANDRA

and

GUJARATI TRANSLATION

by

MUNI SHRI MALAYAVIJAYAJI

*Edited by*

**Pt. Dalsukh Malvania**

LALBHAI DALPATBHAI
BHARATIYA SANSKRITI VIDYAMANDIRA
AHMEDABAD-9.

First Edition : 750 Copies

November 1965

Printed by Svami Tribhuvandas, Ramananda Printing Press, Kankaria Road, Ahmedabad and Published by Dalsukh Malvania, Director, L. D. Institute of Indology, Ahmedabad-9

Price Rupees 8/=

Copies can be had of

L. D. Institute of Indology, Ahmedabad-9.

Gurjar Grantha Ratna Karyalaya,
Gandhi Road, Ahmedabad-1.

Motilal Banarasidas
Varanasi, Patna, Delhi.

Sarasvati Pustak Bhandar
Hathikhana, Ratanpole, Ahmedabad-1.

Munshi Ram Manoharalal
Nai Sarak, Delhi.

वादिश्रीदेवसूरिसूत्रितस्य

**प्रमाणनयतत्त्वालोकस्य**

श्रीरत्नप्रभाचार्यविरचिता लघ्वी टीका

# रत्नाकरावतारिका

श्रीराजशेखरसूरिकृतपञ्जिका-पण्डितज्ञानचन्द्रकृतटिप्पणकाभ्यां समन्विता ।


गूर्जरभाषानुवादकः

**आचार्यश्रीविजयनीतिसूरिशिष्यो मुनिश्रीमलयविजयः ।**

संपादक :

**पण्डित दलसुख मालवणिया**





प्रकाशक :

लालभाई दलपतभाई भारतीय संस्कृति विद्यामंदिर

अमदावाद-९

# लालभाई दलपतभाई ग्रन्थमाला

प्रधान संपादक :

**दलसुख मालवणिया**

**अंबालाल प्रे. शाह**

मुद्रितग्रन्थाः

| | | |
|---|---|---|
| १. | **सप्तपदार्थी** — शिवादित्यकृत, जिनवर्धनसूरिकृतटीकासह | ४–०० |
| 2, 5 | CATALOGUE OF SANSKRIT AND PRAKRIT MANUSCRIPTS : MUNI SHRI PUNYAVIJAYJI'S COLLECTION, PART I | 50-00 |
| | ,, PART II | 40-00 |
| ३. | **काव्यशिक्षा** — विनयचंद्रसूरिकृत | १०–०० |
| ४. | **योगशतक**–आचार्य हरिभद्रकृत स्वोपज्ञवृत्ति तथा **ब्रह्मसिद्धान्तसमुच्चय** सह | ५–०० |

संप्रति मुद्यमाणग्रन्थनामावलि

१. **शब्दानुशासन** — आचार्य मलयगिरिकृत

२. **कल्पलताविवेक–कल्पपल्लवशेषः** — महामात्य अम्बाप्रसादकृत

३. **निघण्टुशेष–सवृत्तिक** — श्रीहेमचन्द्रसूरि

4. CATALOGUE OF SANSKRIT AND PRAKRIT MANUSCRIPTS, PART III

५. **विशेषावश्यकभाष्य–स्वोपज्ञवृत्ति सह** — आचार्य जिनभद्रगणि

६. **गीतगोविन्दकाव्य**— मानाङ्कनृपकृत टीकासह

7. THE NĀṬYADARPAṆA OF RĀMACANDRA AND GUṆACANDRA : A CRITICAL STUDY BY DR. K. H. TRIVEDI

8. YOGADṚṢṬISAMUCCAYA OF HARIBHADRA : ENGLISH TR. BY DR. K. K. DIXIT.

# PREFACE

We bring out, with great pleasure, the publication of the first part of Ratnaprabha Sūri's Ratnākarāvatārikā, a commentary on Vādi Devasūri's (A.D. 1086-1169) Pramāṇanayatattvāloka with the two Sankrit super-commentaries and Gujarati translation. Here appears, for the first time, Gujarati translation of Ratnākarāvatārikā; it is prepared by Muni Shri Malayavijayaji. As the text is very tough, the translation will be very helpful to the students of Indian logic in general and Jaina logic in particular.

Pramāṇanayatattvāloka can safely be judged as a source-book of Indian Logic, though it primarily deals with Jaina Logic that was fully developed in the twelfth century. It discusses all the important topics of Indian logic of that period. Vādi Devasūri, the author, enhanced the utility of the work by writing an auto-commentary on the same named Syādvādaratnākara. This auto-commentary, as its name suggests, is like an ocean in depth and extent. The author's pupil Ratnaprabha, therefore, composed a brief and elucidatory commentary, Ratnākarāvatārikā, on it. This, in turn, is also commented upon to make the points more clear.

We are grateful to Muni Shri Malayavijayaji for Gujarati translation. We acknowledge our indebtedness to Late Pt. Haragovindas and Pt. Bechardas whose excellent edition of Ratnākarāvatārikā is used by us as a model text (ādarśa prati). Our thanks are also due to the Publishers of the Yashovijaya Granthamala Varanasi as we have utilised their two editions of Ratnākarāvatārikā one giving the complete text of Ratnākarāvatārikā and the other giving only the two chapters with Pañjikā and Tippaṇa.

L. D. Institute of Indology
Ahmedabad-9
5-11-'65

Dalsukh Malvania
Director

# સંપાદકીય

પ્રમાણનયતત્ત્વાલોકની લઘુટીકા રત્નાકરાવતારિકા સંસ્કૃત પંજિકા તથા ટિપ્પણી અને ગુજરાતી અનુવાદ સાથે પ્રથમ બે પરિચ્છેદ પૂરતી આ પુસ્તકમાં પ્રકાશિત કરવામાં આવે છે. આ પહેલાં રત્નાકરાવતારિકા વારાણસીમાંથી શ્રી યશોવિજય જૈન ગ્રંથમાળા-(૨૧–૨૨)માં પ્રકાશિત થઈ ચૂકી છે. તેના સંપાદકો હતા શ્રી પં. હરગોવિંદદાસ અને શ્રી પં. બેચરદાસ દોશી. વળી, એ જ ગ્રન્થમાળામાં અહીં આપેલ બે ટિપ્પણોવાળી આવૃત્તિ પણ માત્ર બે પરિચ્છેદ પૂરતી પ્રકાશિત થઈ હતી. તેના ચાર પરિચ્છેદનો હિન્દી અનુવાદ પણ મૂળ સાથે ઉંઝાથી પ્રકાશિત થયો હતો. પણ તેનો ગુજરાતી અનુવાદ થયો હતો નહિ અને સંક્ષિપ્ત છતાં પણ જૈનદર્શન અને પ્રમાણવિદ્યાના સમગ્ર વિષયોને આવરી લેતો આ ગ્રન્થ જૈનદર્શનની પરીક્ષાઓમાં પાઠ્યગ્રન્થ તરીકે નિયત છતાં તેનું એક પણ સંસ્કરણ છાત્રોને અત્યારે ઉપલબ્ધ નથી. આ પરિસ્થિતિમાં પૂ. પા. વિજયનીતિસૂરીશ્વરના શિષ્ય પૂ. મુનિરાજશ્રી મલયવિજયજીના ગુજરાતી અનુવાદ સાથે તેને પ્રકાશિત કરવાનું નક્કી થયું અને તેનો પ્રથમ ભાગ પ્રકાશિત કરતાં અમે આનંદ અનુભવીએ છીએ.

રત્નાકરાવતારિકાના સંશોધનમાં ઉક્ત મુદ્રિત આવૃત્તિઓનો પૂરો ઉપયોગ કરવામાં આવ્યો છે અને અમે આભાર સાથે જણાવીએ છીએ કે વારાણસીનું અવતારિકાનું સંસ્કરણ જ મુખ્ય માનીને અવતારિકાનું મુદ્રણ અને અનુવાદ કરવામાં આવ્યો છે. યત્રતત્ર અમને જરૂરી લાગ્યું ત્યાં અમને ઉપલબ્ધ હસ્તપ્રતોનો ઉપયોગ કરી શુદ્ધિ કરવામાં આવી છે પણ તેવાં સ્થળો જૂજ છે. એટલે અહીં મુદ્રિત રત્નાકરાવતારિકાના સંસ્કરણની શુદ્ધિનો પૂરો યશ ઉક્ત સંપાદક-દ્વયને છે. પંજિકા અને ટિપ્પણની શુદ્ધિમાં પણ પૂર્વસંસ્કરણનો પૂરો ઉપયોગ કર્યો જ છે પણ અવતારિકાની સાથે પંજિકા-ટિપ્પણના મુદ્રણમાં અમે તેની જૂની આવૃત્તિને મહત્ત્વ ન આપતાં નવેસરથી જ તેનું સંશોધન અને સંપાદન મુદ્રિત ઉપરાંત હસ્તપ્રતોને આધારે કર્યું છે. કારણ, પૂર્વમુદ્રિત સંસ્કરણમાં માત્ર બે જ પરિચ્છેદ પૂરતાં તે પંજિકા–ટિપ્પણ છપાયાં હતા જ્યારે અમારે તો પૂરી અવતારિકાનાં પંજિકા-ટિપ્પણો મુદ્રિત કરવાં હતાં.

ગુજરાતી અનુવાદની વિશેષતા એ છે કે તે શબ્દસ્પર્શી નહિ પણ અર્થને સારી રીતે વ્યક્ત કરે એવી રીતે કરવામાં આવ્યો છે. આથી અનેક સ્થળોએ તે શંકા-સમાધાનરૂપે રજુ કરવામાં આવ્યો છે અને અનેક સ્થળોએ વાદિપ્રતિવાદીના સ્પષ્ટ નિર્દેશપૂર્વક સંવાદશૈલી અપનાવી છે. છતાં પણ એ વાંચીને મૂળમાં કઠણ અને આલંકારિક ભાષામાં લખાયેલ અવતારિકાને સમજવાનું સરલ બને એવી અનુવાદની યોજના કરવામાં આવી છે. પ્રયત્ન તો એવો કરવામાં આવ્યો છે કે વાચક ગુજરાતી ભાષાનું પુસ્તક વાંચતો હોય એવો ભાસ તેને થાય અને અનુવાદ છે એવી ખટક તેમાં ન થાય. આમાં કેટલે અંશે સફળતા મળી છે તેનો નિર્ણય તો વાચકો જ કરી શકશે.

પૂ. મલયવિજયજીએ અનુવાદનું કાર્ય તેમના પૂ. ગુરુભાઈ શ્રી વલ્લભવિજયજીની આજ્ઞાથી તેમના ગુરુવર્ય શ્રી આચાર્ય વિજયનીતિસૂરિના સં. ૧૯૯૮માં સ્વર્ગવાસ પછી સં. ૨૦૦૬ના ખંભાત ચાતુર્માસમાં શરૂ કર્યું હતું. તેમાં શ્રી પં. છબીલદાસ કેસરીચંદે તેમને રત્નાકરાવતારિકાના અભ્યાસ સાથે સાથે તેના અનુવાદનું કાર્ય કરવાની જે ભલામણ કરી હતી

તે નિમિત્ત બન્યું હતું. અનુવાદ થયા પછી શ્રી પં. ઉમાશંકર દયારામ દ્વિવેદીની મદદથી તેની પુનરાવૃત્તિ વિ. ૨૦૧૩–૧૫માં તેમણે કરી હતી. અને છેવટે તે અનુવાદને અંતિમરૂપ આપવામાં મેં મારાથી બનતી સહાય તેમને કરી હતી. મુનિશ્રી મલયવિજયજીને આ કાર્યમાં આર્થિક સહાય ખંભાતના શ્રી ઓસવાલ સંઘે અને શ્રી રમણલાલ દલસુખરામે તથા શ્રી શાંતિલાલ રાયચંદભાઈ મહેતા અમરેલીવાળાએ કરી છે તેની સહર્ષ નોંધ લેવામાં આવે છે.

પ્રસ્તુત સંસ્કરણમાં નીચેના મુદ્રિત પુસ્તકો અને હસ્તપ્રતોનો ઉપયોગ કરવામાં આવ્યો છે અને તે માટે જે સંકેતો છે તે નીચે પ્રમાણે છે:—

**मु** प्रमाणनयतत्त्वालोकालंकारः—યશોવિજય જૈન ગ્રન્થમાળા અંક ૨૧–૨૨ વીર સંવત ૨૪૩૭.

**मुपा** ઉપરના સંસ્કરણમાં આપેલા પાઠાન્તરોના નિર્દેશ માટે.

**मुटि** ઉપરના સંસ્કરણમાં આપેલ ટિપ્પણો માટે.

**पु१** રત્નાકરાવતારિકાની પૂ. મુનિરાજ શ્રી પુણ્યવિજયજીના સંગ્રહની લાલભાઈ દલપતભાઈ ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિરની નં. ૩૦૪૬ પ્રત. આના પત્ર ૨૬ થી ૮૨ છે. પ્રતિ શુદ્ધ છે અને તે લગભગ ૧૮મા શતકમાં લખાયેલ છે. અને તેના માર્જિનમાં કોઈએ ટિપ્પણી કરી છે.

**पु२** રત્નાકરાવતારિકાની જીર્ણપ્રત. આ પ્રત ત્રુટક છે, પણ શુદ્ધ છે અને તેમાં માર્જિનમાં ટિપ્પણી લખેલ છે. કુલ પાના ૭૯ છે. પ્રારંભનાં ત્રણ પાનાં નથી. ૫, ૬, ૭, ૮, ૩૪–૪૪, ૬૦–૬૭, ૭૦–૭૨ આટલાં પત્રો નથી. આ પણ ઉક્ત સંગ્રહની નં. ૮૮૭૦ છે. આ પ્રતને ઉધઈએ ખાધી છે. પ્રતિ સં. ૧૬૪૧માં લખાઈ છે.

**मु॰** प्रमाणनयतत्त्वालोकालंकारस्य परिच्छेदद्वयम्—શ્રી યશોવિજય જૈનગ્રન્થમાલા અંક ૫ વીર સં. ૨૪૩૧. આમાં ટિપ્પણ અને પંજિકા મુદ્રિત છે. આનો રત્નાકરાવતારિકાનો પાઠ પૂર્વોક્ત ૧માં જણાવેલ સંસ્કરણની સમાન છે. એટલે આના પાઠાંતરની નોંધ લીધી નથી. પણ ટિપ્પણ અને પંજિકાનાં પાઠાંતરોની નોંધ **मु** સંકેતથી લેવામાં આવી છે.

**ल** रत्नाकरावतारिकापंजिका—લવારની પોળના જૈન ભંડારની પ્રત ૧૬મી શતીમાં અંદાજે લખાયેલી છે અને તેના પત્ર ૪૨ છે. તેનો નં. ડા. ૩૪ પ્રત ૧૨ નં. ૩૯૧ છે. પ્રસ્તુતમાં મુદ્રિત પંજિકા માટે આ પ્રત ઉપરથી પ્રેસ કોપી કરવામાં આવી છે.

**डे१** रत्नाकरावतारिकापंजिकाની ડેલાના જૈન ઉપાશ્રયની પ્રત ડાબડા નં. બી ૩૯ પ્રત નં. ૧૭. આનાં પત્ર ૨૦ છે. લગભગ ૧૬મી શતીમાં લખાયેલ જણાય છે.

**डे२** रत्नाकरावतारिकापंजिकाની ડેલાના જૈન ઉપાશ્રયની પ્રત ડાબડા નં. બી. ૩૯, પ્રત નં. ૧૬ છે. પત્ર ૪૧ છે. અને ૧૭મી શતીમાં લખાયેલી જણાય છે.

**क** रत्नाकरावतारिकापंजिका— આ પ્રત લાલભાઈ દલપતભાઈ ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિરના શ્રી કીર્તિમુનિના સંગ્રહની નં. ૫૩૫ છે. તેનાં પત્ર ૧૬ છે અને તે અત્યંત શુદ્ધ છે. તેનો લેખન સંવત ૧૬૩૩ છે.

**डे३** रत्नाकरावतारिकाटिप्पनक— આ પ્રતિ ડેલાના જૈન ઉપાશ્રયના ભંડારની છે અને તે સં. ૧૪૭૬ માં લખાયેલી છે. તેનાં પત્ર ૩૫ છે. તેનો ડા. નં. બી. ૩૯ પ્રત નં. ૧૫ છે. ટિપ્પનકની પ્રેસકોપી આ પ્રતને આધારે કરવામાં આવી છે.

**पु** रत्नाकरावतारिकाटिप्पनक— આ પ્રત લાલભાઈ દલપતભાઈ ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિરના પૂ. મુનિરાજશ્રી પુણ્યવિજયજીના સંગ્રહની નં. ૩૪૪૦ છે. તેના પત્ર ૧૧ છે અને તે અધૂરી છે. પ્રત અશુદ્ધ છે અને ૧૭ મી શતીમાં લખાયેલી જણાય છે.

**दे** रत्नाकरावतारिकाटिप्पनक— આ પ્રતિ લાલભાઈ દલપતભાઈ ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિરના દેવસૂરિ સંગ્રહ ગત નં. ૯૧૫૦ છે. તેનાં પત્ર ૫૯ છે અને પત્ર ૨૨-૨૩ ભેગાં છે. સં. ૧૯૫૭ માં લખાયેલી છે. અશુદ્ધ છે.

**डे४** रत्नाकरावतारिका— આ પ્રત ડેલાના ઉપાશ્રયના જ્ઞાન ભંડારની છે અને તેનો ડાબડા નં. બી ૩૯, પ્રત નં. ૧૩ છે. તેના પત્ર ૧૧૪ છે. આ પ્રતનો ઉપયોગ શંકિત સ્થાનો જોવા માટે કર્યો છે.

**डे५** रत्नाकरावतारिका— આ પ્રત પણ પૂર્વોક્તભંડારની છે અને તેનો ડાબડા નં. બી ૩૯, પ્રત નં. ૧૪ છે. તેના પત્ર ૬૯ છે. આનો ઉપયોગ પણ શંકિત સ્થાનોના નિર્ણય માટે કર્યો છે.

**डे६** रत्नाकरावतारिका— ઉક્ત ભંડારની ડાબડા નં. ૬૬ પ્રત નં. ૬૩ છે. તેનાં પત્ર ૪૦ છે. આનો પણ ઉપયોગ માત્ર શંકિત સ્થાનો માટે કરવામાં આવ્યો છે.

**डे७** रत्नाकरावतारिका— આ પ્રતિ પણ ઉક્ત ભંડારની છે અને તે ડા. ૬૬, પ્રત નં. ૫૭ છે. તેના પત્ર ૧૧૯ છે. આનો પણ ઉપયોગ શંકિત સ્થાનો જોવા પૂરતો કર્યો છે.

રત્નાકરાવતારિકા માત્ર જૈન ન્યાયશાસ્ત્રના અભ્યાસીને જ ઉપયોગી છે એમ નથી પણ મધ્યકાલના ભારતીય ન્યાયશાસ્ત્રમાં જે વિકાસ થયો હતો તે વિકાસને યોગ્ય રીતે આ ગ્રન્થ આવરી લે છે. તે દૃષ્ટિએ ભારતીય ન્યાયશાસ્ત્રના અભ્યાસીઓને આ ગ્રન્થ ખૂબ જ ઉપયોગી હોવા ઉપરાંત અનિવાર્ય પણ છે.

પ્રમાણનયતત્ત્વાલોકના લેખક આચાર્ય વાદી દેવસૂરિ સિદ્ધરાજની સભાના વિદ્વાન પંડિતરત્ન હતા. તેમણે પોતાના સમય સુધીમાં વિકસિત ભારતીય ન્યાયને નજર સમક્ષ રાખીને જૈન ન્યાયના સૂત્રાત્મક આ ગ્રન્થની રચના કરી અને સ્યાદ્વાદરત્નાકર નામની તેની અતિ વિસ્તૃત ટીકા પણ પોતે જ રચી. તેઓનો જન્મ વિ. ૧૧૪૩ (ઈ. ૧૦૮૬)માં થયો. તેમણે મુનિચંદ્રસૂરિ પાસે વિ. ૧૧૫૨ (ઈ. ૧૦૯૫)માં દીક્ષા લીધી અને અને તેમને દીક્ષાનામ રામચન્દ્ર આપવામાં આવ્યું. તેઓ વિ. ૧૧૭૪ (ઈ. ૧૧૧૭)માં સૂરિપદને પામ્યા અને ત્યારથી દેવસૂરિને નામે પ્રસિદ્ધ થયા. અને પ્રખર વાદી હોઈ તેઓ વાદી દેવસૂરિને નામે પ્રસિદ્ધ થયા. તેમનો સ્વર્ગવાસ વિ. ૧૨૨૬ (ઈ. ૧૧૬૯)માં થયો.

વાદી દેવસૂરિનો સ્યાદ્વાદરત્નાકર ખરેખર વાદોનો રત્નાકર જ છે. અતિ વિસ્તૃત એ ગ્રન્થમાં પ્રવેશ માટે આચાર્ય શ્રી રત્નપ્રભ, જેઓ દેવસૂરિના શિષ્ય હતા, તેમણે રત્નાકરાવતારિકા નામે લઘુ ટીકાની રચના કરીને તેમાં પ્રવેશનો માર્ગ સરલ કરવા પ્રયત્ન તો કર્યો પણ તેમની

આલંકારિક ભાષાને કારણે અને સંક્ષેપમાં વિષય પ્રતિપાદનને કારણે તે ગ્રન્થ પણ ગહન જ બની ગયો છે. આથી તેના વિવરણ માટે તેના ઉપર પંજિકા અને ટિપ્પણક લખાયાં છે.

આચાર્ય રત્નપ્રભે સ્યાદ્વાદરત્નાકરના નિર્માણમાં વાદી દેવસૂરિને સહાયતા કરી હતી તેવો ઉલ્લેખ સ્વયં આચાર્યે કર્યો છે. આથી તેઓ તેમના સમકાલીન જ છે એમાં સંશય નથી.

રત્નાકરાવતારિકાની પંજિકાના લેખક આચાર્ય રાજશેખર છે. તેઓ અભયદેવસૂરિ મલધારીના સંતાનીય તિલકસૂરિના શિષ્ય હતા. તેમણે સં. ૧૪૦૫ માં પ્રબંધકોષની રચના કરી છે અને સં. ૧૪૧૦ માં શાંતિનાથ ચરિતનું સંશોધન કર્યું છે. આથી તેઓની પંજિકાનો રચના સમય પણ એ વર્ષોની આગળ પાછળ હોવો જોઈએ. આ. રાજશેખરની આજ્ઞાથી જ ગુણચંદ્રના શિષ્ય જ્ઞાનચન્દ્રે રત્નાકરાવતારિકાનું ટિપ્પણ રચ્યું છે. આથી તેઓ પણ રાજશેખરના સમકાલીન યુવા સિદ્ધ થાય છે.

ઉક્ત મૂળકાર સહિત ચારે લેખકો વિષે તથા ગ્રન્થના વિષય વિષે પ્રસ્તુત ગ્રન્થના અંતિમ ભાગમાં વિશેષ વિવેચન કરવા વિચાર રાખ્યો છે આથી અહીં આટલાથી સંતોષ માનીએ છીએ.

આ પુસ્તકના પ્રુફ સંશોધનમાં શ્રી પં. અંબાલાલભાઈએ સહાય કરી છે તે બદલ આભાર માનવામાં આવે છે અને વિદ્યામંદિરના પ્રમુખ શ્રી કસ્તુરભાઈ લાલભાઈએ મુનિશ્રી મલયવિજયજીનો અનુવાદ જોયો અને એ બાબતમાં યોગ્ય ભલામણ કરી તેથી આ કાર્યને વિશેષ વેગ મળ્યો છે. આ પ્રકારે તેઓશ્રી પણ આ પ્રકાશનમાં નિમિત્ત બન્યા છે તે બદલ તેમનો આભાર માનવો જરૂરી છે.

લા. દ. વિદ્યામંદિર
અમદાવાદ
૫-૧૧-'૬૫

**દલસુખ માલવણિયા**

# संकेतसूची

| | |
|---|---|
| **क** | हस्तप्रति, श्रीकीर्तिमुनिसंग्रह |
| **का०** | कारिका |
| **का० वि० वि०** | काशी विश्व विद्यालय |
| **गा०** | गाथा |
| **जैमि०** | जैमिनीयदर्शन |
| **डे** | हस्तप्रति, डेलाना जैन उपाश्रय ज्ञानभंडारगत |
| **डे १-७** | ,, |
| **तत्त्व०** | तत्त्वसंग्रह |
| **तत्त्वपं०** | तत्त्वसंग्रहपंजिका |
| **तश्लो०** | तत्त्वार्थश्लोकवार्तिक |
| **धर्मो०** | धर्मोत्तरप्रदीप, के. पी. जायस्वाल इन्स्टीटयूट |
| **न्यायकन्दली** | प्रशस्तपादभाष्यटीका, वाराणसेय संस्कृत विश्वविद्यालय |
| **न्यायकु०** | न्यायकुमुदचन्द्र |
| **न्यायाटि०** | न्यायावतारवार्तिकवृत्तिगत टिप्पण |
| **परि०** | परिच्छेद |
| **परीक्षा** | परीक्षामुख |
| **पु०** | हस्तप्रति मुनिराजश्रीपुण्यविजयजीसंग्रह |
| **पृ०** | पृष्ठ |
| **प्रमीभा** | प्रमाणमीमांसा, भाषाटिप्पण, सिंघी सिरीज |
| **प्र० वा०** | प्रमाणवार्तिक-मनोरथनंदिटीका के. पी. जायस्वाल इन्स्टीटयूट |
| **प्रवाअ०** / **प्रवाभा०** | प्रमावणवार्तिकालंकार अथवा प्रमाणवार्तिकभाष्य |
| **प्रवास्वो०** | प्रमाणवार्तिकस्वोपज्ञवृत्ति, का. वि. वि. |
| **मीश्लो० अभा०** | मीमांसाश्लोककार्तिक अभावपरिच्छेद |
| ,, **अर्था०** | ,, अर्थापत्तिपरिच्छेद |
| ,, **उप** | ,, उपमानपरिच्छेद |
| **मु** | मुद्रित रत्नाकरावतारिका संपूर्ण तथा केवल परिच्छेदद्वय, यशोविजयग्रन्थमाला |
| **मुटि** | मुद्रितगत टिप्पणी |
| **मुपा** | मुद्रितगत पाठान्तर |
| **ल** | हस्तप्रति-लवारनी पोल-जैन-उपाश्रय ज्ञानभंडार |
| **वाक्य०** | वाक्यपदीय |
| **विशेषा०** | विशेषावश्यकभाष्य-मलधारी हेमचन्द्रकृतटीका |
| **वैशे०** | वैशेषिकदर्शन |
| **श्लो० प्रत्य०** | मीमांसाश्लोकवार्तिक, प्रत्यक्षपरिच्छेद |
| **सू०** | सूत्र |
| **स्यार०** | स्याद्वादरत्नाकर |
| **हेतु०** | हेतुबिन्दुटीका |
| **हेतुआ०** | हेतुबिन्दुटीकालोक |

# विषयानुक्रमः

## (१) प्रमाणस्वरूपनिर्णयो नाम प्रथमपरिच्छेदः । पृ० १-१२२



## (२) प्रत्यक्षस्वरूपनिर्णयो नाम द्वितीयपरिच्छेदः । १२३-२२०

अर्हम्

वादिश्रीदेवसूरिसूत्रितस्य

# प्रमाणनयतत्त्वालोकस्य

श्रीरत्नप्रभाचार्यविरचिता लघ्वी टीका

# रत्नाकरावतारिका

श्रीराजशेखरसूरिकृतपञ्जिका-पण्डितश्रीज्ञानचन्द्रकृतटिप्पणकाभ्यां
मुनिश्रीमलयविजयकृतगूर्जरानुवादेन च समन्विता ।

§१ सिद्धये वर्धमानः स्तात् ताम्रा यन्नखमण्डली ।
प्रत्यूहशलभप्लोषे दीप्रदीपाङ्कुरायते ॥ १ ॥

यैरत्र स्वप्रभया दिगम्बरस्यार्पिता पराभूतिः ।
प्रत्यक्षं विबुधानां जयन्तु ते देवसूरयो नव्याः ॥ २ ॥

स्याद्वादमुद्रामपनिद्रभक्त्या क्षमाभृतां स्तौमि जिनेश्वराणाम् ।
सन्न्यायमार्गानुगतस्य यस्यां सा श्रीस्तदन्यस्यै पुनः स दण्डः ॥३॥

## मुनिराजश्रीमलयविजयकृतगूर्जरानुवादः ।

ॐ नमः पार्श्वनाथाय शङ्खेश्वराय तायिने ।
विघ्नव्रातविघाताय शिवसौख्यप्रदायिने ॥१॥

रैवत-चित्रकूटादिप्राचीनजीर्णशीर्णतीर्थानाम् ।
उद्धारः कृतो येन नौमि तं नीतिसूरीशम् ॥२॥

श्रीदेवसूरिनिर्मितप्रमाण-नयतत्त्वालोकग्रन्थस्य ।
रत्नाकरस्यावतारिकाऽऽख्याऽन्वर्थाऽधीता व्याख्या च ॥३॥

तदनुभवस्मृत्यर्थं बालजनहितकाम्यया मया तथा ।
गूर्जरभाषाबद्धोऽनुवादो मलयेन तन्यते ॥४॥

---

१ °स्य स एव दण्डः– इति टिप्पणकसंमतः पाठः ।

§ ૧ વિઘ્નરૂપ પતંગિયાઓને બાળવામાં જેમના લાલનખની મંડળી તેજસ્વી દીપશિખા જેવું કાર્ય કરે છે, તે શ્રી વર્ધમાનસ્વામી સિદ્ધિને માટે થાઓ. ૧

જેમણે વિદ્વાનોની સમક્ષ સ્વપ્રભાથી દિગમ્બરાચાર્યને પરાભૂતિ આપી તે નવ્ય દેવસૂરિ જયવંતા હો. ૨

ક્ષમાશીલ જિનેશ્વરોની સ્યાદ્વાદમુદ્રાની અપ્રમત્તભાવે હું ભક્તિપૂર્વક સ્તુતિ કરું છું. સ્યાદ્વાદમુદ્રાની આણમાં રહેનાર સન્ન્યાયમાર્ગને અનુસરનાર પુરુષને તે મુદ્રા શોભારૂપ છે અને અન્યને માટે દંડરૂપ છે. ૩

## श्रीराजशेखरसूरिकृता पञ्जिका ।

उद्दन्तांशुर्देशनायां पातु वः प्रथमो जिनः ।
परब्रह्मप्रकाशानां वर्णिकामिव दर्शयन् ॥१॥

जयन्तु गौतमाद्यास्ते येऽपवर्गे गता अपि ।
शास्त्ररूपेण देहेनोपकुर्वन्ति [1]जगन्त्यपि ॥२॥

[2]नन्दन्ति गुरवोऽस्माकं वात्सल्यामृतसिन्धवः ।
मलधारिगणाधीशाः श्रीश्रीतिलकसूरयः ॥३॥

स्याद्वादरत्नाकर इत्यस्ति तर्को महत्तमः ।
वादिवृन्दारकश्रीमद्देवसूरिविनिर्मितः ॥४॥

श्रीदेवसूरिशिष्येन्द्रैः श्रीरत्नप्रभसूरिभिः ।
तत्र टीका लघुश्चक्रे रत्नाकरावतारिका ॥५॥

ग्रन्थस्यैतस्य भागौ द्वौ सुगमावन्तरान्तरा ।
भागास्त्रयस्तु विषमाः प्रायशो मन्दमेधसाम् ॥६॥

अतोऽहं विवृतिं तत्र कर्तुमिच्छामि किञ्चन ।
तनोतु [3]मयि सान्निध्यं श्रीमती भाषितेश्वरी ॥७॥

व्याख्येयपदमित्यन्तं तद्व्याख्यानं तु तत्पुरः ।
एष एव क्रमः शास्त्रे सर्वत्रास्मिन् भविष्यति ॥८॥

आघ्राय पुस्तकं येऽत्र सर्वज्ञाः स्युर्जयन्ति ते ।
किञ्चिज्ज्ञजनबोधेन सफलोऽयं मम श्रमः ॥९॥

ग्रन्थारम्भे शिष्टसमयपरिपालनाय ग्रन्थकृद्देव-गुरु-सिद्धान्तानां क्रमान्नमस्कारान्नाह—

**सिद्धये वर्द्धमानः स्तात् ताम्रा यन्नखमण्डली ।**
**प्रत्यूहशलभप्लोषे दीप्रदीपाङ्कुरायते ॥**

**सिद्धये** इति मोक्षाय प्रारिप्सितकार्यसमाप्तिलक्षणायै वा । **प्रत्यूहा** विघ्नाः, प्रतिकूला ऊहाश्च । **दीप्रदीपाङ्कुरायते** इति [4]वर्त्तमाननिर्देशः साभिप्रायः । तदातनी भगवतो नखमण्डली इदानीं

१ जगन्यपि ल । २ नद० ल । ३ मम सा० ल । ४ वर्तमानानि० ल ।

यावद् दीप्रदीपाङ्कुरायते । [1]दीप्रत्वं दीपस्य रात्रावेव, शलभप्लोषश्च प्रायेण तद्वैवेति रात्रिसत्कदीपाक्षेपः, तस्य च माङ्गलिक्याय जायमानत्वात् ॥

यैरत्रेत्यादि देवसूरयो बृहस्पतयः पूज्यत्वाद् बहुवचनम् । **स्वप्रभया** स्वकान्त्या । दिशां चाम्बरस्य च **परा** प्रकृष्टा **भूतिः** प्रकाशलक्षणाऽर्पिता । एतच्चापूर्वम् । तेषां हि एतावत् सामर्थ्यं न विद्यते । **स्वप्रभये**ति प्रतिभया **दिगम्बरस्ये**ति कुमुदचन्द्रस्य **पराभूतिरि**ति पराभवः । **विबुधानामि**ति विदुषां देवानां च । **नव्या** इति स्तुत्याः, अथ [2]च नूतनाः ।

## पण्डितश्रीज्ञानचन्द्रकृतं टिप्पणम् ।

एकान्तमत्तमातङ्गसिंहमभ्युदयालयम् ।
प्रणिपत्य जिनं वीरं सर्वसम्पत्तिकारणम् ॥१॥

गुरूपदेशतः सम्यक् ज्ञात्वा शास्त्रार्थनिर्णयम् ।
रत्नाकरावतारिकाटिप्पणं रचयाम्यहम् ॥२॥

इहेष्टदेवतानमस्यानन्तरं सुधियो विधेयमारभेरन् । श्रीरत्नप्रभाचार्य ईहितार्थसिद्धये विघ्नविनायकोपशान्तये चादौ श्लोकत्रयं रचितवान् **सिद्धये** इत्यादि । वर्द्धयति गर्भावतीर्णो जनकसदने राष्ट्रादिगज-तुरगादिसमृद्धिं विस्तारयतीति **वर्द्धमानः** । **सिद्धये** ऐहिकसर्वार्थसम्पत्तये मोक्षाय च । अनेन वचनातिशयो भगवतः प्रकटीचक्रे । नहि सद्गुरूपदेशमन्तरेण सिद्धिः स्यात् । अनेनैव ज्ञानातिशयो बलादाक्षिप्त एव । यतो ज्ञानमन्तरेण न सिद्ध्युपदेशः सम्भवति । ज्ञानातिशयेन चापायापगमातिशयः प्रसभमभिहितः, तदविनाभावित्वात् । वर्द्धते चतुस्त्रिंशदतिशयैरशोकाद्यष्टमहाप्रातिहार्यैः समृद्धियुक्तो भवतीति व्याख्यया पूजातिशयोऽप्याविश्चक्रे । शास्त्रादौ हि भगवतश्चत्वारोऽतिशया वर्णनीयाः शास्त्रकारेणात्मनश्चतुरतिशयसिद्ध्यर्थम् । श्लोकोत्तरपादद्वितयेन जैनमतानुगानामपि जिनपतिपदप्रसादतोऽपायापगमत्वं सूचयांचक्रे । **दीप्रदीपाङ्कुरायते** इत्यनेनैतच्छास्त्राध्ययनकारिणामन्तेवासिनां मोहध्वान्तविनाशः सूचितः ॥१॥

**यैरत्रे**त्यादि । **यैः स्वप्रभया** निरुपाधिप्रज्ञया **दिगम्बरस्य** क्षपणककुमुदचन्द्रस्य विदुषां समक्षं **पराभूतिः** पराभवो दत्तः राजसमाजे महाराजाधिराजजयसिंहदेवसमक्षं जित इत्यर्थः । **नव्या** इति णुङ् स्तुतौ । नवनं नवस्तवस्तमर्हन्तीति **नव्याः** । अथ च नव्या मनुष्यावतारत्वाद् नवीना बृहस्पतयः, बुद्धिवैभवेन तत्समानत्वात् । वाचस्पतिना हि स्वकान्त्या **दिगम्बरस्य** महेश्वरस्य **परा** प्रकृष्टा **भूतिः** ऋद्धिः समर्पिता, ईश्वरस्य देवरूपत्वाद् बृहस्पतेश्च देवगुरुत्वाद् । गुरुणा हि समृद्धिर्दीयते भक्तजनस्य । अथ च बृहस्पतिना नास्तिकमतप्रसिद्धशास्त्रसूत्रधारेण देवानां प्रत्यक्षं भस्म समर्पितम् । नास्तिकेन हि न मन्यते शिवः । भस्मसमर्पणमतस्तस्योचितम् ॥२॥

**स्याद्वादे**त्यादि । **अपनिद्रभक्त्ये**ति निरतिशयभक्त्या । **स्याद्वादमुद्रां** स्याद्वादमार्गम् । अन्येषामपि **क्षमाभृतां** राज्ञां **मुद्रा** जनैः स्तूयते । अथ च **क्षमाभृतां** विन्ध्यादीनां पर्वतानामुच्छृङ्खलमुच्छ्वसितुमारब्धानां **मुद्रा** मर्यादा वर्ण्यते । **मुद्रे**तिपदं वावदूकवादव्यपाकरणेन साभिप्रायम् । **यस्यामि**ति स्याद्वादमुद्रायाम् । **सन्न्याये**ति सत्तर्कपद्धतिमाश्रितस्य **सेति** स्याद्वादमुद्रा । **श्रीर्ल**क्ष्मीहेतुर्भवति, वादचत्वरे जयसिद्धिलाभात् । अथ च साऽनिर्वचनीया **श्रीः** परमपदप्राप्तिलक्षणा ।

---

१ दीपत्वं दी° मु । दीप्रदी° ल । २ ०थवा नू° ल ।

**तदन्यस्येति** स्याद्वादमुद्राव्यतिरिक्तस्य । **स** एवेति सत्तर्कमार्ग एव **दण्डः** स्यात्, तस्य पराजयपात्रत्वात् । अथ च संसारपतनलक्षणो **दण्डः** । अस्य वक्ष्यमाणशास्त्रस्य [1]स्वाभिमतस्याद्वादमतमवस्थापयितुं पराभिप्रेतैकान्तमतमत्यसितुमेव प्रचिक्रंसितत्वादादौ [2]सूचानिमित्तं श्लोकोत्तरार्द्धमेतदुपन्यस्तम् ॥३॥

§२ इह हि लक्ष्यमाणाक्षोदीयोऽर्थाक्षूणाक्षरक्षीरनिरन्तरे, तत इतो दृश्यमानस्याद्वादमहामुद्रामुद्रितानिद्रप्रमेयसहस्रोत्तुङ्गतङ्गत्तरङ्गभङ्गिसङ्गसौभाग्यभाजने, अतुलफलभरभ्राजिष्णुभूयिष्ठागमाभिरामातुच्छपरिच्छेदसन्दोहशाद्वलासन्नकानननिकुञ्जे, निरुपममनोषामहायानपात्रव्यापारपरायणपूरुषप्राप्यमाणाप्राप्तपूर्वरत्नविशेषे, क्वचन वचनरचनानवद्यगद्यपरम्पराप्रवालजालजटिले, क्वचन सुकुमारकान्तालोकनीयास्तोकश्लोकमौक्तिकप्रकरकरम्बिते, क्वचिदनेकान्तवादोपकल्पितानल्पविकल्पकल्लोलोल्लासितोद्दामदूषणाद्रिविद्राव्यमाणानेकतीर्थिकनक्रचक्रचक्रवाले, क्वचिदपगताशेषदोषानुमानाभिधानोद्वर्तमानासमानपाठीनपुच्छच्छटाऽऽच्छोटनोच्छलदतुच्छशीकरश्लेषसंजायमानमार्तण्डमण्डलप्रचण्डच्छमत्कारे, क्वापि तीर्थिकग्रन्थग्रन्थिसार्थसमर्थकदर्थनोपस्थापितार्थानवस्थितप्रदीपायमानप्लवमानज्वलन्मणिफणीन्द्रभीषणे, सहृदयसैद्धान्तिकतार्किकवैयाकरणकविचक्रचक्रवर्तिसुविहितसुगृहीतनामधेयास्मद्गुरुश्रीदेवसूरिभिर्विरचिते स्याद्वादरत्नाकरे न खलु कतिपयतर्कभाषातीर्थमजानन्तोऽपाठीना अधीवराश्च प्रवेष्टुं प्रभविष्णवः, इत्यतस्तेषामवतारदर्शनं कर्तुमनुरूपम् । तच्च संक्षेपतः शास्त्रशरीरपरामर्शमन्तरेण नोपपद्यते । सोऽपि समासतः सूत्राभिधेयावधारणं विना न, इति प्रमाणनयतत्त्वालोकाख्यतत्सूत्रार्थमात्रप्रकाशनपरा रत्नाकरावतारिकानाम्नी लघीयसी टीका प्रकटीक्रियते ॥

§ २ [ આચાર્ય વાદી દેવસૂરિએ 'પ્રમાણનયતત્ત્વાલોક' નામના સૂત્રગ્રન્થની રચના કરી હતી અને તેમણે પોતે જ તેની 'સ્યાદ્વાદરત્નાકર' નામની ટીકા પણ રચી હતી. છતાં દેવસૂરિના શિષ્ય રત્નપ્રભસૂરિએ ઉક્ત સૂત્રગ્રન્થની પ્રસ્તુત લઘુટીકા 'રત્નાકરાવતારિકા' નામે શા માટે રચી એ બતાવવા પ્રારંભમાં 'સ્યાદ્વાદરત્નાકર'ની મહત્તાનું વર્ણન તેમણે સમુદ્રના રૂપકથી નીચે પ્રમાણે કર્યું છે– ]

(૧) જે લક્ષણાથી જ્ઞાત થતા ગંભીર અર્થ અને નિર્દોષ શબ્દરૂપ જલથી પરિપૂર્ણ છે,

(૨) જેમાં સ્યાદ્વાદની મહામુદ્રાથી અંકિત એવા સર્વત્ર દૃશ્યમાન સહસ્ર પ્રમેયરૂપ ઊંચે ઊછળતા તરંગોનાં નર્તનનું સૌન્દર્ય છે,

(૩) જેના સંનિધાનમાં, સર્વોત્તમ ફળોના સંભારથી શોભાયમાન એવાં અનેક આગમરૂપ અગમ–વૃક્ષોને કારણે મનોહર તેમ જ સારસંપન્ન અનેક પરિચ્છેદ નામક પ્રકરણરૂપ હરિયાળાં વનોનાં નિકુંજો છે,

(૪) જેમાં અસાધારણ પ્રતિભારૂપ મહાયાન–મોટા વહાણોથી વહાણવટું ખેડનાર પુરુષોને પ્રાપ્ત થાય એવાં અપ્રાપ્તપૂર્વ વિશિષ્ટ રત્નો છે,

---

१ स्वाभिमतस्य स्या° मु । २ सूचनानि° मु ।

(૫) જે ક્યાંઈક ક્યાંઈક નિર્દોષ હૃદયંગમ ગદ્યમયી વચનરચનાની પરંપરારૂપ પરવાળાંની લતાથી વ્યાપ્ત છે,

(૬) જે કોઈ કોઈ સ્થળે સુકુમાર, કાન્તિવાળા અને દર્શનીય એવાં અનેક પદ્યરૂપ મોતીઓના સમૂહથી વ્યાપ્ત છે,

(૭) જેમાં કોઈ કોઈ ઠેકાણે અનેકાન્તવાદને આધારે કલ્પિત એવા અનેક વિકલ્પરૂપ કલ્લોલોથી ઉઠાવાયેલ મહાદૂષણરૂપ પર્વતોથી નસાડાતું એવું અનેક તીર્થિકરૂપ મગરોનું મંડલ છે,

(૮) જેમાં કોઈ કોઈ સ્થળે ગ્રન્થકાર દ્વારા ઉપસ્થિત કરાતા એવા નિર્દોષ અનુમાનના કથનથી વ્યાકુળ થઈ ઊછળી ઊઠતા અસાધારણ પ્રતિવાદીરૂપ મહા-મત્સ્યના પુચ્છોના પછડાટથી ઊછળતા જલબિન્દુનો સંપર્ક થવાથી અર્થાત્ પ્રતિવાદી દ્વારા હાથપગના પછડાટ સાથે તેમના મુખમાંથી નીકળતા થૂંકના બિન્દુઓનો સંપર્ક થવાથી વિદ્વાન્ સભ્યોરૂપ સૂર્યમંડલમાં સર્જાતો હાસ્યરૂપ પ્રચંડ છમત્કાર અનુભવાય છે,

(૯) જે કોઈ કોઈ સ્થળે અન્ય દાર્શનિકોના ગ્રન્થગત મર્મસ્થાનોની સયુક્તિક વિડંબના કરીને પછી ઉપસ્થિત કરાયેલ ગ્રન્થકારના વક્તવ્યને કારણે, ચંચળ દીપક જેવા તેમ જ ઊંચેનીચે થતા એવા પ્રકાશમાન્ મણિને ધારણ કરનાર સર્પરૂપ વાદીન્દ્રોથી ભયંકર છે,

—એવા 'સ્યાદ્વાદરત્નાકર' નામના ગ્રન્થની રચના, પોતાના જ 'પ્રમાણનય-તત્ત્વાલોક' નામના સૂત્રગ્રન્થની ટીકારૂપે અમારા ગુરુ શ્રી દેવસૂરિએ કરી છે, જેઓ સહૃદય, સૈદ્ધાન્તિક, તાર્કિક, વૈયાકરણ, કવિચક્રવર્તી, શાસ્ત્રાનુસાર આચરણ-વાળા હોઈ સ્મરણ કરવાયોગ્ય છે.

તે સ્યાદ્વાદરત્નાકરમાં કાંઈક તર્કની પરિભાષારૂપ તીર્થ–ઓવારાથી અજાણ, અભણ તથા પ્રતિભારહિત પુરુષો પ્રવેશ કરવા સમર્થ બનતા નથી. તેથી તેવાઓને પ્રવેશ માટે અવતારદર્શન–માર્ગદર્શન કરાવવું ઉચિત છે. પણ તેવું અવતાર દર્શન શાસ્ત્રના શરીરનો–સ્વરૂપનો સંક્ષેપમાં વિચાર કર્યા વિના શક્ય નથી. અને તે વિચાર પણ સૂત્રગ્રન્થના અભિધેય–પ્રતિપાદ્ય વિષયના નિશ્ચય વિના સંભવતો નથી. આથી 'સ્યાદ્વાદરત્નાકર'ના સૂત્રરૂપ મૂળ ગ્રન્થ 'પ્રમાણનય-તત્ત્વાલોક'ના માત્ર અર્થનું પ્રકાશન કરનાર આ 'રત્નાકરાવતારિકા' નામની લઘુ ટીકાની રચના કરવામાં આવે છે.

(प० )— **आगमाभिराम**ेत्यादि। [1]आगमाभिरामकाननपक्षे आगमा [2]वृक्षास्तदभिरामम् । **असमानपाठीने**ति अपरिमिता अथवाऽसमाना दीप्यमाना ये पाठीनाः । **तीर्थिकग्रन्थग्रन्थी**ति ग्रन्थयो विषमस्थानानि। **अनुरूपमि**ति युक्तम् । **सोऽपी**ति शास्त्रशरीरपरामर्शः ॥

( टि० )— **क्वचिदपगते**त्यादि । **असमाना** गुरुतरा लक्षणया परतीर्थिकास्तेषां **पुच्छ-च्छटाच्छोटनेन** लक्षणया करास्फालनादिपूर्वं साहङ्कारवाक्येन **उच्छलद्भिरुल्लसद्भिः श्लेषै-**

---

१ अगमाभिरामं का० मु क, आगमाभिरामकाननं प० ल । २ वृक्षास्तैरभि० मु ।

त्पद्यमानो **मार्त्तण्डमण्डले** लक्षणयाऽनवद्यविद्याविनोदतेजस्विविद्वज्जनचक्रे **छमत्कार** श्चमत्कारो यत्र । **न खल्विति** । **अपाठीनाः** पठन्तीति पाठिनोऽध्ययनकारिणो लेखशालिनस्तेषामिनाः स्वामिनः, पश्चान्नञा सम्बन्धः । **अधीवरा** । इति न धिया बुद्धया वरा ये पाठीनाः । सहस्रदंष्ट्रा महामत्स्या ये च धीवराः कैवर्त्तीपुत्राः समुद्रे तीर्थमवतारं विदांचक्रुः त एवान्तःप्रवेष्टुमुचिता नान्ये । **तेषामिति** । अपाठीनानामधीवराणां च तीर्थदर्शनम् । **तच्चेत्य**वतारदर्शनम् । **सोऽपीति** शास्त्रशरीरपरामर्शः । **सूत्राभिधेयेति** । सूत्रार्थावधारणमन्तरेण नोपपद्यते इति शेषः । **तत्सूत्रेति** स्याद्वादरत्नाकरसूत्राणामर्थमात्रप्रकटयित्री ।

§१ तत्र चेह यत्र क्वचिदपि प्रवर्तमानस्य पुरुषत्वाभिमानिनोऽनेकप्रकारतत्तद्गुणदोषदर्शनाऽऽहितसंस्कारस्याऽह्नाय द्वये स्मृतिकोटिमुपढौकनीया भवन्त्युपकारिणः, अपकारिणश्च, विशेषतो ये यत्र तदभिमततत्त्वावधारणेनाऽऽरिराधयिषिताः, तदुपहितदोषापसारणेन पराचिकीर्षिताश्च । द्वयेऽपि चामी द्वेधा—परापरभेदात्, बाह्यान्तरङ्गभेदाच्च, इत्यस्मिन् प्रमाणनयतत्त्वपरीक्षाप्रवीणे प्रक्रमे कृतज्ञास्तत्रभवन्तस्तेषां प्रागेव स्मृतये श्लोकमेकमेनमचिकीर्तन्—

**रागद्वेषविजेतारं ज्ञातारं विश्ववस्तुनः ।**
**शक्रपूज्यं गिरामीशं तीर्थेशं स्मृतिमानये ॥१॥**

§ ૧ આ લોકમાં જેને પોતાના પુરુષાર્થ માટે અભિમાન હોય અને જે નાના પ્રકારના તે તે વસ્તુના ગુણ અને દોષોનાં દૃઢ સંસ્કારવાળો હોય તે પુરુષ ગમે ત્યાં પ્રવૃત્તિ કરે પણ ઉપકારી અને અપકારીનું તત્કાળ સ્મરણ કરવું તેને માટે આવશ્યક થઈ પડે છે.

અને વિશેષતઃ ગ્રન્થની આદિમાં તો, જેમના તત્ત્વનો નિર્ણય કરીને આરાધના કરવાની ઈચ્છા છે એવા ઉપકારીનું અને તે તત્ત્વ નિર્ણયમાં અપાયેલ દોષો દૂર કરીને જેમનો પરાભવ કરવાની ઇચ્છા છે એવા અપકારીનું સ્મરણ આવશ્યક છે.

આ ઉપકારી અને અપકારી બન્ને બબ્બે પ્રકારના છે.

ઉપકારીના ૧ પર (તીર્થંકર), અને ૨ અપર(ગૌતમ ગણધરથી લઈ સ્વગુરુ સુધીના) એ બે ભેદ અને અપકારીના ૧ બાહ્ય (એકાન્તમતાનુસારી સૌગત આદિ)અને ૨ અંતરંગ-(કામ આદિ ષડ્વર્ગ)—એ બે ભેદ છે.

આથી પ્રમાણનયતત્ત્વની પરીક્ષામાં પ્રવીણ એવા આ પ્રકરણ—ગ્રન્થના પ્રારંભમાં જ સર્વ પ્રથમ તે ઉપકારીઓ અને અપકારીઓના સ્મરણાર્થે કૃતજ્ઞ પૂજ્યપાદ વાદી દેવસૂરિએ આ એક શ્લોકની રચના કરી છે—

**–રાગદ્વેષના વિજેતા, સર્વપદાર્થના જ્ઞાતા, ઇન્દ્રોને પણ પૂજ્ય તથા વાણીના સ્વામી-નિયામક એવા તીર્થંકર ભગવાનનું હું સ્મરણ કરું છું.**

(પ૦)— अह्नायेति झटित्येव । **द्वये** इति पुरुषाः ॥

(टि०) **यत्रे**ति प्रमेयादौ । **प्रवर्त्तमानस्ये**ति प्रमातुः । **पुरुषत्व**मात्मन्यभिमन्यते पुरुषत्वाभिमानी तस्य । **स्मृती**ति स्मरणाग्रं नेयाः । **विशेषत** इति ये उपकारिणोऽपकारिणश्च । **यत्रे**ति शास्त्रारम्भादिकार्ये । **तदभिमते**ति उपकार्यभीष्टतत्त्वस्य संस्मरणेनाराधायितुमिष्टाः, **तदुपहे**ति अपकार्युत्पादितदोषतिरस्कारेण तिरस्कर्त्तुमभिलषिताः । **परापरे**ति उपकारिणो द्विविधाः । तत्र परे तीर्थङ्कराः । अपरे गौतमप्रभृतयो गणधरा निजसद्गुरुपर्यवसानाः । अपकारिणस्तु **बाह्या** एकान्तमतानुसारिणः सौगतादयः । **अन्तरङ्गाश्च** कामादिषड्वर्गः । यदुक्तम्-

"कामः क्रोधश्च लोभश्च मानो हर्षो मदस्तथा ।
अन्तरङ्गारिषड्वर्गः सर्वेषामपि कीर्तितः ॥१॥"

**प्रक्रमे** इति प्रमाण-नयतत्त्वालोकाख्यसूत्रव्याख्यारम्भे । **तत्रभवन्त** इति पूज्याः श्रीदेवसूरयः । 'तत्रभवान् भगवानिति शब्दो वृद्धैः प्रयुज्यते पूज्ये' इति वचनात् । **तेषामि**ति द्वेधोपकारिणामपकारिणां च मया तद्व्यतिरिक्ता स्मृतिर्न वितन्यते । यतस्तत्कृतमेव सूत्रमत्रापि समासतो विव्रियते । **अचिकीर्त्तन्नि**ति 'कृत संशब्दने' चुरादित्वादित् अद्यतनीत् 'णिश्रिद्रुस्रुकमि०' इत्यादिना चण् कीर्त्तीषोक्तेश्चेति कीर्त्तिरादेशः विकल्पेन इति चण्परऋवर्णस्य ऋदिति ऋद्भावः द्विर्वचने सिद्धम्–अचिकीर्त्तन् अचीकृतन् वा ।

§२ तीर्थस्य चतुर्वर्णस्य श्रीश्रमणसङ्घस्य, ईशं स्वामिनम्, आसन्नोपकारित्वेनात्र श्रीमहावीरम्; अहमिह प्रक्रमे स्मृतिमानये, इति संटङ्कः ।

§ २ तीर्थ એટલે સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકારૂપ ચાર વર્ણવાળો શ્રીશ્રમણસંઘ, તેના ઈશ, તે તીર્થેશ છે. અહીં કોઈ તીર્થંકરવિશેષનું નામ જણાવેલ નથી, છતાં પણ વર્તમાન ચોવિશીમાં આસન્ન ઉપકારી એવા શ્રી મહાવીરસ્વામી ભગવાન તીર્થેશ સમજવા, તેમનું આ ગ્રન્થના આરંભમાં સ્મરણ કરું છું.

§३ राग-द्वेषयोः प्रतीतयोः, विशेषेण अपुनर्जेयतारूपेण जयन जननशीलमिति ताच्छीलिकस्तृन् । ततः "न कर्तृतृजकाभ्याम्" इति तृचा षष्ठीसमासप्रतिषेधात् कथमत्रायम् ?—इति नाऽऽरेकणीयम् । तथा विश्ववस्तुनः कालत्रयवर्तिसामान्य-विशेषात्मकपदार्थस्य, ज्ञातारममलकेवलालोकेन । शक्राणामिन्द्राणाम्, पूज्यमर्चनीयम्, जन्मस्नात्राष्टमहाप्रातिहार्यादिसंपादनेन । गिरां वाचाम्, ईशमीशितारम्, अवितथवस्तुव्रातविषयत्वेन तासां प्रयोक्तृत्वात् ।

§ ૩ (૧) સૌને પ્રસિદ્ધ એવા રાગ અને દ્વેષને વિશેષે કરીને એટલે કે ફરીથી કદી પણ તેમને જીતવા પ્રયત્ન કરવો ન પડે તેવા પ્રકારે વિજેતા અર્થાત્ સંપૂર્ણ વિજય કરવાના સ્વભાવવાળા.

અહીં 'વિજેતા' શબ્દમાં તત્સ્વભાવને બતાવનાર 'तृन्' પ્રત્યય છે, આથી "न कर्तृतृजकाभ्याम्" ઈત્યાદિ સૂત્ર સૂચિત 'तृच्' પ્રત્યયાન્તનો ષષ્ઠીતત્પુરુષ સમાસનો નિષેધ હોવા છતાં તેવો સમાસ કેમ કર્યો, એવી શંકા ન કરવી. એટલેકે અહીં 'तृच्' પ્રત્યય નથી, પણ तृन् પ્રત્યય છે.

(૨) વળી, સમસ્ત વસ્તુને એટલે કે ત્રણે કાળમાં વિદ્યમાન સામાન્ય અને વિશેષરૂપ પદાર્થોને નિર્મળ કેવળજ્ઞાનરૂપ પ્રકાશથી જાણનાર–સર્વજ્ઞ.

(૩) શક્રો–ઈન્દ્રોના પણ પૂજ્ય છે, કારણ કે તેઓ જન્મસ્નાત્ર–જન્મ સમયે મેરુ પર્વતના શિખરે જન્માભિષેક, આઠ મહાપ્રાતિહાર્ય વગેરેની રચના કરે છે.

(૪) વાણીના સ્વામી એટલા માટે છે, કે તેઓ યથાર્થ વસ્તુ સમૂહનું પ્રતિપાદન કરનારી વાણીનો પ્રયોગ કરે છે, એટલે કે તેમની વાણી જેવો અર્થ છે, તેવું જ નિરૂપણ કરે છે. તેથી તેઓ વાણીના સ્વામી છે.

( टि० )—**नाऽऽरेक्रणीयमि**ति नाऽऽशङ्कनीयम् ।

§४ अनेन च विशेषणचतुष्टयेनामी यथाक्रमं भगवतो मूलातिशयाश्चत्वारः प्ररूपिताः । तद्यथा–अपायापगमातिशयः, ज्ञानातिशयः, पूजातिशयः, वागतिशयश्चेति ।

§ ૪ આ ચાર વિશેષણ વડે અનુક્રમે ભગવાનના ચાર મૂળ અતિશયો જણાવ્યા છે, તે આ પ્રમાણે–

૧ અપાયાપગમાતિશય, ૨ જ્ઞાનાતિશય, ૩ પૂજાતિશય અને ૪ વચનાતિશય.

§५ एतेनैव च समस्तेन गणधरादेः स्वगुरुपर्यन्तस्य स्मृतिः कृतैव द्रष्टव्या, तस्याप्येकदेशेन तीर्थेशत्वात्, निगदितातिशयचतुष्टयाधारत्वाच्च । इति परापरप्रकारेण द्विविधस्याप्युपकारिणः सूत्रकाराः सस्मरुः ।

§ ૫ વળી, આ સમસ્ત શ્લોક દ્વારા ગણધર ભગવંતથી લઈને પોતાના ગુરુ પર્યંત સર્વેને ગ્રંથકારે યાદ કર્યા જ છે, એમ જાણવું. કારણ કે–ગણધર આદિ પણ એક દેશથી તીર્થેશ છે, અને ઉપરોક્ત ચારે અતિશયના આધાર પણ છે.

આ પ્રમાણે ગ્રંથકારે પર અને અપર એમ બન્ને પ્રકારના ઉપકારીઓને યાદ કર્યા છે.

§६ अपकारिणस्तु तथाभूतस्येत्थमनेनैव श्लोकेन स्मृतिमकुर्वन्–तीर्थस्य प्रागुक्तस्य तदाधेयस्याऽऽगमस्य वा, ईं लक्ष्मीं, महिमानं वा, श्यति तत्तदसद्भूतदूषणोद्घोषणैः स्वाभिप्रायेण तनूकरोति यः स तीर्थेशः–तीर्थान्तरीयो बहिरङ्गापकारी, तम् । किंरूपम् ? शक्रः पूज्यो यागादौ हविर्दानादिना यस्य स तथा, तम् । एतावता वेदानुसारिणो भट्ट-प्रभाकर-कणभक्षाक्षपाद-कपिलाः सूचयाञ्चक्रिरे । पुनः किंभूतं तीर्थेशम् ? गिरामीशं वाचस्पतिम्–इति नास्तिकमतप्रवर्तयितुर्बृहस्पतेः सूचा । तथा गिरां वाचाम्, ईं लक्ष्मीं शोभां, श्यति यः, तम् । परमार्थतः पदार्थप्रतिपादनं हि वाचां शोभा । तां च तासामपोहमात्रगोचरतामाचक्षाणस्तथागतस्तनूकरोत्येव– इति विशेषणावृत्त्या सुगतोपक्षेपः । पुनः कीदृशं तम् ? ज्ञातारं विश्ववस्तु

नः–नोऽस्माकं श्वेतभिक्षूणां संबन्धि विश्ववस्तु समस्तजीवादितत्त्वं कर्मताऽऽपन्नम्, समानतन्त्रत्वाद् ज्ञातारम् इति दिगम्बरावमर्शः । ज्ञातारमिति च तृन्नन्तमिति "तृन्नुदन्त-" इत्यादिना कर्मणि षष्ठीप्रतिषेधः ।

§ ६ ગ્રંથકાર આ જ શ્લોક દ્વારા બન્ને પ્રકારના અપકારીઓને પણ યાદ કરે છે. તે આ પ્રમાણે—

ઉપર જણાવેલ તીર્થ– ચતુર્વિધ સંઘ અથવા સંઘના આધેયભૂત એટલે કે સંઘરૂપ આધારમાં રહેલ આગમ–શાસ્ત્રની શ્રી–લક્ષ્મી કે મહિમાને અનેક પ્રકારના અસદ્ભૂત દોષોના આરોપ વડે પોતાના અભિપ્રાય મુજબ જે ઓછી કરે છે, તે તીર્થેશ, અર્થાત્ બહિરંગાપકારી–અન્યતીર્થિક, તેનું હું સ્મરણ કરું છું.

તે તીર્થેશ– અન્યતીર્થિક કેવો છે ? યજ્ઞાદિમાં બલિ આપવા વગેરેથી શક્ર–ઇન્દ્ર જેને પૂજ્ય છે, તે શક્રપૂજ્ય કહેવાય. આ વિશેષણથી વેદને અનુસરનાર ભટ્ટ–કુમારિલ, પ્રભાકર, કણભક્ષ–કણાદ–વૈશેષિક, અક્ષપાદ–ગૌતમ–નૈયાયિક, કપિલ–સાંખ્યનું સૂચન કર્યું.

વળી, તે તીર્થેશ કેવો છે ? વાણીનો ઈશ–વાચસ્પતિ છે. આ વિશેષણથી નાસ્તિક મત પ્રવર્તાવનાર બૃહસ્પતિની સૂચના કરી.

વળી વાણીની 'ई'–શોભા, મહિમાને જે श्यति ઓછી કરે તે गिरामीशः કહેવાય. પદાર્થનું વાસ્તવિક રીતે પ્રતિપાદન–વર્ણન કરવું તે વાણીની શોભા કહેવાય છે, અને તે શોભાને, શબ્દનો વિષય માત્ર અપોહ છે એમ કહેનાર બૌદ્ધ હીન કરે છે જ. આ પ્રમાણે 'गिरामीशः' વિશેષણની આવૃત્તિ–પુનઃકથન કરીને સુગત–બૌદ્ધનું સૂચન કર્યું છે.

વળી, તે તીર્થેશ કેવો છે ? 'ज्ञातारं विश्ववस्तु नः'– અમને–શ્વેતામ્બર સાધુઓને જ્ઞાત જીવ આદિ સકલ પદાર્થોને જાણનાર, એટલે કે–સમાનતન્ત્રી હોવાથી અમારી જાણેલ સકલ વસ્તુને જાણતો હોય તે. આથી દિગમ્બરની સૂચના છે.

અહીં 'ज्ञातारम्' શબ્દ 'तृन्नन्त' છે, અને 'तृन्नुदन्त' ઇત્યાદિ સૂત્રથી કર્મરૂપ 'विश्ववस्तु' શબ્દમાં ષષ્ઠીસમાસનો પ્રતિષેધ થયેલ છે.

( टि० )—**तदाधेयस्ये**ति तीर्थतयाभिहिते संघे समारोप्यस्य । **एतावते**ति । **भट्टो** जैमिनिर्नैष्कर्म्यमीमांसाकृत् । **प्रभाकरः** सकर्म्ममीमांसाकृत् दुर्गसिंहापरनामा । **कणभक्षो** वैशेषिकः । **अक्षपादो** नैयायिकः । **कपिलः** सांख्यः । एते सूचिताः । **परमार्थत** इति तत्त्वतः शब्दानामर्थप्रकाशनमेव शोभा । नहि निरर्थकं वाक्यमाभाति, कार्यानुपयोगित्वादुन्मत्तविरुतवत् । **तामिति** शोभां, **तनूकरोती**ति सम्बन्धः । **तासामिति** वाणीनाम् । **अपोहेति** निर्णयमात्रम् । अयं घटः पटो न भवतीति सामान्यम् । न तु विशिष्टस्य परमाणुलक्षणस्वलक्षणस्य वस्तुनो निर्णयः. वाणीनां विकल्पविषयत्वात्, स्वलक्षणान्तःप्रवेशाभावाच्च । यदुक्तम्–

"तेनाऽन्यापोहविषयाः प्रोक्ताः सामान्यगोचराः ।
शब्दाश्च बुद्धयश्चैव वस्तुन्येषामसम्भवात्" ॥१॥

अस्य व्याख्या–तेनाचार्यदिग्नागेनान्यापोहविषया विकल्पबुद्धिप्रतिभासविषयाः शब्दा बुद्धयश्च प्रोक्ताः । किम्भूता बुद्धयः ? सामान्यगोचराः सविकल्पिका न तु सर्वाः, निर्विकल्पाध्यक्षबुद्धीनां वस्तुविषयत्वाङ्गीकारात् । सौगतैरपि बुद्धिनामेवैतद्विशेषणं न तु शब्दानां तेषां सामान्यविषयत्वाव्यभिचारात् । विकल्पवत् । किं कारणं ? वस्तुनि स्वलक्षणे एषां शब्दानां विकल्पानां चासम्भवादिति । एतदर्थश्च विस्तरार्थिना प्रमाणवार्त्तिके कल्याणचन्द्रकृतटीकातोवसेयः । **तथागतो** बौद्धः ।

नन्वेकस्मिन्नेव वक्तरि स्वात्मानं निर्दिशति कथं 'आनये' इत्येकवचनम्, 'नः' इति बहुवचनं च समगंसाताम् ?–इति चेत् । नैतद् वचनीयं वचनीयम्, 'नः' इत्यत्रापि वक्त्रा स्वस्यैकत्वेनैव निर्देशात् । बहुवचनं त्वेकशेषवशात् । तथाहि–ते चान्ये सर्वे श्वेतवाससः, अहं च प्रचिक्रंसितशास्त्रसूत्रधारः, वयम्, तेषां नः । "त्यदादिः" इत्यनेनास्मच्छब्दोऽवशिष्यते, बहुवचनं च भवति । ततोऽस्माकं श्वेतवासोदर्शनाश्रितानां सर्वेषां तत्त्वं यो जानाति, तं च स्मरामीत्युक्तं भवति । इत्थं चैकशेषशालिविशेषणं कुर्वाणैस्तच्छब्दोपदिष्टमार्गस्थाशेषश्वेताम्बरपारतन्त्र्यं स्वस्याविश्चक्रे ।

शङ्का–અહીં વક્તા એક જ છે, તો તે પોતાનો નિર્દેશ 'आनये' દ્વારા એકવચનમાં અને 'नः' દ્વારા બહુવચનમાં કરે તે સંગત કેમ થાય ?

समाधान–આ દૂષણ કહેવા લાયક નથી, કારણ કે– 'नः' શબ્દથી ગ્રન્થકારે પોતાનો એકલાનો જ નિર્દેશ કરેલ છે, અને બહુવચન તો એકશેષ સમાસ થવાથી થયેલ છે. એકશેષ સમાસનું સ્વરૂપ આ પ્રમાણે છે 'ते–अन्ये चाहं च' અહીં તે એટલે બીજા સમસ્ત શ્વેતામ્બરો અને अहं–હું એટલે પ્રારંભ કરવા ધારેલ પ્રકૃત શાસ્ત્રનો કર્ત્તા–ગ્રંથ રચનાર, આમ બન્ને મળી वयं–અમે રૂપ થયું, અહીં 'त्यदादिः' સૂત્રથી अस्मद् રહે અને તેનું બહુવચન 'वयम्' રૂપ થયું અને કર્તરિષષ્ઠીમાં नः રૂપ થયું માટે नः आनये એ નિર્દોષ છે ને સંગત છે.

તેથી અમારા–સમસ્ત શ્વેતામ્બરોને માન્ય તત્ત્વને જે જાણે છે, તે દિગમ્બરને હું યાદ કરું છું, એમ અહીં સમજવું.

આ પ્રમાણે એકશેષ સમાસવાળું વિશેષણ કરીને ગ્રંથકારે 'तद्' શબ્દથી જણાવેલ માર્ગસ્થ–સુવિહિત સમસ્ત શ્વેતામ્બરોમાં પોતાની પરાધીનતા પણ જણાવી છે. એટલે કે તેઓ અહીં જે કહેશે તે શ્વેતામ્બર આમ્નાયને અનુસરનારું હશે.

( टि० )–**समगंसातामिति** गम् सम्पूर्वः समोगम्लित्यादिनात्मनेपदं सङ्गच्छते स्म । **वचनीयमिति** न दूषणं वक्तव्यम् । **प्रचिक्रंसितेति** प्रचिक्रमिषतेतिपाठः । प्रारब्धुमिष्टः शास्त्रकर्त्ता ।

पुनः कीदृक्षं तम् ? रागद्वेषविवर्जताऽऽरम्–इतं प्राप्तसंबन्धम्, आरं सांसारिकानेकक्लेशास्वरूपशत्रुसमूहो यस्मिंस्तीर्थेशे स तथा, तं च । कथमेतादृशं तम् ?

१ प्राप्तं संबद्धम्— मुपा ।

इत्याह—रागद्वेषविजा—राग-द्वेषाभ्यां कृत्वा याऽसौ विक् श्रीमदर्हत्प्रतिपादित-तत्त्वात् पृथग्भावः, तया । भगवदर्हत्प्रतिपादितं तत्त्वमनुभवन्तोऽपि हि राग-द्वेष-कालुष्यकलङ्काक्रान्तस्वान्ततया परेऽपरथैव प्रलपन्तः सांसारिकक्लेशशात्रवगोचरतां गच्छन्त्येव । अनेन चाशेषाणां शेषाणामपि संभवैतिह्यप्रमाणवादिचरकप्रमुखाणामाविष्करणम् । न खलु मोहमहाशैलूषस्यैको नर्तनप्रकारो यदशेषतीर्थिकानां प्रत्येकं स्मृतिः कर्तुं शक्येत ।

વળી, તે તીર્થેશ કેવા છે? 'रागद्वेषविजेतारम्' આ પદનો 'रागद्वेषविजा इत અને आरम् આ પ્રમાણે પદચ્છેદ કરીને इतम्—પ્રાપ્ત થયેલ છે, आरम्—સાંસારિક ક્લેશરૂપ શત્રુસમૂહ, એટલે જે તીર્થેશને વિષે સાંસારિક ક્લેશરૂપ શત્રુસમૂહ પ્રાપ્ત થયેલ છે તે 'इतारम्' કહેવાય. તે 'इतारम्' કેવા છે? 'रागद्वेषविजा'—રાગ અને દ્વેષથી ઉત્પન્ન થયેલી, જે विक्—પૃથગ્ભાવ જુદાઈ, તેનાથી, એટલે શ્રી અરિહંત ભગવંતે પ્રતિપાદન કરેલ તત્ત્વોથી પૃથગ્ભાવ, અર્થાત્ તે તીર્થેશ રાગદ્વેષ આદિ દોષથી દૂષિત હોઈ શ્રી અરિહંત પ્રતિપાદિત તત્ત્વોથી જુદા પડે છે.

અરિહંત ભગવાને કહેલ તત્ત્વોનો અનુભવ કરતા હોવા છતાં પણ રાગદ્વેષાત્મક કાળાશરૂપ કલંક—દોષથી આચ્છાદિત અંતઃકરણવાળા હોવાથી અન્યતીર્થિકો તત્ત્વને બીજા પ્રકારે—ઊલટી રીતે કહેતા હોવાથી સાંસારિક અનેક ક્લેશ—જન્મ-મરણાદિ રૂપ શત્રુસમૂહને પામે જ છે. આ વિશેષણથી સંભવ અને ઐતિહ્ય પ્રમાણને માનનારા આયુર્વેદ પ્રવર્તક ચરક આદિ બાકીના સઘળાયે તીર્થાન્તરીઓને જણાવ્યા છે, કારણ કે—મોહરૂપ મહાનટનો નાચવાનો એક જ પ્રકાર તો નથી, કે જેથી એક એક લઈને બધા તીર્થિકોનું સ્મરણ કરી શકાય. આ રીતે ગ્રંથકારે સમસ્ત બહિરંગ અપકારી—સઘળા અન્યતીર્થિકોનું સ્મરણ કર્યું છે એમ જાણવું.

नन्वेवमेतान् प्रतिक्षेपार्थमुपक्षिपतोऽस्य राग-द्वेषकालुष्यवृद्धिः स्यात्, इति श्रेयोविशेषार्थमुपस्थितस्याश्रेयसि प्रवृत्तिरापन्ना— इति शङ्कां निरसितुं 'राग-द्वेष-' इति विशेषणं श्लिष्टमजीघटन्—अरमत्यर्थम्, राग-द्वेषयोर्विजयनशीलः, तेषां स्मृतिमस्मि करोमि, न त्वन्यथा, इति तत्रभवदभिप्रायः । प्रमाणनयतत्त्वं खल्वत्र शुचिविचारचातुरीपूर्वमालोकनीयम् । न च रागद्वेषकषायितान्तःकरणैर्विरच्यमानो विचारश्चारुतामञ्चति । इत्यन्तरङ्गापकारिस्मरणम् ।

शंका— આ પ્રકારે પ્રારંભમાં તે તીર્થિકોને તેમના મતનું ખંડન કરવા માટે યાદ કરવાથી તો ગ્રન્થકર્તાને રાગદ્વેષરૂપ કાલુષ્યની વૃદ્ધિ થશે અને તેથી કલ્યાણ વિશેષને માટે તત્પર થયેલ ગ્રન્થકારની અકલ્યાણમાં પ્રવૃત્તિ થઈ ગઈ.

समाधान—અહિં रागद्वेषविजेतारम्' આ વિશેષણ શ્લિષ્ટ અર્થવાળું છે, તે આ પ્રમાણે—रागद्वेषविजेता—અને अरम् આ પ્રમાણે પદચ્છેદ કરીને રાગ દ્વેષને જીતવાના

સ્વભાવવાળા, अरम्–અત્યંત, સર્વથા. આ પ્રમાણે પદચ્છેદ કરીને અત્યંત–સર્વ પ્રકારે સંપૂર્ણતયા રાગદ્વેષને જીતવાના સ્વભાવવાળા જે હોય તેઓનું હું સ્મરણ કરૂં છું પણ રાગદ્વેષવાળાનું સ્મરણ કરતો નથી એ ગ્રન્થકર્ત્તાનો આશય છે.

આ શાસ્ત્રમાં પ્રમાણ અને નયનું જે વાસ્તવિક રૂપ છે, તે પવિત્ર વિચાર પૂર્વક ચતુરાઈથી જાણવા યોગ્ય છે, પરંતુ રાગદ્વેષથી કષાયયુક્ત થયેલ ચિત્તવાળાઓનો વિચાર ચારુતા–પવિત્રતાને પામતો નથી, તેથી તેઓ તત્ત્વને પામી શકતા નથી. આ રીતે અંતરંગ અપકારિઓ–રાગ દ્વેષનું સ્મરણ કર્યું છે.

( टि० ) **नन्वेवमेतानि**ति परतीर्थिकान्निराकर्त्तुम् । **उपक्षिपत** इति उपन्यासं कुर्वतः । **अस्ये**ति आचार्यस्य ।

ननु तथापि कथमेतैर्दिव्यदृग्भिरर्वाग्दृशोऽस्य तत्त्वविचारः साधीयान् ?– इत्यारेकामपाकर्तुं श्लेषेणैव व्यशीशिषन्–ज्ञाताऽरं विश्ववस्तुनः । विमलकेवलालोकाऽऽलोकितलोकालोकश्रीमदर्हत्प्रतिपादितागमवशात् खल्वहमपि कामं विश्ववस्तूनां ज्ञातैवेति । बृहद्वृत्तौ तु स्वकर्तृकत्वाद् नामीषामपकारिणां निराचिकीर्षितत्वेन स्मरणं व्याख्यायि । न खलु महतामीदृशमर्थमित्थं प्रकटयतामौचिती नातिवर्तते, फलानुमेयप्रारम्भत्वात् तेषाम् । सूचामात्रं तु सूत्रे कतिपयात्यन्तसहृदयहृदयसंवेद्यमविरुद्धमिति ॥

शंका–દિવ્યદૃષ્ટિ–દિવ્યજ્ઞાન વાળા કપિલ, કણાદ વિગેરે પ્રાચીન મુનિઓ કરતાં અર્વાગ્દૃષ્ટિ–ચર્મચક્ષુવાળા પ્રસ્તુત આચાર્યનો તત્ત્વ વિચાર કઈ રીતે વધારે સારો હોઈ શકે ?

समाधान—અહીં 'ज्ञातारं विश्ववस्तुनः' એ વિશેષણને ગ્રંથકાર ज्ञाताऽरं विश्ववस्तुनः એ પ્રમાણે પદચ્છેદ કરી શ્લેષ દ્વારા પોતાનું વિશેષણ બનાવીને જણાવે છે કે–નિર્મળ કેવળ જ્ઞાનથી લોક અને અલોકને જાણનાર શ્રીમાન્ અરિહંતભગવંતે પ્રતિપાદન કરેલા આગમના આધારે હું પણ સમસ્તપદાર્થોનો અત્યંત—સર્વથા જ્ઞાતા છું.

'પ્રમાણનયતત્ત્વાલોક' નામના શાસ્ત્રની 'સ્યાદ્વાદરત્નાકર' નામની મોટી ટીકા ગ્રન્થકારે પોતે જ કરેલી હોવાથી 'જેમનું ખંડન કરવાનું છે, તેવા અપકારીઓનું સ્મરણ આ શ્લોકમાં કરવામાં આવ્યું છે'–આવી વ્યાખ્યા કરી નથી, કારણ કે–મહાપુરુષો આ પ્રકારનું પોતાનું પ્રયોજન બતાવે તેમાં ઔચિત્યનો ભંગ થાય છે, કેમકે મહાપુરુષોનો કાર્યારંભ તો ફલ–કાર્યસિદ્ધિ દ્વારાજ જણાય છે.

પરંતુ સૂત્રમાં તો સૂચન જ હોય છે, અને તે સૂચન તો કેટલાક અત્યંત સહૃદય પુરુષો જ જાણી શકે છે, તેથી તેમાં તીર્થાન્તરીયકોનું સૂચન માનવામાં આવે તો કશો જ વિરોધ નથી.

(टि०)–**ननु तथापी**त्यादि । **एतैरि**ति कणभक्षाक्षपादकपिलादिभिः । **दिव्ये**ति ज्ञानदृष्टिभिः । **अर्वागि**ति जडरूपस्य चर्मचक्षुषः । **अस्ये**ति आचार्यस्य । **तत्त्वे**ति प्रमाणविचारः साधुः । **आरेका**मिति आशङ्कां निराकर्तुम् । **व्यशीशिषन्नि**ति स्वविशेषणाद्वारेण व्याख्यां चक्रिरे ।

§ १ ननु यदिह ज्वरप्रसरापसारिशेषशिरोरत्नोपदेशवद् अशक्यानुष्ठानाभिधेयम्, जननीपाणिपीडनोपदेशवद् अनभिमतप्रयोजनम्, दशदाडिमादिवाक्यवत् संबन्धवन्ध्यं च, न तत्र प्रेक्षाचक्षुषः क्षोदिष्ठामपि प्रवृत्तिं प्रारभन्ते । तद्यदीदमपि तथा, न तर्हि तेषां प्रवृत्तौ निमित्तं स्यात्— इत्यारेकामधरीकर्तुमचीकृतन्—

**प्रमाण-नयतत्त्वव्यवस्थापनार्थमिदमुपक्रम्यते ॥१॥**

§ २ प्रकर्षेण संशयाद्यभावस्वभावेन, मीयते परिच्छिद्यते वस्तु येन तत् प्रमाणम् । नीयते गम्यते, श्रुतप्रमाणपरिच्छिन्नार्थैकदेशोऽनेनेति नयः । ततो द्वयोरपि द्वन्द्वे, बह्वच्त्वेऽपि प्रमाणस्याभ्यर्हितत्वेन 'लक्षण-हेत्वो' इत्यादिवद् अल्पाच्तरादपि नयशब्दात् प्रागुपादानम् । ततः प्रमाण-नययोस्तत्त्वमसाधारणं स्वरूपम्, तस्य व्यवस्थापनं यथावस्थिततत्त्वनिष्टङ्कनम्, तदेवार्थः प्रयोजनं यत्रोपक्रमणे तत्तदर्थमिति क्रियाया विशेषणमेतत्, न पुनरिदमितिनिर्दिष्टस्य शास्त्रस्य । आचार्यो हि शास्त्रेण कृत्वा प्रमाण-नयतत्त्वं व्यवस्थापयति— इत्याचार्यव्यापारस्यैवोपक्रमस्य तद्विशेषणमनुगुणम्, न तु शास्त्रस्य, तस्य करणतयैव तत्रोपयोगात्, कर्तृत्वस्य तत्रौपचारिकत्वात् । इदं स्वसंवेदनप्रत्यक्षेण अन्तस्तत्त्वरूपतया प्रतिभासमानं प्रकृतं शास्त्रम्, उपक्रम्यते बहिः शब्दरूपतया प्रारभ्यते ।

§ १ शंका-(१) शेषनागना मस्तकमां रहेल मणि तावना प्रसारने रोके छे–आ उपदेशना अभिधेयनी जेम आ ग्रन्थनुं अभिधेय पण अशक्यानुष्ठेय छे, अर्थात् ते मणिनी प्राप्ति जेम अशक्य छे, तेम अहिं पण प्रतिपादित वस्तुनुं ज्ञान अशक्य छे, (२) मातानी साथेना विवाहना उपदेशनी जेम अहिं पण अनिष्ट प्रयोजन बताववामां आव्युं छे, (३) 'दश दाडिमादि' वाक्यनी जेम अहिं पण संबंध नथी. आवी वस्तुस्थिति ज्यां होय त्यां प्रज्ञासंपन्न पुरुषो माटे प्रवृत्ति करवाने कंई कारण नथी माटे प्रवृत्ति थशे नहिं.

भावार्थ ए छे के बुद्धिमान पुरुषोनी प्रवृत्ति माटे त्रण कारणो जरूरी छे—जे कहेवामां आवे ते शक्यानुष्ठेय होवुं जोईए, ईष्ट प्रयोजन वाळुं होवुं जोईए, अने सुसंबद्ध होवुं जोईए. जो आम न होय तो प्रवृत्ति थाय नहि, माटे शंकाकारनी आ ग्रन्थमां आ त्रणे निमित्तो नथी तो प्रवृत्ति केम थशे ? एवी शंका छे.

समाधान– आ शंकानुं निराकरण करवा आचार्ये नीचे मुजब सूत्रनी रचना करी छे :—

**प्रमाण अने नयना तत्त्वनो निश्चय करवाने आ ग्रन्थनो आरंभ कराय छे.**

§ २ जेना वडे संशयादि दोषोथी रहित पदार्थनो बोध थाय ते **प्रमाण.**
जेनाथी श्रुत–आगम प्रमाणथी ज्ञात–जाणेल पदार्थना एक देशनो बोध थाय ते **नय.**

આ સૂત્રમાં પ્રમાણ અને નય એ બન્ને શબ્દોનો દ્વન્દ્વસમાસ કરેલ છે.

शङ्का-દ્વન્દ્વ સમાસમાં અલ્પ સ્વરવાળું પદ પહેલું આવે, એ નિયમને અનુસરીને 'નય' શબ્દ પહેલો આવવો જોઈએ, તો 'પ્રમાણ' શબ્દ પહેલો કેમ મૂક્યો ?

समाधान-જેમ 'लक्षणहेत्वोः' આ સ્થળે 'હેતુ' અલ્પ સ્વરવાળો છે, અને 'લક્ષણ' શબ્દ અધિકસ્વરવાળો છે, છતાં અભ્યર્હિત-પૂજ્ય-મહત્તર હોવાથી 'લક્ષણ' પદ પહેલું છે, તેમ પ્રમાણશબ્દ નયશબ્દ કરતાં અધિક સ્વરવાળો હોવા છતાં તે અભ્યર્હિત હોવાથી તેનું પ્રથમ ઉપાદાન થયેલ છે.

પ્રમાણ અને નયના તત્ત્વ-અસાધારણ સ્વરૂપ-નો નિશ્ચય કરવો એ જ આ ઉપક્રમ-કાર્યારંભનું પ્રયોજન છે. તે જ પ્રયોજન જે ઉપક્રમમાં છે, તે ઉપક્રમ તેને માટે છે, એટલે કે-વ્યવસ્થા-નિશ્ચય માટે ઉપક્રમ છે. એ ઉપક્રમ રૂપ ક્રિયાનું 'प्रमाणनयतत्त्वव्यवस्थापनार्थं' એ વિશેષણ છે. પણ 'इदम्' શબ્દથી નિર્દિષ્ટ શાસ્ત્રનું વિશેષણ નથી. આચાર્ય-ગ્રન્થકાર પ્રમાણ અને નયના તત્ત્વનું વ્યવસ્થાપન-નિશ્ચય શાસ્ત્રવડે જ કરે છે, માટે ઉપક્રમ-ક્રિયારંભ રૂપ આચાર્યના વ્યાપારના વિશેષણ તરીકે તે અનુકૂલ છે, પરંતુ શાસ્ત્રનું તે વિશેષણ નથી, કારણ કે-આચાર્યને પ્રમાણ અને નયના તત્વની વ્યવસ્થા કરવી છે, અને તે શાસ્ત્ર દ્વારા થતી હોઈ તેમાં શાસ્ત્ર કરણ-અસાધારણ કારણ તરીકે ઉપયોગી છે, માટે સૂત્રનો એ અંશ આચાર્યના વ્યાપારરૂપ ઉપક્રમ-આરંભના જ વિશેષણ તરીકે યોગ્ય છે.

शंका-શાસ્ત્ર અર્થની વ્યવસ્થા કરે છે, તો તે કરણ છે, એમ કેમ કહેવાય ?

समाधान-શાસ્ત્રમાં કર્તૃત્વ ઔપચારિક છે. અર્થાત્ આચાર્યનું વ્યવસ્થા-કર્તૃત્વ શાસ્ત્રમાં આરોપિત છે.

આથી સમગ્રભાવે આવો અર્થ થાય છે કે- આ શાસ્ત્ર કે જે સ્વસંવેદનથી અન્તસ્તત્ત્વરૂપે પ્રત્યક્ષ છે, અર્થાત્ આચાર્યનું પ્રમાણનયના તત્ત્વવિષયક જે જ્ઞાન તે અન્તઃશાસ્ત્ર છે, અને તેનો પ્રારંભ બાહ્યશબ્દરૂપે કરવામાં આવે છે, અર્થાત્ અંતરમાં પ્રતિભાસિત જ્ઞાનનો આવિર્ભાવ શબ્દદ્વારા કરી આ ગ્રન્થરૂપ બાહ્યશાસ્ત્રનો પ્રારંભ કરવામાં આવે છે.

( टि० ) **ननु यदिहे**त्यादि । **तत्रे**ति प्रयोजनादिरहिते शास्त्रे । **प्रेक्षाचक्षुष** इति प्रेक्षावन्तो विद्वांसः **क्षोदिष्ठामपि** स्वल्पामपि । **इदमपी**ति भवदारभ्यमाणं शास्त्रं **तथे**ति अशक्यानुष्ठान-प्रयोजनादियुक्तं निष्कलङ्कं न स्यात् ॥ **न तर्ही**ति । **तेषां** विदुषाम् ।

**प्रकर्षेणे**त्यादि । **संशयादी**ति । आदिशब्दाद्विपर्ययानध्यवसायौ ज्ञेयौ **बह्वच्-त्वेऽपी**ति बहुस्वरत्वेपि । **अभ्यर्हिते**ति पूजितत्वात् । **अल्पाच्तरादि**ति स्तोकस्वरात् । **अच्**-शब्दः स्वरसंज्ञया व्याकरणप्रसिद्धः ।

**न तु शास्त्रस्ये**त्यादि । **तत्रे**ति व्यवस्थापने । **तत्रे**ति शास्त्रे । **इदमि**ति । शास्त्रं हि द्विविधं अर्थतः शब्दतश्च । अन्तरर्थरूपम्, बहिः शब्दरूपम् । **तत्त्वरूपे**ति ज्ञानरूपतया ।

**(प) बह्वच्त्वेऽपी**ति बहुस्वरत्वेऽपि । **अन्तस्तत्त्वरूपतये**ति शास्त्ररूपतया ॥

इदं च वाक्यं मुख्यतया प्रयोजनमेव प्रतिपादयितुमुपन्यस्तम्, तस्यैव प्राधान्येन प्रवृत्त्यङ्गत्वात् । अभिधेय-सम्बन्धौ तु सामर्थ्याद् गमयति । तथाहि—प्रमाण-नयतत्त्वमभिधेयम्, 'प्रमाणनयतत्त्व'इत्यवयवेन लक्षितम्, सुखानुष्ठेयं चैतत्— इत्यशक्यानुष्ठानाभिधेयाशङ्का निराकारि ।

प्रयोजनं द्वेधा—कर्तुः श्रोतुश्च । तत्र कर्तुः प्रयोजनं प्रमाणनयतत्त्वव्यवस्थापनं 'प्रमाण-'इत्यादिसूत्रावयवेन ण्यन्तेन साक्षादाचचक्षे । श्रोतृप्रयोजनं च 'व्यवस्था'— इत्युपसर्गधातुसमुदायेनैव तदन्तर्गतं प्रत्याय्यते । प्रमाणनयतत्त्वनिश्चयमिच्छवो हि श्रोतारोऽहंप्रथमिकयात्र शास्त्रे प्रवर्त्तेरन् । अभिमतं चैतत् प्रयोजनं द्वयोरपि— इत्यनभिमतप्रयोजनत्वारेका निरस्ता ।

संबन्धस्त्वभिधेयेन सह वाच्यवाचकभावलक्षणः शास्त्रस्यावश्यंभावी— इत्यनुक्तोऽप्यर्थाद् गम्यते— इति संबन्धरहितत्वाऽऽशङ्कानुत्थानोपहतैवेति ।

અને આ 'प्रमाणनय' ઈત્યાદિ વાક્યનો ઉપન્યાસ— પ્રયોગ તો મુખ્યપણે પ્રયોજન પ્રતિપાદન કરવા માટે જ છે, કારણ કે— પ્રવૃત્તિનું મુખ્ય કારણ તો પ્રયોજન છે.

અભિધેય—પ્રતિપાદ્યવિષય અને સમ્બન્ધ તો સૂત્રના પોતાના સામર્થ્ય—સ્વશક્તિથી જ જણાઈ આવે છે, તે આ પ્રમાણે—

સૂત્રના 'प्रमाणनयतत्त्व' એ અંશથી પ્રમાણ અને નયનું સ્વરૂપ એ અભિધેય છે, એમ બોધ થાય છે, અને તે સુખપૂર્વક અનુષ્ઠેય— જ્ઞાન કરવા લાયક છે, આથી અભિધેય અશક્ય અનુષ્ઠાનવાળું છે, એ શંકાનો નિરાસ કર્યો.

પ્રયોજન બે પ્રકારે છે ૧ કર્તાનું પ્રયોજન, અને ૨ શ્રોતાનું પ્રયોજન. તેમાં 'प्रमाणनयतत्त्वव्यवस्थापनं' એ સૂત્રના ण्यन्त—પ્રેરક રૂપવાળા અવયવ વડે કર્તાનું પ્રયોજન તો સાક્ષાત્ કહેલ છે, અને કર્તાના પ્રયોજનની અંદર वि અને अव ઉપસર્ગપૂર્વક 'ष्ठा' ધાતુના સમુદાયરૂપ 'व्यवस्था' શબ્દથી જ શ્રોતાનું પ્રયોજન તો જણાઈ આવે છે, જેથી કરીને પ્રમાણ અને નયના તત્વનો નિશ્ચય કરવાની ઈચ્છાવાળા શ્રોતાઓ 'હું પહેલો હું પહેલો' એ રીતે શાસ્ત્રમાં પ્રવૃત્તિ કરે છે. કર્ત્તા—શાસ્ત્રકાર અને શ્રોતા એ બન્નેને આ પ્રયોજન ઇષ્ટ છે. તેથી અનિષ્ટ પ્રયોજનની શંકા દૂર થઈ ગઈ.

સંબંધ તો— શાસ્ત્રનો અભિધેય સાથેનો વાચ્યવાચકભાવરૂપે અવશ્ય હોય છે, અને સૂત્રમાં તે જણાવેલ નથી તો પણ અર્થાપત્તિ દ્વારા જણાઈ આવે છે જ. આ પ્રકારે સંબંધ નથી એવી શંકા ઊઠતીજ નથી, અને તે જ તેનો નિરાસ છે.

(टि॰) **तस्येति** प्रयोजनस्य मुख्यत्वेन प्रवृत्तिहेतुत्वात् । **तदन्तर्गतमिति** आचार्यप्रयोजनान्तर्गतं **प्रत्याय्यते** प्रतीतिगोचरं नीयते ।

§३ अत्र धर्मोत्तरानुसारी प्राह–प्रयोजनमादिवाक्येन साक्षादाख्यायत इति न क्षमे। यतः संबद्धमसंबद्धं वा तत् तदभिदधीत ? यद्यसंबद्धमेव; तदाऽऽदिवाक्यादेव समस्तशास्त्रार्थसंदर्भगर्भाविर्भावसंभवात् किं प्रकृतशास्त्रोपक्रमक्लेशेन ? संबद्धं चेत्; तदसंबद्धम्, शब्दार्थयोः संबन्धासंभवात्। तथाहि–अयमनयोर्भवंस्तादात्म्यम्, तदुत्पत्तिः, वाच्य-वाचकभावो वा भवेत् ?

§ ૩ અહીં ધર્મોત્તરાનુસારી બૌદ્ધ શંકા કરે છે—'प्रमाणनय' એ આદિ વાકયથી પ્રયોજન સાક્ષાત્ કહેવાયું છે, એ તમારૂં કથન અમોને સમ્મત નથી કારણ કે- અમે પૂછીએ છીએ કે- આદિવાકય પ્રયોજનની સાથે સમ્બદ્ધ થઈને પ્રયોજનનું અભિધાન કરે છે ? કે અસમ્બદ્ધ રહીને પ્રયોજનનું અભિધાન કરે છે ?

જો પ્રયોજન સાથે અસમ્બદ્ધ એવું આદિવાકય પ્રયોજનને કહે છે, એમ કહો તો- આદિવાકયથી જ સમસ્ત શાસ્ત્રના અર્થની રચનાનું રહસ્ય પ્રકટ થઈ જવાનો સંભવ છે, તો પ્રકૃતશાસ્ત્રના આરંભનો ક્લેશ શા માટે ?

અને પ્રયોજન સાથે સંબદ્ધ આદિવાકય પ્રયોજનને કહે છે, એમ કહો તો- તે કથન અસંગત છે, કારણ કે શબ્દ અને અર્થના સંબંધનો સંભવ નથી, તે આ પ્રમાણે- શબ્દ અને અર્થનો સંબંધ હોય તો તે કયો છે ? તાદાત્મ્ય ? તદુત્પત્તિ ? કે વાચ્યવાચકભાવ સંબંધ છે ?

(प०) **तत् तदभिदधीते**ति तदादिवाक्यं कर्तृ तत्प्रयोजनं कर्म। **आदिवाक्यादेवे**ति एतस्मादेव। **अनयो**रिति शब्दार्थयोः।

( टि० ) **अत्र धर्म्मोत्तरे**त्यादि। **तदि**ति आदिवाक्यम्। **तदि**ति प्रयोजनम्। **समस्तशास्त्रे**ति लक्षणसाहित्यतर्कादि। **तथाही**त्यादि। **अयमि**ति सम्बन्धः, **अनयोरि**ति शब्दार्थयोः।

प्राचीनपक्षे स एवात्मा यस्येति विग्रहे–किं तच्छब्दस्य शब्द एव, तदर्थो वा वाच्यतया त्वच्चित्ते चकास्यात् ? यदि शब्दः, तर्हि समस्ता अप्यर्थाः स्वस्ववाचकस्वभावा बभूवांसः – इति युगपदशेषाणां तेषां निःशेषकालं यावद् गुमगुमायमानताऽऽपत्तेः – अयत्नोपनतपणववेणुवीणामृदङ्गसङ्गिसङ्गीतकारम्भनिभृतमिव त्रिभुवनं भवेत्। अथ तदर्थः; तर्हि तुरग-तरङ्ग-शृङ्गार-भृङ्गारादिशब्दोच्चारणे चूरण-प्लावन-संभोग-घट्टनादिप्रसक्तिः। किञ्च, अतीतानागतवर्धमान-पद्मनाभादिकल्पितकथादिवचसामुच्चारणमचतुरस्रं स्यात्। न हि वृक्षात्मा शिंशपा तमन्तरेणापि क्वापि संपद्यते। तथात्वे हि स्वस्वरूपमेवासौ जह्यात्, कुम्भ-स्तम्भाम्भोरुहादिवत्। प्रत्यक्षमपि चैतयोस्तादात्म्यं न क्षमते। कर्णकोटरकुटुम्बी खल्वभिलापः प्रत्यक्षेण लक्ष्यते, क्षितितलावलम्बी तु कलश-कुलिशादिभावराशिः– इति कथमनयोरैक्यं शक्येत वक्तुम् ? तन्न तादात्म्यपक्षोपक्षेपः सूक्ष्मः।

પહેલો પક્ષ કહો તો– તે જ જેનો આત્મા–સ્વરૂપ છે–સમાસના આવા વિગ્રહ-વાક્યમાં 'તે' શબ્દનું શું અભિપ્રેત છે? શબ્દ કે અર્થ? '–તે' શબ્દનો વાચ્યાર્થ શબ્દ છે, એમ કહો તો– સમસ્ત ઘટપટાદિ પદાર્થો પોતપોતાના વાચક શબ્દરૂપ બની ગયા. અર્થાત્ શબ્દ અને અર્થનો ભેદ ન રહ્યો, આથી સદૈવ તે બધા ગણગણાટ કરતા થઈ જશે. અર્થાત્ સમસ્ત પદાર્થો શબ્દરૂપ હોવાથી તેમાં ગુંજાયમાનતાની આપત્તિ–દોષ આવશે. અને તેથી તૈયાર કરીને મૂકેલાં પણવ–મોટો ઢોલ, વેણુ–વાંસળી, વીણા, મૃદંગ–તબલા વિગેરે વાજિંત્રોથી અનાયાસે ઉત્પન્ન થયેલ સંગીતથી ભરેલ હોય એવાં ત્રણે ભુવન થઈ જશે. પણ આવો અનુભવ થતો નથી, માટે તેમ માનવું ઉચિત નથી.

'તે' શબ્દનો વાચ્યાર્થ અર્થ કહો તો– અર્થાત્ શબ્દને અર્થરૂપ માનવાથી તુરગ–ઘોડો, તરંગ, શૃંગાર, ભૃંગાર વિગેરે શબ્દોનું ઉચ્ચારણ કરતાની સાથે જ અનુક્રમે કચડાઈ જવાનો, પલળી જવાનો (ડૂબી જવાનો, તરવાનો કે કૂદવાનો) સંભોગ થવાનો અને અથડાઈ જવાનો પ્રસંગ આવશે.

વળી આ પક્ષમાં ભૂતકાલીન વર્દ્ધમાન–મહાવીર અને ભવિષ્યકાલીન પદ્મ-નાભાદિ વિષયક કથન–શબ્દોચ્ચારણ અસંગત થશે. કારણ કે–'વર્દ્ધમાન,' એવો શબ્દોચ્ચાર વર્દ્ધમાનરૂપ અર્થ હોય તો જ ઘટી શકે પરંતુ વર્દ્ધમાન અર્થ તો અત્યારે નથી, તો તેમના અભાવમાં શબ્દસ્વરૂપની ઘટના કેવી રીતે થશે? અર્થાત્ શબ્દ સ્વરૂપ વિનાનો હોઈ તેનું ઉચ્ચારણ અશક્ય થશે. જેમકે– સીસમ જો વૃક્ષ-સ્વરૂપ વિના પણ રહી શકતું હોય તો તે વૃક્ષ કહેવાશે જ નહિ, જેમ કુંભ, સ્તંભ, કમળ વિગેરે વૃક્ષો નથી તેમાં, એટલે કે– તમે શબ્દને અર્થસ્વરૂપ માનો તો 'વર્દ્ધમાન' એવો શબ્દ વર્દ્ધમાન એવા અર્થ વિના ઘટી શકશે નહિ.

વળી પ્રત્યક્ષ પ્રમાણની અપેક્ષાએ શબ્દ અને અર્થનું તાદાત્મ્ય સિદ્ધ થતું નથી. કારણ કે શબ્દ તો શ્રોત્રેન્દ્રિયના છિદ્રમાં પ્રત્યક્ષ થાય છે, જ્યારે કલશ, કુલિશ–વજ્ર પ્રમુખ પદાર્થસમૂહ તો પૃથ્વીતલના આલમ્બનવાળો છે, અર્થાત્ પૃથ્વીતલ ઉપર રહેલો જોવાય છે. તો એ બન્નેનું ઐક્ય કઈ રીતે કહી શકાય? આ રીતે તાદાત્મ્ય પક્ષનો ઉપન્યાસ યુક્તિસંગત નથી.

(प०) **तदर्थो** वेति तदभिधेयो घटादिः। **चकास्यादिति** प्रतिभासेत। **स्वस्ववाचकस्वभावा** इति स्वं स्वं वाच्यं प्रति वाचकस्वरूपाः । **बभूवांस** इति भूताः । **निभृतमिति** निश्चलम् । **तदर्थ** इति शब्दोऽर्थात्मकः । **चतुरस्रमिति** शोभनम् । **तमन्तरेणेति** [1]वृक्षात्मानमन्तरेण । **तथात्वे हीत्यादि** यदि वृक्षात्मानमन्तरेणापि शिंशपा भवेत् । **अभिलाप** इति शब्दः । **प्रत्यक्षेणेति** श्रोत्रेण । **कथमनयोरैक्यमिति** । एकः शब्द आगत्य कर्णयोर्लगति, अर्थस्तु क्षितितलावलम्बी तथैव तिष्ठति । अतः कथमनयोस्तादात्म्यमित्यर्थः ॥

(टि०) **विग्रहे** इति समासे तादात्म्यशब्दादिप्रयुक्ते **तच्छब्दस्य शब्द** एव वाच्यः, **तदर्थो** वेति शब्दार्थो वा । **यदि शब्द** इति तच्छब्दवाच्यश्चेच्छब्दः । **स्वस्ववाचकेति** आत्मानमात्मना स्थापयेयुः, शब्दात्मकत्वादर्थानाम् । **अथ तदर्थ** इति तच्छब्दवाच्यश्चेदर्थः । **किञ्चेति** अतीत-

१ वृक्षनन्त° ल

§ २ अत्र धर्मोत्तरानुसारी प्राह–प्रयोजनमादिवाक्येन साक्षादाख्यायत इति न क्षमे। यतः संबद्धमसंबद्धं वा तत् तदभिदधीत? यद्यसंबद्धमेव; तदाऽऽदिवाक्यादेव समस्तशास्त्रार्थसंदर्भगर्भाविर्भावसंभवात् किं प्रकृतशास्त्रोपक्रमक्लेशेन? संबद्धं चेत्; तदसंबद्धम्, शब्दार्थयोः संबन्धासंभवात्। तथाहि–अयमनयोर्भवंस्तादात्म्यम्, तदुत्पत्तिः, वाच्य-वाचकभावो वा भवेत्?

§ ३ અહીં ધર્મોત્તરાનુસારી બૌદ્ધ શંકા કરે છે—'प्रमाणनय' એ આદિ વાક્યથી પ્રયોજન સાક્ષાત્ કહેવાયું છે, એ તમારૂં કથન અમોને સમ્મત નથી કારણ કે- અમે પૂછીએ છીએ કે- આદિવાક્ય પ્રયોજનની સાથે સમ્બદ્ધ થઈને પ્રયોજનનું અભિધાન કરે છે? કે અસમ્બદ્ધ રહીને પ્રયોજનનું અભિધાન કરે છે?

જો પ્રયોજન સાથે અસમ્બદ્ધ એવું આદિવાક્ય પ્રયોજનને કહે છે, એમ કહો તો- આદિવાક્યથી જ સમસ્ત શાસ્ત્રના અર્થની રચનાનું રહસ્ય પ્રકટ થઈ જવાનો સંભવ છે, તો પ્રકૃતશાસ્ત્રના આરંભનો ક્લેશ શા માટે?

અને પ્રયોજન સાથે સંબદ્ધ આદિવાક્ય પ્રયોજનને કહે છે, એમ કહો તો- તે કથન અસંગત છે, કારણ કે શબ્દ અને અર્થના સંબંધનો સંભવ નથી, તે આ પ્રમાણે- શબ્દ અને અર્થનો સંબંધ હોય તો તે કયો છે? તાદાત્મ્ય? તદુત્પત્તિ? કે વાચ્યવાચકભાવ સંબંધ છે?

**(प०) तत् तदभिदधीते**ति तदादिवाक्यं कर्तृ तत्प्रयोजनं कर्म। **आदिवाक्यादेवे**ति एतस्मादेव। **अनयो**रिति शब्दार्थयोः।

( टि० ) **अत्र धर्मोत्तरे**त्यादि। **तदि**ति आदिवाक्यम्। **तदि**ति प्रयोजनम्। **समस्तशास्त्रे**ति लक्षणसाहित्यतर्कादि। **तथाही**त्यादि। **अयमि**ति सम्बन्धः, **अनयो**रिति शब्दार्थयोः।

प्राचीनपक्षे स एवात्मा यस्येति विग्रहे–किं तच्छब्दस्य शब्द एव, तदर्थो वा वाच्यतया त्वच्चित्ते चकास्यात्? यदि शब्दः, तर्हि समस्ता अप्यर्थाः स्वस्ववाचकस्वभावा बभूवांसः– इति युगपदशेषाणां तेषां निःशेषकालं यावद् गुमगुमायमानताऽऽपत्तेः– अयत्नोपनतपणववेणुवीणामृदङ्गसङ्गिसङ्गीतकारम्भनिभृतमिव त्रिभुवनं भवेत्। अथ तदर्थः; तर्हि तुरग-तरङ्ग-शृङ्गार-भृङ्गारादिशब्दोच्चारणे चूरण-प्लावन-संभोग-घट्टनादिप्रसक्तिः। किञ्च, अतीतानागतवर्धमान-पद्मनाभादिकल्पितकथादिवचसामुच्चारणमचतुरस्रं स्यात्। न हि वृक्षात्मा शिंशपा तमन्तरेणापि क्वापि संपद्यते। तथात्वे हि स्वस्वरूपमेवासौ जह्यात्, कुम्भ-स्तम्भाम्भोरुहादिवत्। प्रत्यक्षमपि चैतयोस्तादात्म्यं न क्षमते। कर्णकोटरकुटुम्बी खल्वभिलापः प्रत्यक्षेण लक्ष्यते, क्षितितलावलम्बी तु कलश-कुलिशादिभावराशिः– इति कथमनयोरैक्यं शक्येत वक्तुम्? तन्न तादात्म्यपक्षोपक्षेपः सूक्ष्मः।

પહેલો પક્ષ કહો તો– તે જ જેનો આત્મા–સ્વરૂપ છે–સમાસના આવા વિગ્રહ-વાક્યમાં 'તે' શબ્દનું શું અભિપ્રેત છે? શબ્દ કે અર્થ? '–તે' શબ્દનો વાચ્યાર્થ શબ્દ છે, એમ કહો તો– સમસ્ત ઘટપટાદિ પદાર્થો પોતપોતાના વાચક શબ્દરૂપ બની ગયા. અર્થાત્ શબ્દ અને અર્થનો ભેદ ન રહ્યો, આથી સદૈવ તે બધા ગણગણાટ કરતા થઈ જશે. અર્થાત્ સમસ્ત પદાર્થો શબ્દરૂપ હોવાથી તેમાં ગુંજાયમાનતાની આપત્તિ–દોષ આવશે. અને તેથી તૈયાર કરીને મૂકેલાં પણવ–મોટો ઢોલ, વેણુ–વાંસળી, વીણા, મૃદંગ–તબલા વિગેરે વાજિંત્રોથી અનાયાસે ઉત્પન્ન થયેલ સંગીતથી ભરેલ હોય એવાં ત્રણે ભુવન થઈ જશે. પણ આવો અનુભવ થતો નથી, માટે તેમ માનવું ઉચિત નથી.

'તે' શબ્દનો વાચ્યાર્થ અર્થ કહો તો– અર્થાત્ શબ્દને અર્થરૂપ માનવાથી તુરગ–ઘોડો, તરંગ, શૃંગાર, ભૃંગાર વિગેરે શબ્દોનું ઉચ્ચારણ કરતાની સાથે જ અનુક્રમે કચડાઈ જવાનો, પલળી જવાનો (ડૂબી જવાનો, તરવાનો કે કૂદવાનો) સંભોગ થવાનો અને અથડાઈ જવાનો પ્રસંગ આવશે.

વળી આ પક્ષમાં ભૂતકાલીન વર્દ્ધમાન–મહાવીર અને ભવિષ્યકાલીન પદ્મ-નાભાદિ વિષયક કથન–શબ્દોચ્ચારણ અસંગત થશે. કારણ કે–'વર્દ્ધમાન,' એવો શબ્દોચ્ચાર વર્દ્ધમાનરૂપ અર્થ હોય તો જ ઘટી શકે પરંતુ વર્દ્ધમાન અર્થ તો અત્યારે નથી, તો તેમના અભાવમાં શબ્દસ્વરૂપની ઘટના કેવી રીતે થશે? અર્થાત્ શબ્દ સ્વરૂપ વિનાનો હોઈ તેનું ઉચ્ચારણ અશક્ય થશે. જેમકે– સીસમ જો વૃક્ષ-સ્વરૂપ વિના પણ રહી શકતું હોય તો તે વૃક્ષ કહેવાશે જ નહિ, જેમ કુંભ, સ્તંભ, કમળ વિગેરે વૃક્ષો નથી તેમાં, એટલે કે– તમે શબ્દને અર્થસ્વરૂપ માનો તો 'વર્દ્ધમાન' એવો શબ્દ વર્દ્ધમાન એવા અર્થ વિના ઘટી શકશે નહિ.

વળી પ્રત્યક્ષ પ્રમાણની અપેક્ષાએ શબ્દ અને અર્થનું તાદાત્મ્ય સિદ્ધ થતું નથી. કારણ કે શબ્દ તો શ્રોત્રેન્દ્રિયના છિદ્રમાં પ્રત્યક્ષ થાય છે, જ્યારે કલશ, કુલિશ–વજ્ર પ્રમુખ પદાર્થસમૂહ તો પૃથ્વીતલના આલમ્બનવાળો છે, અર્થાત્ પૃથ્વીતલ ઉપર રહેલો જોવાય છે. તો એ બન્નેનું ઐક્ય કઈ રીતે કહી શકાય? આ રીતે તાદાત્મ્ય પક્ષનો ઉપન્યાસ યુક્તિસંગત નથી.

(प०) **तदर्थो** वेति तदभिधेयो घटादिः। **चकास्यादि**ति प्रतिभासेत। **स्वस्ववाचकस्वभावा** इति स्वं स्वं वाच्यं प्रति वाचकस्वरूपाः। **बभूवांस** इति भूताः। **निभृतमि**ति निश्चलम्। **तदर्थ** इति शब्दोऽर्थात्मकः। **चतुरस्रमि**ति शोभनम्। **तमन्तरेणे**ति [1]वृक्षात्मानमन्तरेण। **तथात्वे** **ही**त्यादि यदि वृक्षात्मानमन्तरेणापि शिंशपा भवेत्। **अभिलाप** इति शब्दः। **प्रत्यक्षे-णे**ति श्रोत्रेण। **कथमनयोरैक्यमि**ति। एकः शब्द आगत्य कर्णयोर्लगति, अर्थस्तु क्षितितला-वलम्वी तथैव तिष्ठति। अतः कथमनयोस्तादात्म्यमित्यर्थः॥

(टि०) **विग्रहे** इति समासे तादात्म्यशब्दादिप्रयुक्ते **तच्छब्दस्य शब्द** एव वाच्यः, **तदर्थो वे**ति शब्दार्थो वा। **यदि शब्द** इति तच्छब्दवाच्यश्चेच्छब्दः। **स्वस्ववाचके**ति आत्मानमात्मना ख्यापयेयुः, शब्दात्मकत्वादर्थानाम्। **अथ तदर्थ** इति तच्छब्दवाच्यश्चेदर्थः। **किञ्चे**ति अतीत-

१ वृक्षमन्त० ल

कथानामुच्चारणमयुक्तं स्यात् । **नहीति** शिंशपाशब्दः **तमिति** वृक्षपदार्थमन्तरेण । **तथात्वे** इति अवृक्षत्वे । **स्वरूपमिति** शिंशपात्वं, **असाविति** शिंशपा । **कुम्भस्तम्भे**ति यदा स्तम्भः स्तम्भस्वरूप एव न स्यात् तदा पदार्थहानिरेव भवेत्, तस्याऽसत्त्वात् खपुष्पवत् ।

तदुत्पत्तिपक्षेऽपि किं शब्दादर्थ उन्मज्जेत्, अर्थाद् वा शब्दः ? प्राचिकविकल्पे कलशादिशब्दादेव तदर्थोत्पत्तेर्न कोऽपि सूत्रखण्डदण्डचक्रचीवरादिकारणकलापमीलनक्लेशमाश्रयेत् । प्रयोजनवाक्यमात्रादेव च तत्प्रसिद्धेः प्रकृतशास्त्रारम्भाभियोगोऽपि निरुपयोगः स्यात् । द्वितीये पुनरनुभवबाधनम्, अधररदनरसनादिभ्यः शब्दोत्पत्तिसंवेदनात् ।

બીજા પક્ષે તદુત્પત્તિ એટલે શબ્દથી અર્થ ઉત્પન્ન થાય છે, એમ સ્વીકારો છો ? કે અર્થથી શબ્દની ઉત્પત્તિ થાય છે, એમ સ્વીકારો છો ?

પહેલો વિકલ્પ- શબ્દથી અર્થ ઉત્પન્ન થાય છે, એમ કહો તો કલશાદિ-ઘટાદિ શબ્દથી (તે શબ્દ બોલતાની સાથે જ) તે કલશાદિ પદાર્થની ઉત્પત્તિ થઈ જતાં દોરી, દંડ-ચક્ર, ચીથરું વિગેરે નિમિત્ત કારણોને એકઠાં કરવાનો પરિશ્રમ કોણ કરે ? અર્થાત્ કોઈ પણ એવો પરિશ્રમ કરે નહિ. તે જ રીતે પ્રસ્તુતમાં પણ પ્રયોજનપ્રતિપાદક વાક્યમાત્રથી જ પ્રયોજનની સિદ્ધિ થઈ જશે. તો પ્રકૃતશા-શાસ્ત્રના આરંભનો આગ્રહ- શાસ્ત્રરચનાની પ્રતિજ્ઞા પણ નિરુપયોગી થઈ જશે. અર્થાત્ શાસ્ત્ર રચવાની આવશ્યકતા જ નહિ રહે.

બીજો વિકલ્પ-અર્થથી શબ્દ ઉત્પન્ન થાય છે, એમ કહો તો અનુભવનો બાધ-વિરોધ છે, કારણ કે શબ્દની ઉત્પત્તિ હોઠ, જીભ, દાંત વિગેરેથી થાય છે, એ સર્વાનુભવ સિદ્ધ વાત છે. અર્થાત્ શબ્દની ઉત્પત્તિ પોતાના વાચ્ય અર્થથી થતી નથી. માટે તદુત્પત્તિ પક્ષ પણ સંગત નથી.

( टि० ) **तदुत्पत्ती**त्यादि । **प्रयोजने**ति आदिवाक्यादेव वाच्यार्थप्रयोजनसिद्धेः । **तत्प्रसिद्धेरि**ति प्रयोजनप्रसिद्धेः ।

वाच्य-वाचकभावपक्षोऽपि न क्षेमकारः । यतोऽसौ वाच्य-वाचकयोः स्वभावभूतः, तदतिरिक्तो वा भवेत् ? आद्यभिदायां वाच्य-वाचकावेव, न कश्चिद् वाच्य-वाचकभावो नाम संबन्धः । द्वितीयभिदायां तु वाच्य-वाचकाभ्यामेकान्तेन भिन्नोऽसौ स्यात्, कथञ्चिद् वा ? आद्यभेदे भेदत्रयं त्रौकते-किमयं नित्यः, अनित्यः, नित्यानित्यो वा इति ? नित्यश्चेत्; संबन्धिनोरपि नित्यताऽऽपत्तिः, अन्यथा संबन्धस्याप्यनित्यत्वानुषङ्गात् तत्संबन्धिसंबद्धसम्बन्धस्वभावप्रच्युतेः । अथानित्यः; तदा सर्ववाच्यवाचकेष्वेकः, प्रतिवाच्यवाचकं भिन्नो वा ? एकश्चेत्; तर्ह्येकस्मादेव शब्दादशेषपदार्थप्रतिपत्तिप्रसङ्गः । द्वितीयपक्षे तु किमसौ तत्र संबद्धोऽसंबद्धो वा भवेत् ? असम्बद्धश्चेत्; तर्हि घटशब्दादपि पटप्रतीतिः स्यात्, पटशब्दाच्च घटप्रतीतिः, द्वयोरपि वाच्य-वाचकभावयोरुभयत्राविशेषात् । अथ सम्बद्धः; तादात्म्येन, तदुत्पत्त्या वा ? न तावत् तादात्म्येन,

भेदपक्षकक्षीकारात् । नापि तदुत्पत्त्या । यतः किमयं वाच्योत्पत्तिकाले जायेत, वाचकोत्पत्तिकाले, युगपदुभयोरुत्पत्तिकाले, एकस्य प्रथममुत्पादेऽपि यदैव च द्वितीय उत्पद्यते तदैव वा ? नाद्यौ पक्षावक्षूणौ, द्वयाधारत्वेनास्यान्यतरस्याप्यसत्तायामुत्पत्तिविरोधात् । तार्तीयीकविकल्पे तु क्रमेणोत्पदिष्णवः पदार्थाः शब्दाश्च अवाच्या अवाचकाश्च भवेयुः । तुरीयपक्षे तु किमसौ वाच्य-वाचकाभ्यामेव सकाशादुल्लसेत्, अन्यत एव, अन्यतोऽपि वा ? आद्यकल्पनायाम्, अनाकलितसङ्केतस्यापि नालिकेरद्वीपवासिनः शब्दोच्चारणानन्तरमेव पदार्थप्रतीतिः स्यात्, तदानीमेव तस्योत्पादात् । अथोत्पन्नोऽप्यसौ सङ्केताभिव्यक्त एव वाच्यप्रतिपत्तिनिमित्तम् । ननु कार्य-कारणभावविशेष एवाभिव्यङ्ग्याभिव्यञ्जकभावः । तत्र चान्यतोऽपीति विकल्पप्रतिविधानमेव समाधानम् । अथान्यतः सङ्केतादेवायमुत्पद्यते; तदप्यवद्यम्, तदाधार[1]धर्मस्यान्यत एवोत्पत्तिविरोधात् । न चैवं वाच्य-वाचकयोस्तदुत्पत्तिसम्बन्धोऽस्य कथितः स्यात् ।

વાચ્યવાચકભાવ પક્ષ પણ કલ્યાણકારક નથી, કારણ કે આ વાચ્યવાચકભાવ નામનો સંબંધ વાચ્યવાચકના સ્વભાવરૂપ છે ? કે વાચ્યવાચકથી ભિન્ન ? પહેલો વિકલ્પ એટલે કે–સ્વભાવરૂપ કહો તો વાચ્ય અને વાચકથી ભિન્ન–એવો કોઈ સંબંધ થશે નહિ, પરંતુ વાચ્યવાચક જ રહેશે. બીજો વિકલ્પ સ્વીકારો તો અમે પૂછીએ છીએ કે આ વાચ્યવાચકભાવ–સંબંધ વાચ્યવાચકથી એકાંત ભિન્ન છે? કે કથંચિત્ ભિન્ન છે? પહેલો વિકલ્પ એટલે એકાંત ભિન્ન છે, એમ કહો તો તે સંબંધ નિત્ય છે ? અનિત્ય છે ? કે નિત્યાનિત્ય ? એમ ત્રણ ભેદ–વિકલ્પ થાય છે. તેમાં નિત્ય કહો તો સંબંધીઓને પણ નિત્ય માનવા પડશે, અને એમ નહિ માનો તો સંબંધને પણ અનિત્ય માનવો પડશે, અન્યથા બે સંબંધીઓમાં સંબદ્ધ થઈને રહેવાનો એ સંબંધનો જે સ્વભાવ છે, તેની હાનિ થશે. માટે વાચ્યવાચકથી એકાન્ત ભિન્ન તેના સંબંધને નિત્ય કહી શકશો નહીં. અનિત્ય કહો તો સમસ્ત વાચ્યવાચકમાં તે અનિત્ય સંબંધ એક જ છે કે દરેક વાચ્યવાચકમાં ભિન્ન ભિન્ન છે? એક કહો તો એક જ શબ્દથી સમસ્ત પદાર્થમાં બોધનો પ્રસંગ આવશે. અર્થાત્ વાચ્યવાચકભાવ સંબંધ એક હોઈ કોઇ એક ઘટ શબ્દનો સંબંધ સઘળા પદાર્થ સાથે માનવો પડશે. ઘટ શબ્દથી માત્ર ઘટ પદાર્થનો જ બોધ નહિ થાય. પરંતુ જગતના સમસ્ત પદાર્થોનો બોધ થશે. પણ એ તો અનુભવથી બાધિત હોવાથી સઘળા વાચ્યવાચકમાં એક સંબંધ છે, એમ કહી શકાય નહીં. દરેક વાચ્યવાચકમાં તે સંબંધ ભિન્ન ભિન્ન છે, એમ કહો તો તે સંબંધ દરેક વાચ્યવાચક સાથે સમ્બદ્ધ છે? કે અસમ્બદ્ધ? અસમ્બદ્ધ હોય તો ઘટ શબ્દથી પટની અને પટશબ્દથી ઘટની પ્રતીતિ થવી જોઇએ, કારણ કે ઘટ અને પટ એ બન્ને અર્થમાં વાચ્યવાચકભાવરૂપ સંબંધની અસમ્બદ્ધતા સમાન જ છે. સમ્બદ્ધ કહો તો તાદાત્મ્યરૂપે સમ્બદ્ધ છે? કે તદુત્પત્તિરૂપે ? અહીં

1 धारस्य ध° मु अयं पाठः टिप्पणसंमतः

વાચ્યવાચકથી વાચ્યવાચકભાવ રૂપ સંબંધ એકાન્ત ભિન્ન છે, એ પક્ષ સ્વીકારેલ હોવાથી તાદાત્મ્ય પક્ષ સ્વીકારી શકાય નહિ. અને તદુત્પત્તિ પક્ષ પણ સંભવશે નહીં, કારણ કે આ સંબંધની ઉત્પત્તિ વાચ્યના ઉત્પત્તિકાલે થાય છે કે વાચકના ઉત્પત્તિકાલે થાય છે ? કે એકી સાથે બન્નેના ઉત્પત્તિ કાલે થાય છે ? કે એકની ઉત્પત્તિ થયા પછી બીજાની ઉત્પત્તિ થાય ત્યારે ? આમાં પહેલા બે પક્ષો દૂષિત જ છે. કારણ કે સંબંધ વાચ્ય અને વાચક એ બન્નેને આધારે હોવાથી બેમાંથી કોઈ એક ન હોય ત્યારે એની ઉત્પત્તિ થઈ શકતી નથી. ત્રીજો પક્ષ પણ ઉચિત નથી કારણ કે અનુક્રમે ઉત્પન્ન થનારા પદાર્થ અને શબ્દ અવાચ્ય અને અવાચક થઈ જશે. અર્થાત્ અર્થની ઉત્પત્તિ થઇ ત્યારે શબ્દ સાથેના સંબંધના અભાવે તે અવાચ્ય અને શબ્દની ઉત્પત્તિ થઈ ત્યારે અર્થ સાથેના સંબંધના અભાવે તે અવાચક બની જશે. ચોથા પક્ષમાં એ સંબંધ વાચ્ય અને વાચકથી જ ઉત્પન્ન થાય છે ? અથવા તે બન્નેથી ભિન્ન એવા અન્ય કારણે જ ઉત્પન્ન થાય ? કે વાચ્ય, વાચક અને અન્યથી પણ ? પહેલો વિકલ્પ માનો તો સંકેતને નહિ જાણનાર નાલિયેરના દ્વીપમાં રહેનાર પુરુષને શબ્દોચ્ચારણ થતાંની સાથે જ પદાર્થજ્ઞાન થવું જ જોઇએ. કારણ કે આ પક્ષમાં વાચ્ય અને વાચક એ બન્નેય વાચ્યવાચકભાવરૂપ સંબંધની ઉત્પત્તિમાં કારણ હોઈ મોજુદ છે, એટલે શબ્દ સંભળાય ત્યારે સંકેત વિના પણ શબ્દાર્થનું જ્ઞાન થઈ જવું જોઈએ.

शंका–વાચ્ય અને વાચકથી ઉત્પન્ન થાય કે તરત એ સંબંધ અર્થપ્રતિપાદક બનતો નથી પણ જ્યારે સંકેતથી એ સંબંધ અભિવ્યક્ત થાય છે ત્યારે જ અર્થનો પ્રતિપાદક બને છે.

समाधान–પણ કાર્યકારણ ભાવથી જુદો કોઈ અભિવ્યંગ્ય–અભિવ્યંજકભાવ તો નથી. એટલે સંકેતથી અભિવ્યક્તિ માનવામાં પણ સંકેતથી ઉત્પત્તિ માનવી જ પડે, અને એમ માનવાથી વાચ્યવાચક અને તેથી અન્ય એટલે સંકેતથી પણ તે સંબંધની ઉત્પત્તિ થઈ એમ માનવું પડે. અને એ માન્યતામાં તો ત્રીજા વિકલ્પનો જે ઉત્તર તે આ પક્ષનો પણ થઇ જશે.

માત્ર સંકેતથી જ એ વાચ્યવાચકભાવ રૂપ સંબંધ ઉત્પન્ન થાય છે–એમ કહેવું તે પણ યોગ્ય નથી કારણ કે વાચ્ય અને વાચક એ સંબંધરૂપ ધર્મના આધાર છે. એટલે તે આધારથી ભિન્ન એવા સંકેતમાત્રથી વાચ્યવાચકભાવરૂપ સંબંધની ઉત્પત્તિ ઘટે નહિ. કારણ કે એમ થાય તો એ સંબંધ તદુત્પન્ન–વાચ્યવાચકોત્પન્ન છે એમ કહેવાય નહીં.

(प०) **अन्यथा सम्बन्धस्याप्यनित्यत्वानुषङ्गादि**ति चेत् सम्बन्धिनौ नित्यौ न भवतः । **तत्सम्बन्धिसम्बद्धसंबन्धस्वभावप्रच्युते**रिति तौ च तौ सम्बन्धिनौ वाच्य-वाचकौ तत्सम्बद्धत्वलक्षणः सम्बन्धस्य स्वभावस्तस्य प्रच्युतिः । **तत्र**ेति वाच्य-वाचकयोः । **वाच्य-वाचकभावयो**रिति वाच्य-वाचकसम्बन्धयोः । **उभयत्राविशेषादि**ति उभयत्र घटे पटे चासम्बद्धत्वाविशेषात् । **अन्यतरस्याप्यसत्तायामि**ति । "द्विष्ठसम्बन्धसंवित्तिर्नैकरूपप्रवेदनात्" । **अन्यतोऽपि**

**वे**ति वाच्य-वाचकाभ्यामप्यन्यतोऽपि । **पदार्थप्रतीतिः स्यादि**ति वाच्यवाचकसम्बन्धस्य प्रतीति-र्भवेत् । **तदाधारधर्मस्ये**ति तौ वाच्य-वाचकावाधारो यस्येति विग्रहः ॥

(टी०) **यतोऽसावि**ति सम्बन्धः शब्दार्थयोः। **स्वभाव** इति अभिन्नः । **तदतिरिक्तो वे**ति भिन्नो वा। **असावि**ति सम्बन्धः । **अन्यथे**ति सम्बन्धिनोरनित्यतायाम्। **तत्सम्बधी**ति तौ च सम्बन्धिनौ च तत्सम्बन्धिनौ, तत्सम्बन्धिभ्यां यः सम्बद्धः [ संबन्ध ]स्वभावः तत्प्रच्य-वनात्तस्य भ्रंशात् । अथ च तैः सम्बन्धिभिः सह यः सम्बद्धसम्बन्धस्वभावः तस्य पतनात् । **असावि**ति सम्बन्धः । **तत्रे**ति पदार्थे । **भेदपक्षे**ति तावत्तादात्म्यमभिन्नभिदङ्गीकारे आघटीति, न भिन्नपक्षे, सर्वथाभिन्नत्वात्, नालिकेरकपित्थवत् । अत्रापि प्राङ्गेन भिन्नप्रकारस्वीकारपरेण वरी-वर्त्यते । **तार्त्तीयीके**ति युगपदुभयोरुत्पत्तिकालस्वीकारात् क्रमोत्पत्तिविरोधः । **असावि**ति सम्बन्धः । **अन्यत** इति सङ्केतात्। **अन्यतोऽपी**ति सङ्केतात् । **अपि**शब्दाद्वाच्यवाचकाभ्यामपि सकाशात् । **अनाकलिते**ति नालिकेरद्वीपवासी नालिकेरमन्तरेण घटादिपदार्थसार्थं न मनुते, व्यवहारबाह्यत्वात्तस्य। **तदानीमि**ति तस्य वाच्यस्य दर्शन एव **तस्ये**ति सम्बन्धस्य ।

(टि० ) **तदाधारस्ये**ति वाच्यवाचकाधारस्य **धर्म्मस्ये**ति सम्बन्धस्य । **अन्यत** इति सङ्केतात् ।

अथ सङ्केतसहकृताभ्यां वाच्यवाचकाभ्यामेष जायते इत्यर्थवानन्यतोऽपीति तृतीयः पक्षः कक्षीक्रियते । नन्वसौ सङ्केतः प्रतीते वस्तुनि विधीयेत, अप्रतीते वा ? न तावदप्रतीते, अतिप्रसङ्गसङ्गतेः । नापि प्रतीते, यतस्तत्क्षणिकत्वेन तदानीमेव खर-समीरसमीरिताम्भोधरध्वंसमध्वंसिष्ट इति कुत्र सङ्केतः क्रियेत ? अथ तत्समानजातीय-क्षणपरम्पराया विद्यमानत्वात् कथं न सङ्केतगोचरता तस्य ? तदसत् । न खल्व-प्रतीतं विद्यमानमपि शब्दगोचरीभूयमुपनेतुं शक्यम् , अतिप्रसक्तेः । यच्च प्रथमं प्रतीतम्, तत् तदानीमेव व्यतीतम् । एवं शब्दोऽपि गवादिः प्रतीतोऽप्रतीतो वा तत्र सङ्केत्येत इति प्राग्वद्दोषाः । सङ्केताभावे च कथं वाच्यवाचकभावोत्पादः ? स्तां वा ते शब्दार्थ-व्यक्ती क्षणिकत्वपराङ्मुखे, उत्पादयतां च सङ्केतसहकृते वाच्यवाचकभावम्, किन्तु न ते एव व्यवहारकालमनुगच्छतः– इत्यर्थान्तरे शब्दान्तरे च वाच्यवाचकभावोत्पत्तये सङ्केतान्तरं कर्तव्यम् । तथा च व्यवहाराभाव एव भवेत् , प्रतिवाच्यवाचकविशेषं सङ्केत-कर्तुरवश्यंभावाभावात् ।

સંકેતના સહકારથી વાચ્ય અને વાચક વાચ્યવાચકભાવ સંબંધને ઉત્પન્ન કરે છે એવા અર્થવાળો ત્રીજો પક્ષ સ્વીકારો તો–તમને પૂછીએ છીએ કે–આ સંકેત પ્રસિદ્ધ વસ્તુમાં કરાય છે ? કે અપ્રસિદ્ધ વસ્તુમાં ? અપ્રસિદ્ધમાં તો અતિ-પ્રસંગ હોઈ સંકેત થશે નહીં. અર્થાત્ દેશ અને કાલથી વ્યવહિત એવા અપ્રસિદ્ધ પદાર્થમાં પણ સંકેતનો પ્રસંગ આવતો હોઈ તેમ માનવું ઉચિત નથી.

---

१ °धारस्य धर्मस्य इति टिप्पणसम्मतः मूलपाठः ।

પ્રસિદ્ધમાં પણ સંકેત થઇ શકશે નહીં કારણ કે–સર્વ પદાર્થો ક્ષણિક હોવાથી ઉત્પત્તિ કાલમાં જ પ્રચંડ વાયુથી ઉડાડી મૂકેલ મેઘની જેમ નાશ પામી જશે, ત્યારે સંકેત શેમાં કરશો ?

शंका— ભલે પ્રતીત ક્ષણ નષ્ટ થયો, પણ તેના સમાન જાતીય ક્ષણોની પરંપરા તો વિદ્યમાન છે. આ કારણે વસ્તુ સંકેતનો વિષય કેમ નહીં બને ?

समाधान— એ કથન બરાબર નથી. કારણ કે જે વિદ્યમાન હોય છતાં પ્રતીત ન હોય તેને શબ્દનો વિષય બનાવી શકાય નહીં. તેમ કરવામાં અતિપ્રસંગ થશે. એટલે કે દેશ અને કાળથી દૂર એવી અજ્ઞાત વસ્તુમાં પણ સંકેતની શકયતા સ્વીકારવી પડશે.

વળી, પ્રથમ જેની પ્રતીતિ થઇ તે વસ્તુ તો તત્ક્ષણમાં જ નષ્ટ થઇ ગઈ તો પછી તેમાં સંકેત થાય કેમ ?

આ જ પ્રકારે 'ગાય' આદિ વાચક શબ્દો વિષે પણ સમજવું તે પણ પ્રતીત હોય કે અપ્રતીત, પણ તેમનો સંકેત વાચ્યમાં માનવા જતાં પૂર્વોક્ત દોષોની આપત્તિ છે જ, કારણ કે તેઓ પણ વાચ્યની જેમ ક્ષણિક છે. અને આ પ્રકારે સંકેતનો જ અભાવ છે તો વાચ્યવાચકભાવની ઉત્પત્તિ કેવી રીતે થશે ?

અથવા, શબ્દ અને અર્થ એ બન્ને વ્યક્તિઓ સંકેત ન થાય ત્યાં સુધી ટકી રહે છે અને પછી સંકેતના સહકારથી તેઓ વાચ્યવાચકભાવને ઉત્પન્ન પણ કરે છે–એમ માની લઇએ તો પણ તેમના નષ્ટ થવા સાથે વાચ્યવાચકભાવ પણ નષ્ટ થશે. આથી વ્યવહારકાલમાં તેમનું આગમન ન હોઈ વળી પાછું અન્ય અર્થમાં સંકેત કરવાનું કર્તવ્ય બજાવવું પડશે. આમ કરવા જતાં સમગ્ર વ્યવહારનો જ લોપ થઈ જશે, કારણ કે જે જે શબ્દ અને જે જે અર્થ છે તે સૌ માટે સંકેતકર્તા મળી શકે એવો સંભવ જ નથી, કારણ કે તે અનંત છે.

(प०) **अतिप्रसङ्गसङ्गते**रिति देशकालविप्रकृष्टेऽपि सङ्केतप्राप्तेः । **अतिप्रसक्ते**रिति देशादिविप्रकृष्टेऽपि सङ्केतप्राप्तेः । **किन्तु न ते एव व्यवहारकाल**मित्यादि । **ते** इति ते शब्दाऽर्थव्यक्ती । अत्र च काक्वा व्याख्या ।

(टि०) **अतिप्रसङ्गे**ति देशकालविप्रकृष्टेऽपि सङ्केतप्राप्तेः । **तत्क्षणिके**ति तद् वाच्यम् । **तस्येति** वाच्यस्य । **न खल्वप्रतीत**मिति प्रतीतविनाशानन्तरोत्पन्ना समानजातीयक्षणपरम्परा विद्यमाना[1] प्यप्रतीतैव । सा शब्दगोचरा न स्यात्, **अतिप्रसक्ते**रिति देशविप्रकृष्टे[2] पि सङ्केतप्राप्तेः । **एवं शब्द** इति प्रतीताऽप्रतीतार्थवत्प्रतीताप्रतीतशब्देऽपि दोषोद्भावनं भावनीयम् । **स्तां वे**ति भवेताम् । **क्षणिकत्वे**ति अक्षणिके स्थिर इत्यर्थः । **ते एवे**ति शब्दार्थव्यक्ती । सङ्केताभावात्, पूर्वसङ्केतः पूर्वार्थदर्शनेनैव साकं विनष्ट इति भावः ।

अथ सामान्यगोचर एव सङ्केतः क्रियते। तदेव च वाच्यवाचकभावाधिकरणं कालान्तरव्यक्त्यन्तरानुसरणनैपुण्यधरं च, नित्यत्वाद्, व्यक्तिनिष्ठत्वाच्च– इति चेत् । तन्न मनीषिमान्यम्, सामान्यस्याभावात्। कथं प्रतिभासभाजनमपि तन्नास्ति ?—इति चेत् । न, तत्प्रतिभासासिद्धेः । तथाहि–दर्शने [3]परिस्फुटत्वेनासाधारणमेव रूपं प्रथते, न

---

१ °नापि प्र° **मु** । २ °ष्टे स° **मु** । ३ परिस्फुटमसाधारणमेवेति **मुपा** ।

साधारणम् । अथ साधारणमपि रूपमनुभूयते गौर्गौरिति । तदसाधीयः, शाबलेय-बाहुलेयादितीव्रतीव्रतरगोशब्दादिरूपविवेकेन तस्याप्रतिभासनात् । न च शाबलेयादि-रूपमेव साधारणम्, प्रतिव्यक्तिभिन्नरूपोपलम्भात् । यदि च सामान्याधार एव वाच्य-वाचकभावः;, तदा न शब्दात् प्रवृत्तिः स्यात्, ज्ञानमात्रलक्षणत्वात् सामान्यार्थक्रियायाः, तस्याश्च तदैव निष्पन्नत्वात् ।

शंका— વ્યક્તિમાં નહીં પણ સામાન્યમાં જ સંકેત થાય છે. અને સામાન્ય જ વાચ્યવાચકભાવનું અધિકરણ છે. અર્થાત્ સામાન્યમાં વાચ્યવાચકભાવ છે વિશેષમાં નહીં. નિત્ય હોવાથી સામાન્ય કાલાન્તરમાં ટકી રહેવા સમર્થ છે અને તે વ્યક્તિનિષ્ઠ હોવાથી બધી વ્યક્તિઓમાં અનુગત થવા પણ સમર્થ છે.

समाधान— તમારું આ કથન મનીષીને માન્ય થાય તેમ નથી. કારણ કે જગતમાં કોઈ સામાન્ય નામનો પદાર્થ જ નથી.

शंका— પ્રતિભાસ–પ્રત્યક્ષ પ્રતીતિનો વિષય હોવા છતાં 'સામાન્ય નથી' એવું કેમ કહી શકાય ?

समाधान–સામાન્યનો પ્રતિભાસ જ અસિદ્ધ હોઈ પ્રતિભાસના બળે તેનું અસ્તિત્વ સિદ્ધ નથી. કારણ કે દર્શન–નિર્વિકલ્પક પ્રત્યક્ષ પ્રતિભાસમાં તો સ્પષ્ટ-પણે અસાધારણ–વિશેષરૂપ જ જણાય છે, પરંતુ સાધારણ–સામાન્ય જણાતું નથી.

शंका–આ ગાય છે, આ ગાય છે, એ પ્રમાણે સામાન્યરૂપનો પણ પ્રતિભાસ છે. તો તેનો પ્રતિભાસ નથી એમ કેમ કહેવાય ?

समाधान–આ કથન બરાબર નથી. કારણ કે શાબલેય, બાહુલેય આદિ ભિન્ન ભિન્ન ગોવ્યક્તિઓ અને તીવ્ર, તીવ્રતર આદિ શબ્દ–વ્યક્તિઓથી ભિન્ન એવા સામાન્યનો તો પ્રતિભાસ નથી. અર્થાત્ અર્થ કે શબ્દ વ્યક્તિઓનો જ પ્રતિ-ભાસ છે, તેમના સાધારણ રૂપનો તો પ્રતિભાસ નથી.

शंका-શાબલેયાદિ જે રૂપ દેખાય છે તે જ તો સામાન્ય છે.

समाधान–ના. એમ ન કહી શકાય, કારણ કે પ્રતિવ્યક્તિમાં ભિન્ન ભિન્ન રૂપે શાબ-લેયાદિ દેખાય છે. અને સામાન્ય તો બધી વ્યક્તિમાં એક જ હોવું જોઈએ. વળી, જો વાચ્યવાચકભાવનો આધાર સામાન્યને માનવામાં આવે તો શબ્દ સાંભ-ળીને પ્રવૃત્તિ થશે નહીં. કારણ કે સામાન્યની અર્થક્રિયા માત્ર પોતાનું જ્ઞાન કરાવવું તે જ છે. અને તે જ્ઞાન તો શબ્દ સાંભળતાં થઈ જ ગયું છે. તો પછી પ્રવૃત્તિ કેવી રીતે થશે ?

(प०) **तदैव निष्पन्नत्वादिति** तदैव ज्ञानमात्रे ।

( टि० ) **तदे**वेति सामान्यम् । **कालान्तरे**ति विशेषभावाधिगामुत्वम् । सामान्यं हि नित्यं कालान्तरे व्यक्तिगामुकं च । **सामान्यस्ये**ति सामान्यं न मन्यन्ते बौद्धाः, केवलविशेषाङ्गीकारात् । **तथाही**त्यादि । **दर्शन** इति निर्विकल्पकप्रत्यक्षे, प्रत्यक्षविषयस्य विविक्तपरस्परनिरपेक्षस्वलक्षणस्य तथागतैः प्रतिपन्नत्वात् । **अथ साधारणमि**ति । प्रथमसामान्यदर्शने लोकव्यवहारोक्तौ वा ।

**विवेकेने**ति विशेषरूपपरिज्ञानेन । **तस्ये**त्ति साधारणस्य । **प्रतिव्यक्ती**ति व्यक्तौ व्यक्तौ श्वेतकृष्ण-रक्तरूपादिप्राप्तेः । **प्रवृत्ति**रिति वाहदोहादिका क्रिया । **ज्ञानमात्रे**ति सामान्यं ज्ञानमात्रं न त्वर्थ-क्रियासाधकम्, विशेषः क्रियाहेतुर्जैनैरप्यभ्युपगतः । **तस्या** इति सामान्यार्थक्रियायाः । **तदैवे**ति प्रथमगवादिदर्शनसमये वस्तवनिश्चये ।

अथापि सामान्यविशेषोभयाधारोऽसौ स्यात्, तदाऽपि तदेव दूषणम्– "प्रत्येकं यो भवेद् दोषो द्वयोर्भावे कथं न सः ?" इति वचनात् । अथ कथमिदं भवेत् ? न हि स्वतन्त्रौ सामान्यविशेषौ तदधिकरणमभिदध्महे, किन्तु तदुभयात्मकत्वेन जात्यन्तररूपं प्रत्यक्षप्रतीतिसिद्धं कथञ्चिदनुगमव्यावृत्तिमद् वस्तु– इति चेत् । तदिदमपूर्वं किमपि कपटनाटकपाटवप्रकटनम्, सामान्यविशेषोभयात्मकत्वस्य दुर्धरविरोधानुबन्धदुर्गन्धत्वात् ।

एतेनैव च कथञ्चिद्भेदनित्यानित्यत्वपक्षावपि प्रतिक्षिप्तौ लक्षयितव्यौ ।

तद् नाऽऽदिवाक्यं साक्षात्प्रयोजनं जल्पितुमलम् । न हि शब्दाः श्वपाका इव वराकाः स्वलक्षणब्राह्मणं क्षणमपि स्प्रष्टुमर्हन्ति, विकल्पशिल्पिकल्पितार्थमात्रगोचरत्वात् तेषाम् । विकल्पानां चोत्प्रेक्षालक्षणव्यापारपर्यवसितत्वात् । तदुक्तम्–

"विकल्पयोनयः शब्दा विकल्पाः शब्दयोनयः ।
कार्यकारणता तेषां नार्थं शब्दाः स्पृशन्त्यपि ॥"

शंका–તો પછી વાચ્યવાચકભાવ સંબંધ સામાન્ય અને વિશેષ ઉભયમાં રહે છે–એમ માનીએ તો ?

समाधान–એમ માનો તો–'પ્રત્યેકમાં જે દોષ તે બન્નેમાં કેમ ન હોય ?' એ વચન પ્રમાણે સામાન્ય અને વિશેષ બન્ને પક્ષના દૂષણો પ્રાપ્ત થશે.

शंका–જો વૈશેષિકને સંમત પરસ્પર સ્વતન્ત્ર એવાં સામાન્ય અને વિશેષ વાચ્યવાચકભાવ સંબંધનો આધાર ન હોય. પરંતુ સામાન્યવિશેષાત્મક અર્થાત્ સામાન્ય અને વિશેષનું તાદાત્મ્ય ધરાવનાર એક જૂદી જાતિની વસ્તુને– અનુવૃત્તિ અને વ્યાવૃત્તિ એ બન્ને રૂપો ધરાવનાર વસ્તુને જ–જો વાચ્યવાચક સંબંધનો આધાર માનવામાં આવે તો પછી પૂર્વોક્ત દોષો કેવી રીતે પ્રાપ્ત થશે ?

समाधान–આ વળી તમે કોઇ નવીન કપટ નાટક રચવાની તમારી કુશળતાનું દિગ્દર્શન કરાવ્યું. કારણ કે સામાન્ય અને વિશેષ ઉભયનું તાદાત્મ્ય ધરાવે એવી વસ્તુ માનવામાં જે વિરોધની દુર્ગન્ધ છે તેનું નિવારણ શક્ય નથી. અર્થાત્ પરસ્પર વિરોધી એવા સામાન્ય અને વિશેષનું વસ્તુમાં તાદાત્મ્ય સંભવતું નથી. અને આ જ કારણે કથંચિત ભેદ અને અભેદ પક્ષ, અને કથંચિત્ નિત્ય અને અનિત્ય પક્ષ–એ બન્ને પક્ષો પણ દૂષિત થઈ ગયા એમ સમજી લેવું.

આ પ્રકારે આદિવાક્ય સાક્ષાત્ પ્રયોજનને કહેવાને સમર્થ નથી' એ વસ્તુ સિદ્ધ થઈ. ખરી વાત તો એ છે કે–ચાંડાલની જેવા ગરીબ બિચારા શબ્દો

સ્વલક્ષણ–વસ્તુ–વિશેષરૂપ બ્રાહ્મણને ક્ષણમાત્ર પણ સ્પર્શ કરી શકે એમ છે જ નહીં. કારણ કે–શબ્દો વિકલ્પરૂપી શિલ્પીએ કલ્પેલ અર્થને જ વિષય કરે છે, અને વિકલ્પો તો ઉત્પ્રેક્ષારૂપ વ્યાપારમાં પર્યવસાન પામે છે, અર્થાત્ વિકલ્પો ઉત્પ્રેક્ષા સિવાય કશું જ કરી શકતા નથી. કહ્યું પણ છે—"શબ્દો વિકલ્પરૂપ કારણથી ઉત્પન્ન થાય છે, અને વિકલ્પો શબ્દરૂપ કારણથી ઉત્પન્ન થાય છે, એટલે કે–શબ્દો અને વિકલ્પોનો પરસ્પર કાર્યકારણભાવ છે. પરંતુ શબ્દો અર્થને સ્પર્શ કરતા નથી, અર્થાત્ અર્થ–બાહ્ય વસ્તુ સાથે શબ્દનો કશો જ સંબંધ નથી."

(प०) **असावि**ति वाच्य-वाचकभावः ।

**उत्प्रेक्षालक्षणव्यापारपर्यवसितत्वादि**ति आरोपलक्षणव्यापारपर्यवसितत्वात् ।

(टि०) **असावि**ति वाच्यवाचकभावसम्बन्धः । **तदेवे**ति यत्सामान्याधारे दूषणं विशेषाधारे तदेव, सामान्यविशेषोभयाधारे [1]च तदेव । **स्वतन्त्रावि**ति परस्परनिरपेक्षौ स्वच्छन्दावित्यर्थः । **तदधिके**ति वाच्यवाचकभावसम्बन्धाधिकरणं **नाभिदध्महे** न प्रतिपादयामः वैशेषिकादिवत् । **तदुभये**ति सामान्यविशेषात्मकत्वेन न केवलं सामान्यम्, न केवला विशेषाः । अत एव जात्यन्तरम्, सामान्यस्य विशेषाणां चानुभवात् प्रत्यक्षसिद्धम् । **कथञ्चिदि**ति अयं घट इत्यनुगमः, घटः पटाद् व्यावृत्त इति व्यावृत्तिः, तद्वत् ।

**विकल्पशिल्पी**ति शिल्पी मलिनजातीयः कारुरिति साभिप्रायम् । शिल्पी हि पदार्थं रचयति । **तेषामि**ति शब्दानाम् ।

§ ४ तदेतदखिलमनिलाऽऽन्दोलिताऽर्कतूलतरलम् । यत एवं वदतस्ते किमादिवाक्योपक्षेपप्रतिक्षेपः काङ्क्षितः ? किं वा कारणान्तरं किमपि तत्करणेऽस्तीति विवक्षितम् ? नाद्यः पक्षः; तत्र तत्र तावकैस्तस्य करणात् । नाप्युत्तरः; तस्य कस्यचिदसत्त्वात् ।

§ ૪ જૈન–હે બૌદ્ધ ! તમારું આ સમસ્ત કથન પવનથી ઉડાડેલ આકડાના રૂની જેમ અસ્થિર છે, અર્થાત્ તેથી કશું સિદ્ધ થશે નહીં. કારણ કે આ બધું કહેવામાં તમારી શું એવી આકાંક્ષા છે કે આદિવાક્યની રચનાનો તિરસ્કાર–વિરોધ કરવો અથવા આદિવાક્યની રચનામાં બીજું કાંઈ કારણ તમને ઇષ્ટ છે ? તમારા આચાર્યોએ પણ તે તે ગ્રંથમાં આદિવાક્યની રચના કરેલ હોવાથી પહેલો પક્ષ યુક્ત નથી. અને આદિવાક્યની રચનામાં કાંઈ બીજું કારણ ન હોવાથી, બીજો પક્ષ પણ યોગ્ય નથી.

(टि०) **तदेतत्** सकलं निष्फलम्, कथञ्चित्तादात्म्यस्य शब्दार्थयोः स्वीकारात् । नात्र विरोधावरोधः । मोदकोपलकरवाला[2]द्युच्चारणमात्रेऽपि वदनपूरणचूरणपाटनाद्युपपातः स्यात् । स च न दृश्यतेऽतो

---

१ °रे तदे° मु । २ °काचल° मु ।

भेदः । मोदकाद्युच्चारणेन पदार्थप्रतीत्याऽभेदः । अथानेकार्थत्वाच्छब्दानां कथं प्रतिनियतपदार्थप्रत्यय इति चेत्; विवक्षातो हि शब्दानां प्रवृत्तिर्न तु स्वच्छन्दतः । अपि च यदि न कश्चित्सम्बन्धः, तत् परमाणुरित्युक्ते स्वलक्षणं कथमभ्युपगम्यते सौगतैः ? वेद्यवेदकभावादिति चेत्; वाच्यवाचकभावात् शब्दार्थयोरपि प्रत्ययः स्यात् । विस्तरो न्यायावताराद‌वसेयः । सूरयस्तु भङ्ग्यन्तरेण उत्तरयाञ्चक्रुः ।

**यत एवमि**त्यादि । **किं वे**ति आदिवाक्यकरणे आचार्यकल्पितप्रयोजनादन्यत् कारणमस्तीति ते वक्तुमिष्टम् । **तस्ये**ति आदिवाक्यस्य । **नापि तस्ये**ति कारणान्तरस्य ।

§ ५ अथास्त्येव प्रयोजनार्थिप्रवृत्तिनिमित्तार्थसंदेहोत्पादनं तत् । तथाहि—प्रेक्षितप्रयोजनवाक्यानां प्रयोजनार्थिनां तदुपदर्शितप्रयोजनभावाभावपरामर्शपरः संशयः समाविर्भवति । ततोऽपि च संशयतः सस्यसंपत्त्यादिफले कृष्यादौ कृषीबला इव ते तत्र प्रवर्तन्ते—इति चेत् । तदप्राज्यम्, प्रयोजनवाक्योपन्यासात् प्रागप्यस्य साधकबाधकप्रमाणाभावेन भावात् । अथ तदाऽसौ प्रयोजनसामान्ये सत्त्वासत्त्वाभ्यां संशयः, प्रमातारश्च प्रायः प्रयोजनविशेषार्थिन एव—इति तद्विषयसंशयोत्पादनाय युक्तमेवेदमिति चेत् । न, अस्यापि प्रागेव भावात् । तथाहि—प्रमाता शास्त्रमात्रमप्यालोक्याऽनुभूतप्रयोजनविशेषेण शास्त्रेणाऽस्य वर्णपदवाक्यकृतं साधर्म्यमवधार्य च किमिदमपि सप्रयोजनम्, अप्रयोजनं वा ? सप्रयोजनमपि किमस्मदभिमतेन तेन तद्वत्, किं वान्येन ? —इत्यादि वाक्यालोकनं विनापि संदिग्धे । अपि च, त्वन्मते न ध्वनिरर्थाभिधानधुरां दधाति । तत्कथं प्रयोजनविशेषविषयसंदेहोत्पादनेऽपि प्रत्यलः स्यात् ? ॥

§ ५ शंका—આદિવાક્યની રચનામાં તમે જણાવેલ કારણથી જૂદું જ કારણ છે. અને તે છે—અર્થસંદેહ ઉત્પન્ન કરવો, જે પ્રયોજનાર્થી પુરુષની પ્રવૃત્તિમાં નિમિત્ત બને છે. તે આ પ્રમાણે—પ્રયોજન બતાવનાર આદિવાક્ય જોઈને પ્રયોજનાર્થી પુરુષોને આદિવાક્ય દ્વારા પ્રતિપાદિત પ્રયોજન વિષે 'પ્રયોજન છે કે નહિ' એવો સંશય ઉત્પન્ન થાય છે, અને તે સંશયથી પ્રયોજનાર્થીઓ ગ્રન્થમાં પ્રવૃત્તિ કરે છે. કૃષિ—ખેતીનું ફળ ધાન્યની સંપત્તિ છે. એ ફળ નિષ્પત્તિમાં સંશય છતાં જેમ ખેડુત ખેતીમાં પ્રવૃત્તિ કરે છે, તેમ આદિવાક્યથી પ્રયોજનસિદ્ધિમાં સંશય છતાં પ્રવૃત્તિ થશે.

સમાધાન—એ સંગત નથી. કારણ કે પ્રયોજન વાક્યના ઉપન્યાસ—સ્થાપન પહેલાં પણ સાધકબાધકપ્રમાણનો અભાવ હોવાથી પ્રયોજન વિષે સંશય છે જ.

શંકા—આદિવાક્યના ઉપન્યાસ પહેલાં સામાન્ય પ્રયોજન વિષે સંદેહ હોય છે, પણ પ્રમાતા પુરુષ તો પ્રાયઃ વિશેષ પ્રયોજનના અર્થી હોય છે. આથી વિશેષ પ્રયોજન વિષે સંદેહ ઉત્પન્ન કરવા માટે આદિવાક્યની રચના યોગ્ય જ છે.

સમાધાન—ના, કારણ કે વિશેષ પ્રયોજન વિષે પણ સંદેહ પ્રથમથી જ થઈ શકે છે. તે આ પ્રમાણે—પ્રમાતા શાસ્ત્રમાત્ર જોઈને, પૂર્વે અનુભવેલ પ્રયોજન-

વિશેષવાળા શાસ્ત્રની સાથે વર્ણકૃત, પદકૃત અને વાક્યકૃત સાધર્મ્ય—સાદૃશ્યનો નિશ્ચય કરીને 'આ શાસ્ત્ર પ્રયોજનવાળું છે, કે નથી ?' 'વળી પ્રયોજનવાળું હોય છતાં પણ અમોને ઇષ્ટ એવાં પ્રયોજનવાળું છે, કે કોઈ બીજા પ્રયોજનવાળું છે ?' આ પ્રમાણે આદિવાક્ય જોયા વિના જ સંદેહ થઈ શકે છે. અને એ સંદેહથી તેમાં પ્રવૃત્તિ પણ કરી શકે છે. વળી, તમારા મતે શબ્દ અર્થનું કથન કરી શકતો નથી, તો પછી પ્રયોજનવિશેષવિષયક સંદેહ ઉત્પન્ન કરવાને કઈ રીતે સમર્થ થઈ શકશે ?

प०) **संशयः** [1]**समाऽऽविर्भवती**ति। अर्थसंशयोऽपि प्रवृत्त्यङ्गं अनर्थसंशयोऽपि निवृत्त्यङ्गम् । **अस्ये**ति प्रयोजनभावाभावस्य । **अस्मदभिमतेन तेन तद्व**दित्यत्र **तेने**ति प्रयोजनेन तद्व-दिति प्रयोजनवत् । **संदिग्धे** इति संदेहं कुरुते । **प्रत्यलः स्या**दिति ध्वनिः ।

(टि०) **तदि**ति कारणान्तरम् । **प्रेक्षिते**ति शास्त्रान्तरे विलोकितादिवाक्यानाम् । **तदुपे**ति तेनादिवाक्येनोपदर्शितम्। **तत्रे**ति शास्त्रे। अर्थसंशयः प्रवृत्त्यङ्गम् , अनर्थसंशयस्तु निवृत्त्यङ्गम् । **प्रयोजने**-त्यादि। **अस्ये**ति संशयस्य । **असावि**ति संशयः । **सत्त्वे**ति अस्ति नास्ति वेति सन्देहः । **तद्विषये**ति प्रयोजनगोचरसन्देहोत्पादनाय । **इदमि**ति आदिवाक्यम् । **अस्यापी**ति एवंविधस्यापि संशयस्य । **प्रमाते**त्यादि । **अस्ये**ति शास्त्रस्य। **साधर्म्यमि**ति समानताम् । **अस्मदि**ति विशेषशास्त्रेण सह । **तद्वदि**ति प्रयोजनवत् । **सन्दिग्धे** इति सन्देहं कुरुते ।

§६ अर्चटश्चर्चचतुरः पुनराह—इह प्रेक्षावतां प्रवृत्तिः प्रयोजनवत्तया व्याप्ता । ततो यद् निष्प्रयोजनम्, न तत् तैरारम्भणीयम् । यथा काकदन्तपरीक्षा । तथा चैतत्— इति शास्त्रारम्भप्रतिषेधाय प्रयुज्यमानाया व्यापकानुपलब्धेरसिद्धतोद्भावनार्थमादिवाक्यं कर्तव्यमिति ।

§७ तदप्यनुपपन्नम्, वाक्यस्य प्रमाणत्वेनाऽनवस्थिततया प्रयोजनविशेषसद्भाव-प्रकाशनसामर्थ्यशून्यत्वात् तदसिद्धिमुद्भावयितुमपर्याप्तत्वात् ॥

§૬ अर्चट—અહીં ચર્ચામાં ચતુર અર્ચટ કહે છે કે—આ સંસારમાં બુદ્ધિમાન પુરુષોની પ્રવૃત્તિ પ્રયોજનથી વ્યાપ્ત છે. અર્થાત્ જે જે બુદ્ધિમાન પુરુષોની પ્રવૃત્તિનો વિષય હોય તે સપ્રયોજન હોય. તેથી 'જે પ્રયોજનરહિત હોય તે કાર્યનો બુદ્ધિ-માન પુરુષો આરંભ કરતા નથી, જેમ કે—કાગડાના દાંતની પરીક્ષા. આ શાસ્ત્ર પણ પ્રયોજન વિનાનું છે, માટે તેમાં પ્રવૃત્તિ કરવી નહીં' એ પ્રમાણે જ્યારે વ્યાપકાનુપલબ્ધિનો પ્રયોગ કરવામાં આવે એટલે કે વ્યાપક પ્રયોજનનો અભાવ કહેવામાં આવે ત્યારે તેની અસિદ્ધતા બતાવવા માટે આદિવાક્યની રચના કરવી જોઇએ. અર્થાત્ 'આ શાસ્ત્રનો આરંભ ન કરવો જોઇએ, કારણ કે—તે પ્રયોજન રહિત છે.' આ પ્રકારના અનુમાનમાં 'કારણ કે તે પ્રયોજનરહિત છે' એ હેતુ વ્યાપકની અનુપલબ્ધિરૂપ છે, અર્થાત્ 'શાસ્ત્રારંભ' એ વ્યાપ્ય છે, અને 'પ્રયો-જન' એ વ્યાપક છે. એટલે 'પ્રયોજનનો અભાવ' એ વ્યાપકની અનુપલબ્ધિ થઇ. આ પ્રકારની વ્યાપકાનુપલબ્ધિ એ હેતુ નથી પણ અસિદ્ધ હેત્વાભાસ છે, એમ

1. °यः समा° मु ।

સિદ્ધ કરવા માટે આદિવાક્યનો પ્રયોગ કરવો એમ અર્ચટ માને છે, કારણ કે આદિવાક્યમાં ગ્રન્થારંભનું પ્રયોજન નિરૂપાતું હોઈ પ્રયોજનનો અભાવ છે એમ કહી શકાય નહીં.

§जैन–અર્ચટનું ઉપરોક્ત કથન પણ યોગ્ય નથી, કારણ કે બૌદ્ધમતે તે આદિવાક્ય પોતે જ પ્રમાણરૂપે નિશ્ચિત ન હોવાથી પ્રયોજનવિશેષના સદ્ભાવને જણાવવામાં અસમર્થ હોઈ વ્યાપકાનુપલબ્ધિની અસિદ્ધતા બતાવી શકે નહીં.

(प०) **व्यापकानुपलब्धेरि**ति इह प्रतिषेध्यमारम्भणीयम्, तस्य व्यापकं प्रयोजनवत्त्वम्. तस्यानुपलब्धिः निष्प्रयोजनत्वादिति हेतुनोक्ता ।

**तदसिद्धिरि(मि)**ति व्यापकानुपलब्धेरसिद्धेः(द्धिम्) ।

(टि०) **तथा चे**ति निःप्रयोजनम् । **एतदि**ति प्रकृतशास्त्रम् । **व्यापके**ति इह प्रतिषेध्य[1]-मारम्भणीयत्वम्, तस्य व्यापकं प्रयोजनवत्त्वम्, तस्यानुपलब्धिर्निःप्रयोजनत्वादितिहेतुनोक्ता । व्यापकं निवर्त्तमानं हि व्याप्यमादाय निवर्त्तते । प्रयोजनवत्त्वं च व्यापकम् । तन्निवर्त्तने आदिवाक्यस्यापि वैयर्थ्यप्रसङ्गात् । **आदिवाक्यमि**ति । तादात्म्यतदुत्पत्तिलक्षणसम्बन्धविकलतया आदिवाक्यस्याप्रामाण्यं सर्वसौगतसम्मतमेव । अतः प्रमाणरहितमप्यादिवाक्यं विज्ञेयम् । **वाक्यस्ये**त्यादि । **प्रमाणे**ति प्रामाण्येन निश्चयाभावात् । **तदसिद्धिमि**ति व्यापकानुपलब्ध्यसिद्धिमपि ।

§ ८ रामटस्तु प्रकटयति–यद्यपीदं वाक्यमप्रमाणत्वात् प्रयोजनोपस्थापनाद्वारेण निष्प्रयोजनत्वसाधनमसिद्धं विधातुमधीरम् तथापि विदग्धं संदिग्धं कर्तुम् । संदिग्धासिद्धमपि च साधनमगमकमेव । यथा समुच्छलद्धवलधूलिपटलं धूमत्वेन संदिह्यमानं धनञ्जयस्येति ।

§ ९ तदप्यशस्तम्, अनुपन्यस्तेऽपि प्रयोजनवाक्येऽनुभूतपूर्वप्रयोजनविशेषशास्त्रान्तरसाधर्म्यदर्शनेन शास्त्रमात्रादपि निष्प्रयोजनत्वगोचरसंदेहस्य सद्भावात् ।

§८ रामट–આ વિષે રામટનું કહેવું છે કે–જો કે આદિવાક્ય સ્વયં અપ્રમાણ હોવાથી પ્રયોજનને સિદ્ધ કરીને પ્રયોજનનો અભાવ બતાવનાર હેતુને અસિદ્ધ કરવા ભલે અસમર્થ હોય, પણ હેતુને સંદિગ્ધ કોટિમાં મૂકવા તો સમર્થ છે જ. અને તેથી અસિદ્ધ નહિ પણ સંદિગ્ધાસિદ્ધ તો થશે જ. અને તેથી એ સાધ્યનો ગમક નહિ બને. જેમ કે–આકાશમાં ઊછળતા શ્વેત ધૂળના સમૂહ વિષે ધૂમનો સંદેહ થાય તો તે જેમ અગ્નિનું અનુમાન કરાવી શકતો નથી, તેમ અહીં વ્યાપકાનુપલબ્ધિરૂપ હેતુ સંદિગ્ધાસિદ્ધ હોઇ તે પણ સાધ્યનો અગમક છે. અર્થાત્ અર્ચટને મતે આદિવાક્યની રચના વ્યાપકાનુપલબ્ધિને અસિદ્ધ હેત્વાભાસ બતાવવા તો રામટને મતે તેને સંદિગ્ધાસિદ્ધ હેત્વાભાસ સિદ્ધ કરવા માટે છે.

§૯ રામટનું ઉપર્યુક્ત કથન પણ અપ્રશસ્ત છે. કારણ કે આદિવાક્ય કરેલ ન હોય તો પણ પૂર્વે અનુભવેલ પ્રયોજનવિશેષવાળાં બીજા શાસ્ત્રોનું પ્રકૃતશાસ્ત્રમાં

---

१ °ध्यमानमा° मु ।

સાધર્મ્ય જોઈને શાસ્ત્રમાત્રના દર્શનથી શાસ્ત્રની નિષ્પ્રયોજનતા વિષે સંદેહને અવકાશ રહે જ છે.

(टि०) – **साधनमिति** हेतुम् । **अगमकमिति** अनिश्चायकम् । **धनञ्जयस्येति** वहेः । **तदपी**त्यादिनोत्तरयति जैनः ।

§ १० ननु यद्येवमादिवाक्यं पराक्रियते, न तर्हीदं भवद्भिरपि कर्तव्यमिति चेत् । नैवम् । कर्तव्यं च तं प्रति, यो नान्यथा प्रयोजनं विदाञ्चकार, वाच्यवाचकोत्पत्तिसमयसम्भूष्णुशक्तिस्वभावस्याऽबाधिततथाऽनुभवेन चित्रज्ञानरूपस्पष्टदृष्टान्तावष्टम्भेन च कृतविरोधपरिहारत्वाद् नित्यानित्यस्य वाच्यवाचकाभ्यां कथञ्चिद्भिन्नस्य सामान्यविशेषोभयस्वभाववस्तुगोचरोपरचितसङ्केताभिव्यक्तस्य वाच्यवाचकभावसम्बन्धस्य बलेन शब्दानामर्थस्य प्रतिपादकत्वं प्रतिपद्य प्रामाण्यं चाङ्गीचकार । एतच्च यथास्थानं समर्थयिष्यते । यः पुनरन्यथाऽपि प्रयोजनमजानाद्, यश्च न शब्दविशेषं प्रमाणत्वेनाऽसंस्त, तौ प्रति न कर्तव्यं च–इत्यनेकान्तो विजयते ॥१॥

§१० शंका– આ રીતે જો તમે પણ આદિવાક્યનું ખંડન કરો છો તો તમારે પણ આદિવાક્યની રચના કરવી ન જોઈએ.

समाधान–એમ નથી. જે પુરુષ બીજી રીતે પ્રયોજન જાણી શકતો નથી અને જે શબ્દનું પ્રામાણ્ય સ્વીકારે છે તેને માટે આદિવાક્યની રચના જરૂરી છે. શબ્દ અને અર્થના વાચ્યવાચકભાવરૂપ સંબંધના બળથી જ્યારે શબ્દને અર્થનો પ્રતિપાદક માનવામાં આવે છે, ત્યારે શબ્દપ્રામાણ્યનો સ્વીકાર થાય છે. વાચ્યવાચકભાવરૂપ સંબંધ એ વાચ્ય અને વાચકની શકિતરૂપ છે. અને તે શક્તિ જ્યારે વાચ્ય અને વાચક ઉત્પન્ન થતા હોય છે ત્યારે જ ઉત્પન્ન થયેલી હોય છે. વળી એ સંબંધ નિત્યાનિત્ય છે. એની નિત્યાનિત્યતાનો અનુભવ અબાધિત છે. કારણ કે ચિત્રજ્ઞાનમાં બે વિરોધી ધર્મોનો અનુભવ સ્પષ્ટપણે થયેલો છે અને તેથી વિરોધનો પરિહાર થઈ જાય છે. એ સંબંધ વાચ્ય અને વાચકથી કથંચિત ભિન્ન છે. સામાન્યવિશેષાત્મક વસ્તુ વિષે શબ્દનો જે સંકેત કરવામાં આવે છે તેથી તે વાચ્યવાચકભાવ સંબંધની અભિવ્યકિત થાય છે. આ બધી બાબતોનું યથાસ્થાને સમર્થન કરવામાં આવશે.

પણ જે પુરુષ આદિવાક્ય વિના પણ પ્રયોજન જાણતો હોય, તથા જે પુરુષ શબ્દવિશેષને પ્રમાણ માનતો ન હોય, તે બન્ને માટે આદિવાક્યની રચના આવશ્યક નથી. આ રીતે અનેકાન્તવાદ વિજયવંત થાય છે. અર્થાત આચાર્યને આદિવાક્ય કરવું જ જોઈએ એવો એકાન્તિક આગ્રહ નથી. પણ પ્રતિપાદ્યની યોગ્યતા જોઈ કરવું કે ન કરવું એવો અનેકાન્ત [illegible] છે.

સારાંશ–બૌદ્ધો શબ્દ અને અર્થનો સંબંધ સ્વીકારતા નથી. આદિવાક્ય પ્રયોજનનું પ્રતિપાદક છે, [illegible] એમ માનતા નથી. [illegible] સારીએ એવો પણ [illegible] છે કે પ્રયોજનનું પ્રતિપાદક [illegible]

વાક્યનું પ્રયોજન નથી, પણ પ્રયોજન વિષયક શંકા ઉપસ્થિત કરવી એ જ આદિવાક્યનું કાર્ય છે. અને એટલા માટે જ આદિવાક્યની રચના છે, એટલે આદિવાક્ય શંકા ઉપસ્થિત કરશે, અને તેથી સંશય હોવા છતાં જેમ ખેડુતો ખેતીમાં પ્રવૃત્તિ કરે છે, તેમ સંશયદ્વારા શાસ્ત્રમાં પ્રવૃત્તિ થશે. એમ તેઓનું માનવું છે. જ્યારે આચાર્ય તેમને જવાબ આપે છે કે આદિવાક્ય વિના પણ સંશયનો સંભવ છે જ. વળી, ધર્મોત્તરાનુસારીના મતે શબ્દ અર્થનું પ્રતિપાદન કરી શકતો નથી તો સંશયોત્પત્તિ કઇ રીતે કરી શકશે ?

'આ શાસ્ત્રમાં પ્રવૃત્તિ ન કરવી, કારણ કે–તેનું કંઈ પ્રયોજન નથી'–આ પ્રકારની વ્યાપકાનુપલબ્ધિ કોઈ ઉપસ્થિત કરે, ત્યારે એ વ્યાપકાનુપલબ્ધિને અસિદ્ધ કરવી એ આદિવાક્યનું પ્રયોજન છે–એમ અર્ચટ માને છે. પણ એ આદિવાક્ય પ્રમાણરૂપ ન હોવાથી વ્યાપકાનુપલબ્ધિની અસિદ્ધિ કઈ રીતે સિદ્ધ કરી શકશે? એવો આચાર્યે ઉત્તર આપ્યો.

રામટનું કહેવું એવું છે કે આદિવાક્ય સ્વયં પ્રમાણરૂપ ન હોઇ, ભલે વ્યાપકાનુપલબ્ધિને અસિદ્ધ ન કરી શકે, પણ તે હેતુને સંદિગ્ધાસિદ્ધ તો કરશે જ, આથી તે હેતુ શાસ્ત્રમાં થતી પ્રવૃત્તિને સર્વથા રોકી નહીં શકે. આના ઉત્તરમાં આચાર્યે જણાવ્યું છે કે આદિવાક્ય વિના પણ પ્રયોજન વિષે સંદેહ થઇ શકે છે. તો તે-સંદેહ માટે આદિવાક્યની શી જરૂર છે ?

शंका–આદિવાક્ય વિના પણ સંદેહ હોય તો પછી આદિવાક્ય શા માટે ?

समाधान-જે આદિવાક્ય વિના પ્રયોજન જાણી શકતો ન હોય, અને શબ્દ તથા અર્થનો સંબંધ માનવા સાથે જેને પ્રમાણ માનતો હોય, તેને માટે આદિવાક્ય કરવું જોઇએ. પણ જે આદિવાક્ય વિના પણ પ્રયોજન જાણી શકતો હોય, તથા જે શબ્દને પ્રામાણિક માનતો ન હોય તે બન્નેને માટે આદિવાક્ય નિરર્થક છે. એટલે કે આદિવાક્યની રચના શિષ્યાદિની યોગ્યતા જોઇ કરવી કે ન કરવી–એવો અનેકાંત જૈનસંમત છે. ૧.

(प०) **विदाञ्चकारे**ति यः प्रामाण्यं चाङ्गीचकारेति वाक्यसमन्वयः ।

**शक्तिस्वभावस्ये**ति शक्तिविशेषस्य । **चित्रज्ञानरूपस्पष्टदृष्टान्तावष्टम्भेने**ति । सौगताभिमतेन यथैकस्मिन् चित्रपटे नानावर्णसङ्करेऽपि न ज्ञानविरोधः । **अङ्गीचकारे**ति शब्दानामेव ॥१॥

(टि०) **यद्येव**मिति संशयोत्पादकानभ्युपगमेन निराक्रियते यतोऽनेन संशयोत्पादनमन्तरेण न किमपि प्रयोजनम् । **कर्त्तव्यं चे**त्यादि । **अन्यथे**ति । **यः** श्रोता आदिवाक्यं विना; यः **प्रमाण्यं** चाङ्गीचकारेति वाक्यसमन्वयः । **चित्रज्ञाने**ति पञ्चवर्णालेख्यज्ञानम् । **वाच्यवाचके**ति एतद्विशेष्यपदं प्राच्यानि षष्ठ्यन्तान्यस्य विशेषणानि प्राक्सुगतकल्पितोत्तरसूचकानि । **प्रामाण्यमिति** शब्दानामेव ॥१।

§ १ अथ प्रमाणस्यादौ लक्षणं व्याचक्षते–

## स्वपरव्यवसायि ज्ञानं प्रमाणम् ॥ २ ॥

§ २ अत्र[1] चादग्धदहनन्यायेन यावदप्राप्तं तावद् विधेयम्–इति विप्रतिपन्ना-

१. टिप्पनकसंमतः 'तत्र' इति पाठः ।

नाश्रित्य स्वपरेत्यादिकम्, अव्युत्पन्नान् प्रति प्रमाणम्, प्रमाणप्रमेयापलापिनस्तूद्दिश्य द्वयमपि विधेयम्, शेषं पुनरनुवाद्यम् ।

§३ तत्र प्रमाणमिति प्राग्वत् । स्वमात्मा ज्ञानस्य स्वरूपम् । परः स्वस्मादन्यः, अर्थ इति यावत् । तौ विशेषेण यथावस्थितस्वरूपेण अवस्यति निश्चिनोतीत्येवं शीलं यत् तत् स्वपरव्यवसायि ।

§૧ હવે પ્રથમ પ્રમાણનું લક્ષણ કરે છે—

**સ્વ-પોતાનો અને પર-અર્થનો નિશ્ચય કરનારું જ્ઞાન પ્રમાણ છે. ૨.**

§૨ આ સ્થળે 'અદગ્ધદહન ન્યાય' એટલે કે-જે ન બળ્યું હોય તેને જ બાળવું અર્થાત્ બળેલાને બાળવાનો કાંઈ અર્થ નથી-એ ન્યાયથી જે જ્ઞાત હોય તેને જણાવવું નિરર્થક હોઈ જેટલું અજ્ઞાત હોય તે વિધેય બને છે. આથી વિપ્રતિપન્નની અપેક્ષાએ 'स्वपरव्यवसायिज्ञानं' વિધેય છે, અવ્યુત્પન્ન-શિષ્યોની અપેક્ષાએ 'प्रमाणम्' વિધેય છે, તથા પ્રમાણ અને પ્રમેય બન્નેનો અપલાપ કરનારની અપેક્ષાએ 'प्रमेय' અને 'प्रमाण' બન્ને વિધેય છે. વિધેય સિવાયનું અનુવાદ્ય જાણવું.

§૩ પ્રમાણ શબ્દની વ્યુત્પત્તિ પ્રથમની જેમ જાણવી. સ્વ-એટલે આત્મા. પ્રસ્તુતમાં જ્ઞાનનો આત્મા એટલે જ્ઞાનનું સ્વરૂપ. પર-જ્ઞાનથી ભિન્ન અર્થાત્ અર્થ. આ બન્નેનો વિશેષે કરીને યથાવત્-વાસ્તવિક સ્વરૂપથી નિશ્ચય કરનાર તે સ્વપરવ્યવસાયી.

(टि०) – **त(अ)त्र चे**त्यादि । **यावदप्राप्तमि**ति अगृहीतं विप्रतिपन्नादिभिः । **स्वपरे**ति स्वपरव्यवसायिज्ञानं व्यवस्थापनीयम् । **अव्युत्पन्नानि**ति शिष्यान् । **द्वयमपी**ति प्रणाणं च प्रमेयं च । **शेषमि**ति परेण प्रतिपन्नं स्पष्टार्थमनुवदनीयम् ।

§४ ज्ञायते प्राधान्येन विशेषो गृह्यतेऽनेन इति ज्ञानम् । एतच्च विशेषणम् — अज्ञानरूपस्य व्यवहारधुराधौरेयतामनादधानस्य सन्मात्रगोचरस्य स्वसमयप्रसिद्धस्य दर्शनस्य, सन्निकर्षादेश्चाऽचेतनस्य नैयायिकादिकल्पितस्य प्रामाण्यपराकरणार्थम् ।

§५ तस्याऽपि च प्रत्यक्षरूपस्य शाक्यैर्निर्विकल्पकतया प्रामाण्येन जल्पितस्य, संशयविपर्ययानध्यवसायानां च प्रमाणत्वव्यवच्छेदार्थं व्यवसायीति । स्पष्टनिष्टङ्क्यमानपारमार्थिकपदार्थसार्थलुण्टाकज्ञानाद्वैतादिवादिमतमत्यसितुं परेति । नित्यपरोक्षबुद्धिवादिनां मीमांसकानाम्, एकात्मसमवायिज्ञानान्तरप्रत्यक्षज्ञानवादिनां यौगानाम्, अचेतनज्ञानवादिनां कापिलानां च कदाग्रहग्रहं निग्रहीतुं स्वेति ।

§૪ (૧) જેનાથી પ્રધાનરૂપે-મુખ્યપણે પદાર્થનિષ્ઠ વિશેષ-ભેદ ગ્રહણ કરાય તે જ્ઞાન. પ્રસ્તુત લક્ષણમાં પ્રમાણને 'જ્ઞાન' કહેવાનું તાત્પર્ય છે કે સ્વયં જૈનસંમત જ્ઞાનથી ભિન્ન એવું અને જે સન્માત્રને વિષય કરે છે તથા જે વ્યવ-

હારમાં અસમર્થ છે એવું દર્શન પ્રમાણ નથી. તથા નૈયાયિકોએ કલ્પેલ અચેતન-જડ સન્નિકર્ષાદિ પણ પ્રમાણ નથી.

§૫ (૨) બૌદ્ધોએ પ્રમાણરૂપ માનેલ નિર્વિકલ્પક પ્રત્યક્ષ, તથા સંશય, વિપર્યય અને અનધ્યવસાય-એ બધાં જ્ઞાનરૂપ હોવા છતાં પ્રમાણ નથી એમ બતાવવા માટે જ્ઞાનને વ્યવસાયી કહ્યું છે.

(૩) સ્પષ્ટરીતે સિદ્ધ એવા પારમાર્થિક પદાર્થસમૂહના લૂટારુ અર્થાત્ જ્ઞાનથી 'પર' એવા બાહ્ય પદાર્થોનું અસ્તિત્વ નહિ માનનાર જ્ઞાનાદ્વૈતવાદી, બ્રહ્માદ્વૈતવાદી વિગેરેના મતનું ખંડન કરવા માટે જ્ઞાનને 'પર'નું વ્યવસાયી કહ્યું છે.

(૪) જ્ઞાન એ નિત્ય પરોક્ષ છે, અર્થાત્ જ્ઞાનનું પ્રત્યક્ષ કદી થતું નથી એમ માનનાર મીમાંસકના; જ્ઞાનનું પ્રત્યક્ષ એક જ આત્મામાં સમવાય સંબંધથી રહેલ અન્ય જ્ઞાન કરે છે એમ કહેનાર યૌગ અર્થાત્ નૈયાયિકોના; તથા જ્ઞાન અચેતન-જડ છે, એવું માનનાર કાપિલ-સાંખ્યોના કદાગ્રહનો નિગ્રહ કરવા માટે પ્રમાણને 'સ્વ' નું વ્યવસાયી કહ્યું છે.

(પ૦) **स्पष्टनिष्टङ्क्यमाने**त्यादिग्रन्थे **ज्ञानाद्वैतादिवादिमतमि**ति आदिशब्दात् शून्यवादिमतम्। **एकात्मे**त्यादि एकात्मसमवेतं यद् ज्ञानान्तरं तस्य प्रत्यक्षं न पुनरात्मनः प्रत्यक्षं ज्ञानं वदन्तीत्येवंशीलाः तेषां । **यौगानामि**ति नैयायिकानाम् । **कापिलानामि**ति सांख्यानाम् ।

(टि०) **ज्ञायते** इति। ज्ञाने प्राधान्येन विशेषः, गौणत्वेन तु सामान्यम्; दर्शने तु प्राधान्येन सामान्यम्, गौणत्वेन तु विशेषो गृह्यते। **अज्ञानरूपस्ये**ति ज्ञानाद् व्यतिरिक्तस्य न तु जडरूपस्य । **व्यवहारे**ति व्यवहारविमुखस्य, विशेषसाध्यत्वाद्व्यवहारस्य । **सन्मात्रे**ति सत्तामात्रम्। **स्वसमये**ति जिनसमयप्रख्यातस्य । **दर्शनस्ये**ति सामान्यग्राहित्वाद्दर्शनस्य ।

**तस्ये**ति ज्ञानस्य। तद्धि निर्व्यवसायं कल्पितं शाक्यैः । **स्पष्टे**ति प्रत्यक्षेण निर्णीयमानम्। ज्ञानाद्वैतेति ब्रह्मवादिमतं निराकर्त्तुम्। **नित्यपरोक्षे**ति परोक्षा पराभासिनी स्वात्मनि जडा । **एकात्मे**ति न ज्ञानमात्मानमात्मना जानाति, किन्तु ज्ञानं ज्ञानान्तरवेद्यमिति भावः ।

§६ समग्रलक्षणवाक्यं तु परपरिकल्पितस्यार्थोपलब्धिहेतुत्वादेः प्रमाणलक्षणत्वप्रतिक्षेपार्थम्। तथाहि—अर्थोपलब्धेरनन्तरहेतुः, परम्पराहेतुर्वा विवक्षाञ्चक्रे? परम्पराहेतुश्चेत्। तर्हि इन्द्रियवदञ्जनादेरपि प्रामाण्यप्रसङ्गः। अथानन्तरहेतुरिन्द्रियमेव प्रमाणम्, तत् किं द्रव्येन्द्रियम्, भावेन्द्रियं वा? द्रव्येन्द्रियमप्युपकरणरूपम्, निर्वृत्तिरूपं वा? न प्रथमम्; तस्य निर्वृत्तीन्द्रियोपष्टम्भमात्रे चरितार्थत्वात्। नापि द्वितीयम्; तस्य भावेन्द्रियेणार्थोपलब्धौ व्यवधानादानन्तर्याऽसिद्धेः। भावेन्द्रियमपि लब्धिलक्षणम्, उपयोगलक्षणं वा? न पौरस्त्यम्; तस्यार्थग्रहणशक्तिरूपस्यार्थग्रहणव्यापाररूपेण तेन व्यवधानात्। उदीचीनस्य तु प्रमाणत्वेऽस्मल्लक्षितमेव लक्षणमक्षरान्तरैराख्यातं स्यात्। न च—नास्त्येवामूर्त्तमिन्द्रियमिति भौतिकमेव तत् तत्रानन्तरो हेतुः—इति वक्तव्यम्, व्यापारमन्तरे-

णात्मनः स्वार्थसंविद्फलस्यानुपपत्तेः । न ह्यव्यापृत आत्मा स्पर्शादिप्रकाशकः, सुप्तावस्थायामपि प्रकाशप्रसङ्गात् । न च तदानीमिन्द्रियं नास्ति, यतस्तदभावः स्यात् ।

§६ અને સંપૂર્ણ લક્ષણવાકય તો-પરતીર્થિક-નૈયાયિકાદિ અન્ય દાર્શનિકોએ કલ્પેલ-' અર્થની ઉપલબ્ધિ-જ્ઞાનમાં હેતુ તે પ્રમાણ ' વિગેરે પ્રમાણના લક્ષણોના ખંડન માટે જાણવું. તે આ પ્રમાણે-' અર્થજ્ઞાનનો હેતુ તે પ્રમાણ '-આમાં હેતુનો અર્થ સાક્ષાત હેતુ કે પરંપરાએ હેતુ હોય તે પ્રમાણ છે? પરંપરા હેતુ અર્થાત્ કારણ પ્રમાણ છે-એમ કહો તો ચક્ષુની જેમ અંજનાદિ પણ પ્રમાણ બની જશે. કારણ કે જેમ ચક્ષુ જ્ઞાનમાં કારણ છે, તેમ અંજનાદિ ચક્ષુની નિર્મલતામાં અને નિર્મલતા જ્ઞાનમાં કારણ હોઈ તે જ્ઞાનનું પરંપરાએ કારણ છે જ. સાક્ષાત્કારણરૂપ ઈન્દ્રિયો જ પ્રમાણ છે-એમ કહો તો ઇન્દ્રિય એટલે દ્રવ્યેન્દ્રિય કે ભાવેન્દ્રિયને પ્રમાણ માનશો? દ્રવ્યેન્દ્રિયમાં પણ તે ઉપકરણરૂપ કે નિર્વૃત્તિરૂપ દ્રવ્યેન્દ્રિય સમજવી? ' ઉપકરણરૂપ દ્રવ્યેન્દ્રિય પ્રમાણ છે ' એવો પ્રથમ પક્ષ તો કહી શકાય તેમ નથી. કારણ કે-તે તો માત્ર નિર્વૃત્તિરૂપ દ્રવ્યેન્દ્રિયને સહાયક બનવામાં જ ચરિતાર્થ છે. ' નિર્વૃત્તિરૂપ દ્રવ્યેન્દ્રિય પ્રમાણ છે ' એ બીજો પક્ષ પણ યોગ્ય નથી. કારણ કે તેમાં ભાવેન્દ્રિયનું વ્યવધાન હોઈ તેને સાક્ષાત્કારણ કહી શકાય નહિ. ભાવેન્દ્રિય પ્રમાણ હોય તો-લબ્ધિલક્ષણ ભાવેન્દ્રિય કે ઉપયોગ લક્ષણ ભાવેન્દ્રિય પ્રમાણ છે? લબ્ધિલક્ષણ ભાવેન્દ્રિયને પ્રમાણ કહી શકાશે નહીં. કારણ કે તે અર્થગ્રહણમાં શકિતરૂપ એટલે ક્ષયોપશમરૂપ છે, અને તેમાં તો અર્થગ્રહણવ્યાપારરૂપ એટલે ઉપયોગરૂપ ઇન્દ્રિયનું વ્યવધાન છે. અને ઉપયોગરૂપ ભાવેન્દ્રિયને પ્રમાણ કહો તો-અમોએ પ્રમાણના કરેલ લક્ષણને જ બીજા શબ્દોમાં તમે કહ્યું. માટે અર્થોપલબ્ધિ-અર્થજ્ઞાનમાં સાક્ષાત્ હેતુને પ્રમાણ માનતા હો તો તે હેતુ તમે માનેલ ઇન્દ્રિય નહીં, પણ જ્ઞાન જ છે.

शङ्का-તમે બતાવેલ ઉપયોગ-જ્ઞાનરૂપ ઇન્દ્રિય છે જ નહિ. તેથી ભૂતથી બનેલ ઈન્દ્રિયો અર્થોપલબ્ધિમાં સાક્ષાત્કારણ છે-એમ માનવું જોઈએ.

समाधान-આમ ન કહી શકાય. કારણ કે આત્માના વ્યાપાર વિના સ્વપરજ્ઞાનરૂપ ફલ સિદ્ધ થઈ શકતું નથી. માટે આત્માના વ્યાપારરૂપ ભાવેન્દ્રિયને માનવી જોઇએ. કારણ કે વ્યાપાર રહિત આત્મા સ્પર્શાદિ અર્થનો પ્રકાશક બનતો નથી. અન્યથા નિદ્રાવસ્થામાં વ્યાપારરહિત હોવા છતાં સ્પર્શાદિ અર્થનો તે પ્રકાશક બની જશે, નિદ્રાવસ્થામાં પણ ઈન્દ્રિયો વિદ્યમાન તો છે જ. આથી નિદ્રામાં પણ આત્મા અર્થ પ્રકાશક બનવો જોઈએ. બનતો તો નથી.

(प०)**परपरिकल्पितस्ये**ति नैयायिकादिपरिकल्पितस्य । **अर्थोपलब्धिहेतुत्वादे**रिति अर्थोपलब्धिहेतुः प्रमाणम् । **परम्पराहेतुर्वे**ति प्रामाण्येन । **अञ्जनादेरपी**ति तस्यापि चक्षुर्नैर्मल्यकरणादिना अर्थोपलब्धिहेतुत्वात् । **उपकरण[रूप]मि**ति इन्द्रियशक्तिरूपम् । **निर्वृत्तिरूपमि**ति निर्वृत्तिर्द्विविधा वहिर्निर्वृत्तिः अन्तर्निर्वृत्तिः । वहिर्निर्वृत्तिः श्रोत्रादिषु कर्णशष्कुल्यादिरूपा । अन्तर्निर्वृत्तिस्त्वेवम्-कदम्बपुष्पगोलकाकारं श्रोत्रम् । मसूराकारं चक्षुः । अतिमुक्तकपुष्पाकारं घ्राणेन्द्रियम् । क्षुरप्रसंस्थानं रसनम् । नानाकारं स्पर्शनम् । **अर्थग्रहणशक्तिरूपस्ये**ति क्षयोपशमरूपस्य । **तेने**ति उपयोगेन ।

**तदिति** इन्द्रियम् । **तत्रेति** अर्थोपलब्धौ । **न ह्यव्यापृत आत्मे**त्यादि । भवन्मतेऽपि स्पर्शादीनां फलं तावदात्मन एव । **प्रकाशप्रसङ्गादि**ति तदाप्यव्यापृतत्वात् । **तदभाव** इति प्रकाशाभावः ।

( टि० )–**अथानन्तरे**त्यादि । **द्रव्येन्द्रिय**मिति द्विविधं द्रव्येन्द्रियं निर्वृत्तिरूपं उपकरणरूपं च । उपकरणेन्द्रियं विषयग्रहणे सामर्थ्यं च्छेद्यच्छेदने करवालस्येव धारा, यस्मिन्नुपहते निर्वृत्तिसद्भावेपि विषयं न गृह्णातीति उपकरणस्य निर्वृत्तीन्द्रियाधारकृतार्थत्वात् । निर्वृत्तिराकारः । सा च बाह्याभ्यन्तरभेदाद् द्विधा । तत्र बाह्या अनेकप्रकारा । आभ्यन्तरा पुनः क्रमेण श्रोत्रादीनां कादम्बपुष्प–धान्यमसूर२अतिमुक्तकपुष्पचन्द्रिका३क्षुरप्र४नानाकारसंस्थाना ५ । लब्ध्युपयोगौ भावेन्द्रियम् । लब्धीन्द्रियं पुनस्तावदावरणक्षयोपशमरूपम् । उपयोगेन्द्रियं यः स्वविषये व्यापारः । **तस्ये**ति लब्धीन्द्रियस्य । **तेने**ति भावेन्द्रियेण उपयोगरूपेण अर्थग्रहणेन । **अस्मल्लक्षित**मिति स्वपरावभास्येव ज्ञानम् । **अमूदृश**मिति भवदुक्तम् । **भौतिक**मिति महाभूतोद्भवमेव । **तदि**ति इन्द्रियम् । **तत्रे**ति अर्थोपलब्धौ । **स्वार्थसंविदि**ति स्वपरज्ञानम् । **यत** इति इन्द्रियाभावात् । **तदभाव** इति प्रकाशाभावः ।

अथ नेन्द्रियं सत्तामात्रेण तद्धेतुः, किन्तु मनसाऽर्थेन च सन्निकृष्टमिति चेत् । ननु सुषुप्तावस्थायामपि तत्तादृशमस्त्येव, मनसः शरीरव्यापिनः स्पर्शनादीन्द्रियेण, स्पर्शनादेश्च तूलिकादिना सन्निकर्षसद्भावात् । न च अणुपरिमाणत्वाद् मनसः शरीरव्यापित्वमसिद्धम् इति वाच्यम्, तत्र तस्य प्रमाणेन प्रतिहतत्वात् । तथाहि– मनोऽणुपरिमाणं न भवति, इन्द्रियत्वाद्, नयनवत् । न च शरीरव्यापित्वे युगपज्ज्ञानोत्पत्तिप्रसङ्गः, तादृशक्षयोपशमविशेषेणैव तस्य कृतोत्तरत्वात् । इति नैतत्प्रमाणलक्षणमक्षूणम् । आचक्ष्महि च मतपरीक्षापञ्चाशति–

"अर्थस्य प्रमितौ प्रसाधनपटु प्रोचुः प्रमाणं परे
तेषामञ्जनभोजनाद्यपि भवेद् वस्तु प्रमाणं स्फुटम् ।
आसन्नस्य तु मानता यदि तदा संवेदनस्यैव सा
स्यादित्यन्धभुजङ्गरन्ध्रगमवत् तीर्थ्यैः श्रितं त्वन्मतम् ॥१॥" इति ।

शङ्का–ઇન્દ્રિયો માત્ર પોતાની સત્તામાત્રથી જ અર્થજ્ઞાનમાં કારણભૂત નથી, પરંતુ મન અને વિષય સાથે જોડાઇને જ તે અર્થજ્ઞાનમાં કારણ છે.

समाधान–નિદ્રાવસ્થામાં પણ શરીરવ્યાપી મનનો સ્પર્શનાદિ ઇન્દ્રિયો સાથે અને ઇન્દ્રિયોનો તલાઇ–રજાઇ આદિ પદાર્થ સાથે સન્નિકર્ષનો સદ્ભાવ તો છે જ, તો નિદ્રાવસ્થામાં જ્ઞાન કેમ નથી થતું ?

शङ्का–મન અણુપરિમાણ હોવાથી તે શરીરવ્યાપી નથી.

समाधान–એમ ન કહેવું. કારણ કે મનમાં અણુપરિમાણત્વ અનુમાન પ્રમાણથી બાધિત છે. તે આ પ્રમાણે–મન અણુપરિમાણ નથી, ઇન્દ્રિય હોવાથી, ચક્ષુની જેમ.

शङ्का–પણ મનને શરીરવ્યાપી માનવાથી એકીસાથે સ્પાર્શન, રાસન આદિ અનેક ઇન્દ્રિયજ્ઞાનોની ઉત્પત્તિનો પ્રસંગ થઇ જશે. જ્યારે અનુભવ તો એવો છે કે તે તે જ્ઞાનો ક્રમે કરી થાય છે.

समाधान–ક્ષયોપશમને કારણે જ્ઞાનની ઉત્પત્તિ માનવાથી આનો ઉત્તર થઈ જાય છે. એટલે કે મનનો સંપર્ક બધી ઇન્દ્રિયો સાથે હોવા છતાં જો ક્ષયોપશમ-વિશેષ ન હોય તો જ્ઞાન થતું નથી. આ પ્રમાણે–અર્થજ્ઞાનમાં જે હેતુ હોય તે પ્રમાણ–એવું પ્રમાણનું લક્ષણ નિર્દોષ નથી. આ બાબતમાં અમે 'મતપરીક્ષાપંચાશત્'માં કહ્યું પણ છે કે "નૈયાયિકાદિ અન્ય તીર્થિકો અર્થજ્ઞાનના પ્રસાધનમાં જે કુશળ હોય તેને પ્રમાણ કહે છે, પણ ચક્ષુને નિર્મળ કરનાર અંજન, અને શરીરને પુષ્ટ કરનાર ભોજન વિગેરે પદાર્થ પ્રમાણરૂપ બની જશે, અને અનન્તર–સાક્ષાત્કારણને પ્રમાણ માને તો માત્ર જ્ઞાનમાં જ પ્રમાણતા સિદ્ધ થાય છે. આ પ્રકારે હે ભગવન્! આંધળો સર્પ બીલમાં જાય એ ન્યાયે નૈયાયિકાદિ અન્ય તીર્થિકોએ તમારા સિદ્ધાન્તનો જ આશ્રય કર્યો છે."

(પ૦) **तत्तादृशमस्त्येवे**ति मनसाऽर्थेन च सन्निकृष्टम् । **तत्रे**ति मनसि । **तस्ये**ति अणुपरिमाणत्वस्य । [**प्रत्यक्षज्ञप्तिकरणत्वादि**ति प्रत्यक्षं पञ्चेन्द्रियग्राह्यं ज्ञानं तस्य करणं साधकतमं क्वचित् **करणत्वादि**ति पाठः सोऽपि रम्यः ] **तस्येति** युगपद् ज्ञानोत्पत्तिप्रसङ्गस्य । **अञ्जनभोजनाद्यपी**ति तद्धि अञ्जनभोजनादिकं व्यवहितं कारणम् ।

(टि०) **तद्धेतुरिति** प्रकाशहेतुः । **तदि**ति इन्द्रियम् । **तादृशमति** मनसार्थेन च संसृष्टम् । **तत्रे**ति मनसि । **तस्येति** अणुपरिमाणत्वस्य । **युगपदि**ति समकालं मनोज्ञानेन्द्रियज्ञानयोरुत्पादप्रसक्तिः ।

**अर्थस्येत्या**दि । **प्रमिताववि**ति अर्थोपलब्धौ । **प्रसाधने**ति साधनपटिष्ठो हेतुः **आसन्नस्ये**ति सन्निकर्षस्य ।

§७ 'अनधिगतार्थाधिगन्तृ प्रमाणम्' इत्यपि प्रमाणलक्षणं न मीमांसकस्य मीमांसामांसलतां सूचयति, प्रत्यभिज्ञानस्याप्रामाण्यप्रसङ्गात् । अथात्रापूर्वोऽप्यर्थः प्रथते, "इदानींतनमस्तित्वं न हि पूर्वधिया गतम्" [ श्लो० प्रत्य० २३४ ] इति चेद् । इदमन्यत्रापि तुल्यम्, उत्तरक्षणसत्त्वस्य प्राक्क्षणवर्त्तिसंवेदनेनावेदनात् । पूर्वोत्तरक्षणयोः सत्त्वस्यैक्यात् कथं तेन तस्यावेदनम् ?–इति चेत् । प्रत्यभिज्ञागोचरेऽपि तुल्यमेतत्, "रजतं गृह्यमाणं हि चिरस्थायीति गृह्यते" इति वचनात् । प्रागेव तद्वेदने च तदिदानीमस्ति, न वा ? कीदृग् वाऽस्ति ? इति तदनन्तरं न कोऽपि सन्दिहीत । ततोऽपार्थकमेवानधिगतेति विशेषणम्, व्यवच्छेद्याभावात् ॥

§७ 'પૂર્વે નહિ જાણેલ પદાર્થને જાણે તે પ્રમાણ'–મીમાંસકોનું આવું પ્રમાણ–લક્ષણ પણ મીમાંસકની મીમાંસાની–વિચારની પુષ્ટિને સૂચવતું નથી. કારણ કે એથી તો પ્રત્યભિજ્ઞાન અપ્રમાણ બની જશે. કારણ કે પ્રત્યભિજ્ઞાન તો પૂર્વે જ્ઞાત અર્થનું જ જ્ઞાન કરાવે છે અર્થાત્ લક્ષણમાં અવ્યાપ્તિ દોષ છે.

शङ्का–પ્રત્યભિજ્ઞાનમાં માત્ર જ્ઞાત જ નહિ પણ અપૂર્વ–પૂર્વે અજ્ઞાત અર્થ પણ ભાસે છે. કારણ કે "આ કાળનું 'અસ્તિત્વ' પૂર્વકાળની બુદ્ધિએ–જ્ઞાને જાણ્યું નથી." આથી પ્રત્યભિજ્ઞાને અપ્રમાણ કહી શકાય નહિ.

---

१. कोष्ठकान्तर्गतपञ्जिकाया: प्रतीकं न लभ्यते मूले ।

समाधान–આવું અપૂર્વજ્ઞાન તો અન્યત્ર–ધારાવાહી જ્ઞાનમાં પણ છે, કારણ કે પ્રત્યેક વસ્તુની ઉત્તરક્ષણની સત્તાને પૂર્વકાલમાં રહેલ જ્ઞાને તો જાણી જ નથી, તો ધારાવાહિ જ્ઞાન પણ अधिगतार्थगन्तृ–જાણેલ અર્થને જાણનાર નહીં, પરંતુ 'अनधिगतार्थाधिगन्तृ' નહીં જાણેલ અર્થને જાણનાર બની જશે.

शंका–પૂર્વ અને ઉત્તર ક્ષણોનું સત્ત્વ–અસ્તિત્વ તો એક જ છે, તો પૂર્વ ક્ષણવર્તી જ્ઞાનદ્વારા ઉત્તર ક્ષણવર્તી અસ્તિત્વ અજ્ઞાત છે એમ કેમ કહેવાય ?

समाधान–જો એમ હોય તો પ્રત્યભિજ્ઞાનના વિષયમાં પણ એમ જ છે. અર્થાત્ પૂર્વકાલીન અસ્તિત્વ અને ઉત્તરકાલીન અસ્તિત્વને એક માનવાથી પ્રત્યભિજ્ઞાન પણ અજ્ઞાત પદાર્થનું જ્ઞાપન નથી કરતું પણ જ્ઞાતનું જ જ્ઞાપન કરે છે, વળી કહ્યું પણ છે કે "જ્યારે રજતનું ગ્રહણ થાય છે, ત્યારે તે રજત ચિરસ્થાયી છે એ પ્રકારે જ ગૃહીત–જ્ઞાત થાય છે." આથી તો તે રજત પ્રથમ જ વિદિત થઈ ગયેલ હોઈ પ્રત્યભિજ્ઞાન વખતે 'તે અત્યારે છે કે નહિ ?' અથવા તો 'તે કેવું છે ?' આવા કોઈ પણ પ્રકારના સંદેહને સ્થાન મળતું નથી. આથી પ્રમાણ લક્ષણમાં 'અનધિગત' એ વિશેષણ નિરર્થક છે, કારણ કે તેનું કોઈ વ્યવચ્છેદ્ય નથી.

(टि०) **प्रत्यभिज्ञे**ति स एवायमिति । **अत्रे**ति प्रत्यभिज्ञाने । **इदमन्यत्रापी**त्यादि । **अन्यत्रापी**ति अधिगतार्थाधिगन्तृषु धारावाहिज्ञानेषु । **तेने**ति पूर्वक्षणेन । **तस्ये**ति उत्तरक्षणस्य । **तद्वेदने**ति पूर्वोत्तरक्षणयोर्ज्ञाने । **व्यवच्छेद्ये**ति विशेषणं हि व्यवच्छेदकम् । अस्य व्यवच्छेद्यं नास्ति ।

§ ८ न चाऽव्यापकत्वदोषः प्रकृतलक्षणे, प्रत्यक्षपरोक्षलक्षणव्यक्तिव्यापकत्वात् ।

§ ९ नाप्यतिव्यापकत्वकलङ्कः, संशयाद्यप्रमाणविशेषेष्ववर्तनात् ।

§ १० नाप्यसम्भवसम्भवः, प्रमाणं स्वपरव्यवसायि ज्ञानम्, प्रमाणत्वान्यथानुपपत्तेः–इत्यतस्तत्र स्वपरव्यवसायिज्ञानत्वसिद्धेः ।

§૮ પ્રમાણનું આ લક્ષણ પ્રત્યક્ષ પ્રમાણ અને પરોક્ષ પ્રમાણરૂપ બન્ને વ્યક્તિઓમાં વ્યાપીને રહેતું હોવાથી તેમાં અવ્યાપ્તિ દોષ નથી.

§૯ વળી અપ્રમાણરૂપ સંશયાદિમાં રહેતું ન હોવાથી અતિવ્યાપ્તિ દોષ પણ નથી.

§૧૦ તેમજ 'પ્રમાણ સ્વપરવ્યવસાયી જ્ઞાન છે, કારણ કે અન્યથા પ્રમાણત્વ ઘટી શકતું નથી.' આ પ્રકારના અનુમાનથી પ્રમાણમાં સ્વપરવ્યવસાયી જ્ઞાનત્વની સિદ્ધિ છે. એટલે અસંભવ દોષ પણ નથી.

(प०) **प्रमाणत्वान्यथानुपपत्ते**रिति । भवति हि धर्मिविशेषे साध्ये धर्मिसामान्यं हेतुः । **तत्रे**ति प्रमाणत्वान्यथानुपपत्त्याख्ये हेतौ ।

(टि०) **न चाव्यापके**त्यादि । **व्यक्ती**ति विशेषः । **अतस्तत्रे**ति प्रमाणे ।

§ ११ अत्र चायं कण्टकोद्धारप्रकारः । तथाहि– न तावदत्र पक्षप्रतिक्षेपदक्षदोष-संश्लेषः । अयं हि भवन् किं प्रतीतसाध्यधर्मविशेषणत्वम्, अनभीप्सितसाध्यधर्म-विशेषणता, निराकृतसाध्यधर्मविशेषणत्वम् वा भवेत् ?–इति भेदत्रयी त्रिवलीव तर-

लाक्षीणामुन्मीलति । तत्र न तावत् प्रतीतसाध्यधर्मविशेषणत्वमत्राऽऽख्यायमानं संख्यावतां ख्यातये । यतः प्रसिद्धमेव साध्यं साधयतामेतदुन्मज्जति, आपो द्रवा इत्यादिवत् । न चैतत् प्रमाणलक्षणमद्यापि परेषां प्रसिद्धिकोटिमाटीकिष्ट । नाप्यत्रानभीप्सितसाध्यधर्मविशेषणता भाषणीया । सा हि स्वानभिप्रेतं साध्यं साधयतामधीमतां धावति, शौद्धोदनस्य नित्यत्वसाधनवत् । न चार्हतानामेतत् प्रमाणलक्षणमनाकाङ्क्षितम् । नापि निराकृतसाध्यधर्मविशेषणत्वमत्रोपपत्तिपद्धतिप्रतिबद्धतां दधाति । तद्धि प्रत्यक्षेण, अनुमानेन आगमेन वा साध्यस्य निराकरणाद् भवेत् । न चैतद् 'अनुष्णस्तेजोऽवयवी', 'नास्ति सर्वज्ञः,' 'जैनेन रजनिभोजनं भजनीयम्' इत्यादिवत् प्रत्यक्षानुमानागमादिभिर्बाधासम्बन्धवैधुर्यं दधानमीक्ष्यते । तस्माद् नाऽत्र दोषः पक्षस्य सूक्ष्मोऽप्युत्प्रेक्षितुं पार्यते ।

§૧૧ આ અનુમાનમાં કંટકોદ્ધાર આ પ્રકારે છે—

પ્રમાણ લક્ષણને સિદ્ધ કરનાર આ અનુમાનમાં પક્ષનું નિરાકરણ કરનાર પક્ષદોષ નથી. અહીં પક્ષમાં જો દોષ હોય તો તે સાધ્યધર્મની પ્રસિદ્ધિ, સાધ્યધર્મની અનિષ્ટતા અથવા સાધ્યધર્મનું પ્રમાણદ્વારા નિરાકરણ–આમ ચપલાક્ષીની ત્રિવલી જેવા આ ત્રણમાંથી કયો દોષ છે ?

અહીં આ અનુમાનમાં સાધ્યધર્મ પ્રસિદ્ધ છે, એમ કહેવામાં આવે તો તે વિદ્વાનોના યશ માટે નથી. કારણ કે સાધ્ય પ્રથમથી સિદ્ધ હોય તો જ આ દોષ લાગે. જેમકે કોઇ કહે કે–'પાણી દ્રવણશીલ છે' તો આ વસ્તુ સિદ્ધ જ છે, તેથી સાધ્ય બનતી નથી, પણ અહીં જણાવેલ પ્રમાણ લક્ષણ તો અત્યાર સુધી વિપક્ષીને કોઇ પણ રીતે સિદ્ધ નથી.

વળી અહીં 'સાધ્યધર્મ અનિષ્ટ છે'–એમ પણ કહેવાય નહિ. કારણ કે આવું ત્યારે જ બને કે જ્યારે મૂર્ખ માણસ પોતાને અનિષ્ટ હોય એવું જ સાધ્ય સિદ્ધ કરતો હોય. જેમકે–બૌદ્ધો નિત્યતાની સિદ્ધિ કરે તો તે પોતાને અનિષ્ટની સિદ્ધિ કરતા હોઇ આ દોષથી ગ્રસ્ત થાય છે. પણ ઉપર જણાવેલ પ્રમાણ લક્ષણ જૈનોને અનિષ્ટ નથી પણ ઇષ્ટ જ છે, એટલે એ દોષ પણ નથી.

તેમજ અહીં 'સાધ્ય પ્રમાણથી નિરાકૃત છે' એમ કહેવું તે પણ યુક્તિયુક્ત નથી. કારણ કે પ્રત્યક્ષ, અનુમાન, કે આગમ પ્રમાણથી સાધ્યધર્મનું ખંડન થયું હોય તો આ દોષ આવે. જેમકે–અગ્નિ ઉષ્ણ નથી' અહીં 'અનુષ્ણત્વ' સાધ્ય પ્રત્યક્ષ પ્રમાણથી બાધિત છે. 'જગતમાં કોઇ સર્વજ્ઞ નથી'–અહીં સર્વજ્ઞત્વાભાવ અનુમાનથી બાધિત છે. 'જૈનોએ રાત્રિભોજન કરવું જોઇએ'–અહિં રાત્રિભોજન આગમબાધિત છે. આ પ્રકારે તે તે ધર્મોનો પક્ષમાં અભાવ સિદ્ધ થાય છે. તેમ પ્રમાણલક્ષણના સાધક આ અનુમાનમાં પ્રત્યક્ષાદિ પ્રમાણ વડે 'સ્વપરવ્યવસાયી જ્ઞાનત્વ' ધર્મનો અભાવ જોવાતો નથી. અર્થાત્ પ્રમાણલક્ષણસાધક અનુમાનના 'પ્રમાણ'રૂપ પક્ષમાં 'સ્વપર' ઇત્યાદિ ધર્મ બાધિત નથી. માટે પ્રમાણલક્ષણ-સાધક આ અનુમાનમાં સૂક્ષ્મમાં સૂક્ષ્મ પણ પક્ષદોષ કલ્પી શકાશે નહિ.

( टि० ) - **अयं हीति** दोषसंश्लेषः । **अत्रेति** विद्वज्जनसदसि । **संख्यावतामिति** विदुषां तार्किकाणां प्रसिद्धये ।

नापि हेतोः । स खल्वसिद्धता, विरुद्धता, व्यभिचारो वा भवेत् ? यदि तावदसिद्धता, तदाऽपि किमन्यतरासिद्धिः, उभयासिद्धिर्वा भवेत् ? अन्यतरासिद्धिश्चेत् । तदाऽपि वादिनः, प्रतिवादिनो वाऽन्यतरस्येयमसिद्धिः स्यात् ? यदि वादिनः, तदा किं स्वरूपद्वारेण, आश्रयद्वारेण, भिन्नाधिकरणताद्वारेण, पक्षैकदेशद्वारेण, प्रतिज्ञार्थैकदेशद्वारेण वाऽसौ स्यात् ? स्वरूपद्वारेण चेत् । तत्किं हेतुस्वरूपे विप्रतिपत्तेः, अप्रतिपत्तेः, सन्देहाद् वा ? न प्राच्यः प्रकारः सारः, प्रमाणत्वाख्यहेतुस्वरूपे समस्तप्रामाणिकपरिषदामविवादात् । नाऽपि द्वितीयः प्रमाणस्वरूपमप्रतिपद्यमानस्य वादिनोऽप्रामाणिकत्वप्रसङ्गात् । नापि तृतीयः, सर्वथैवानिर्णीतप्रमाणस्वरूपस्य प्रतिपत्तुस्तत्र सन्देहानुत्पादात् । न खलु सकलकालमनाकलितस्थाणुत्वस्य स्थाणुत्वपुरुषत्वोल्लेखी सन्देहः कस्याऽपि संपद्यते । तत्स्वरूपप्रतिपत्तौ वा क्वचित् कथं सर्वथा प्रमाणस्वरूपे संशयः स्यात् ? आश्रयासिद्धिव्यधिकरणासिद्धी तु वादिनो जैनस्य दोषावेव न संमतौ, अस्ति सर्वज्ञः सुनिश्चिताऽसम्भवद्बाधकप्रमाणत्वात्, उदेष्यति शकटं कृत्तिकोदयात्—इत्यादेर्गमकत्वेन स्वीकृतत्वात् । संमतत्वे वा न तयोरत्रावकाशशङ्काशङ्कुसंकथा, प्रमाणस्य धर्मिणः सकलवादिनामविवादास्पदत्वात्, प्रमाणत्वहेतोस्तत्र वृत्तिनिर्णयाच्च । पक्षैकदेशासिद्धताऽपि नात्र साधीयस्तां दधाति । सा हि संपूर्णपक्षाव्यापकत्वे सति संभविनी । सचेतनास्तरवः स्वापात्—इत्यादिवत् । न चैतदत्रास्ति । नाप्यनित्यः शब्दोऽनित्यत्वादित्यादिवत् प्रतिज्ञार्थैकदेशासिद्धताऽभिधानीया, तस्यास्तत्त्वतः स्वरूपासिद्धिरूपत्वात् । अन्यथा धर्मिणोऽपि हेतुत्वे तत्प्रसङ्गात् । स्वरूपासिद्धिश्चात्र न यथा स्थेमानमास्तिघ्नुते, तथाऽनन्तरमेव न्यरूपि । इति न वादिनः साधनमसिद्धमेतत् । नापि प्रतिवादिनः, तत्राप्येवंप्रकार[1]प्रकारकल्पनाप्रबन्धस्य प्रायः समानत्वात् । अत एव वादिप्रतिवाद्युभयस्यापि नासिद्धमिदम् । एवं च कथमिदं साधनमसिद्धिसम्बन्धं दधीत ?

વળી અહીં હેતુદોષ નથી. જો હોય તો તે અસિદ્ધતા, વિરુદ્ધતા કે વ્યભિચાર છે? અસિદ્ધતા દોષ હોય તો શું તે અન્યતરાસિદ્ધ કે ઉભયાસિદ્ધ છે? અન્યતરાસિદ્ધ હોય તો તે વાદીને છે કે પ્રતિવાદને? વાદીને અસિદ્ધ છે તો તે શું સ્વરૂપાસિદ્ધિ–હેતુના સ્વરૂપની અસિદ્ધિને કારણે, આશ્રયની અસિદ્ધિને કારણે, હેતુ અને સાધ્યના અધિકરણો ભિન્ન હોવાને કારણે, પક્ષના એક દેશમાં અસિદ્ધિને કારણે કે પછી પ્રતિજ્ઞારૂપ અર્થનો એકદેશરૂપ હેતુ બની જાય છે એ કારણે છે? જો હેતુના સ્વરૂપની અસિદ્ધિ છે તો તે શું હેતુના સ્વરૂપ વિષે વિપ્રતિપત્તિ અર્થાત્ વિવાદ છે તેથી કે તેનું જ્ઞાન નથી તેથી કે તેમાં સંદેહ હોવાથી?

---

१. प्रकारो विकल्पः –**मुटि**

અહીં સમસ્ત પ્રામાણિકોને 'પ્રમાણત્વ' હેતુના સ્વરૂપમાં તો કશી જ વિપ્રતિપત્તિ–વિવાદ નથી. તેથી તે કારણે હેતુને સ્વરૂપાસિદ્ધ કહી શકાય નહિ. અને પ્રમાણના સ્વરૂપને જ નહિ જાણનાર વાદી તો અપ્રામાણિક બની જતો હોઈ પ્રમાણના અજ્ઞાનના કારણે પણ હેતુને અસિદ્ધ કહી શકશે નહીં. વળી પ્રમાણના સ્વરૂપમાં સંદેહને કારણે પણ હેતુ અસિદ્ધ નથી. કારણ કે જેણે કોઈ પણ પ્રકારે પ્રમાણનો નિશ્ચય કર્યો નથી તેવા પ્રમાતા પુરુષને તો પ્રમાણના સ્વરૂપ વિષે સંદેહ થાય જ નહીં. જેમ કે– ત્રણે કાલમાં સ્થાણુ–ઠૂંઠાને નહિ જાણનાર કોઈ પણ પ્રમાતાને 'આ સ્થાણું–ઠૂંઠું છે કે પુરુષ?' એવો સંદેહ થતો જ નથી. અને જેણે કોઈક વખતે પ્રમાણનો નિર્ણય કર્યો હોય તેવા પ્રમાતાને પણ પ્રમાણ વિષે સર્વથા સંશય થવાનો તો અવકાશ જ નથી. અર્થાત્ કોઈ વખત થવાનો સંભવ છે. આશ્રયની અસિદ્ધિને કારણે તથા હેતુ અને સાધ્યના અધિકરણો ભિન્ન હોવાને કારણે હેતુની અસિદ્ધિ તો અમને જૈનને દોષરૂપે સંમત જ નથી. કારણ કે 'સર્વજ્ઞનું અસ્તિત્વ છે, કારણ કે તેમાં બાધક પ્રમાણનો અસંભવ સુનિશ્ચિત છે'–આ અનુમાનની પૂર્વે હેતુનો આશ્રયભૂત ધર્મી 'સર્વજ્ઞ' પ્રમાણથી અસિદ્ધ છતાં તે વિકલ્પ વડે સિદ્ધ હોઈ પ્રસ્તુતમાં હેતુને જૈનોએ સાધ્યનો ગમક–સિદ્ધ કરનાર માનેલ છે. તેવી જ રીતે 'શકટનો ઉદય થશે, કારણ કે કૃત્તિકાનો ઉદય છે'–આ અનુમાનમાં પણ નૈયાયિકાદિઓએ કલ્પેલ વ્યધિકરણાસિદ્ધિ નામનો દોષ જણાય છે, કારણ કે–સાધ્યધર્મ શકટનો ઉદય એ શકટમાં, અને કૃત્તિકાનો ઉદય કૃત્તિકામાં છે. છતાં પણ અહીં જૈનમતે હેતુ સાધ્યનો સાધક છે. અથવા આશ્રયાસિદ્ધિ અને વ્યધિકરણાસિદ્ધિ એ બન્નેને દોષ માનવામાં આવે તો પણ પ્રકૃત અનુમાનમાં આ બન્ને દોષોના અવકાશની શંકારૂપ ખીલીનું નડતર નથી. કારણ કે–પ્રમાણરૂપ ધર્મીના અસ્તિત્વમાં કોઈ પણ વાદીને વિવાદ નથી. અને પ્રમાણરૂપ ધર્મીમાં પ્રમાણત્વ હેતુની વૃત્તિનો દરેકને નિશ્ચય છે.

પક્ષૈકદેશાસિદ્ધતા એટલે કે પક્ષના એકદેશમાં અસિદ્ધિનો દોષ આ અનુમાનમાં નથી. કારણ કે હેતુ સંપૂર્ણ પક્ષમાં ન રહે તો એટલે કે પક્ષના કોઈ ભાગમાં હેતુ હોય અને કોઈ ભાગમાં ન હોય ત્યારે આ દોષ પ્રાપ્ત થાય છે, જેમકે- 'વૃક્ષો સચેતન છે, નિદ્રાવાળા હોવાથી.' આ અનુમાનમાં બધા જ વૃક્ષોમાં નિદ્રા દેખાતી ન હોવાથી અને માત્ર થોડામાં જ તે દેખાતી હોવાથી આ દોષ આવે છે. પરંતુ પ્રકૃત અનુમાનમાં આ પ્રમાણત્વ હેતુ તો પ્રમાણરૂપ સંપૂર્ણ પક્ષમાં વ્યાપીને રહેલ હોવાથી તે દોષ આમાં નથી. વળી 'શબ્દ અનિત્ય છે, કારણકે તે અનિત્ય છે'–આ અનુમાનમાં 'શબ્દ અનિત્ય છે' એ પ્રતિજ્ઞામાં જે સાધ્ય છે તે, અને હેતુ એક હોવાથી એ હેતુને પ્રતિજ્ઞાર્થૈકદેશાસિદ્ધ નામનો અસિદ્ધ હેત્વાભાસ કહેવામાં આવે છે. પણ ખરી રીતે તે સ્વરૂપાસિદ્ધ છે. અન્યથા જ્યારે ધર્મીનો હેતુ તરીકે નિર્દેશ થાય ત્યારે તેને પણ પ્રતિજ્ઞાતાર્થૈકદેશાસિદ્ધ કહેવો પડશે. અને સ્વરૂપાસિદ્ધિ દોષ તો અહીં ઘટી શકતો નથી તે તો અમે આ પહેલા જ જણાવેલ છે. માટે વાદીની અપેક્ષાએ આ હેતુ અસિદ્ધ નથી. તેવી જ રીતે પ્રતિવાદીને

પણ આ અસિદ્ધ નથી. કારણ કે, આ પ્રકારે કરાતાં વિકલ્પો તેને વિષે પણ પ્રાયઃ સમાન જ છે. આ પ્રકારે 'પ્રમાણત્વ' હેતુ અન્યતરાસિદ્ધ પણ નથી. અને એટલા જ માટે પ્રમાણત્વ હેતુ ઉભયાસિદ્ધ-વાદિપ્રતિવાદી ઉભયને અસિદ્ધ પણ નથી. તો એ હેતુ કઈ રીતે અસિદ્ધતાના દોષને ધારણ કરે ?

(૫૦) **क्वचित् कथं सर्वथा प्रमाणस्वरूपे संशयः स्याद्**इति। अपि त्वेकदेशेनैव स्यात्। **तत्प्रसङ्गादिति** प्रतिज्ञातार्थैकदेशासिद्धताप्रसङ्गाद्।

( टि० ) **तत्किं हेत्वि**त्यादि। **विप्रतिपत्ते**रिति विपर्ययात्। **अप्रतिपत्ते**रिति अनध्यवसायात्। **तत्रे**ति प्रणाणंस्वरूपे। **तत्स्वरूपे**ति प्रमाणस्वरूपप्रतिपत्तौ वा क्वचित्सन्देहेपि। **अस्ति सर्वज्ञ** इति विकल्पसिद्धस्यापि धर्म्मिणः सिद्धत्वाज्जैनस्य। **प्रमाणत्वे**ति प्रमाणात्वादिति लक्षणस्य **हेतोः**। **तत्रेति** प्रमाणे वर्त्तननिश्चयात्। **पक्षैके**त्यादि। **से**ति पक्षैकदेशाऽसिद्धता। **तस्या** इति प्रतिज्ञार्थैकदेशाऽसिद्धतायाः। **धर्म्मिण** इति नित्यः शब्दो नित्यत्वादित्यत्र नित्यत्वस्य साधनत्वे प्रमाणं स्वपरव्यसायि ज्ञानं प्रमाणत्वादितिवत्। **तत्प्रसङ्गादि**ति प्रतिज्ञार्थैकदेशासिद्धताप्रसक्तेः। **आस्तिघ्नुते** इति ष्टिघ् आस्कन्दने आङ्पूर्वः स्वादिः "उपसर्गेण हि धात्वर्थो बलादन्यत्र नीयते" इति वचनात् स्थिरत्वमाश्रयति।

नापि विरुद्धताबन्धकीसंपर्ककलङ्कितमेतत्, विपक्षाद् व्यावृत्तत्वात्।

नापि व्यभिचारपिशाचसंचारदुस्संचरम्। यतो निर्णीतविपक्षवृत्तित्वेन, सन्दिग्धविपक्षवृत्तित्वेन वाऽत्र व्यभिचारः प्रोच्येत ? न तावदाद्येन, अनित्यः शब्दः प्रमेयत्वादित्यादिवद् विपक्षे वृत्तिनिर्णयाभावात्। स्वपरव्यवसायिज्ञानस्य हि विपक्षः संशयादिर्घटादिश्च। न च तत्र कदाचन प्रमाणता वरिवर्ति। नापि द्वितीयेन, विवादापन्नः पुमान् सर्वज्ञो न भवति, वक्तृत्वात्—इत्यादिवद् विपक्षे वृत्तिसन्देहस्यासंभवात्, संशयघटादिभ्यः प्रमाणत्वव्यावृत्तेर्निर्णीतत्वात्। तन्नानैकान्तिकत्वलक्षणमपि दूषणमत्रोपढौकते। इति न हेतोरपि कलङ्ककलिकाऽपि प्रोन्मीलति।

વિરુદ્ધતારૂપ બંધકી–અસદાચરણવાળી સ્ત્રીવિશેષના સંબંધથી આ 'પ્રમાણત્વ' હેતુ દૂષિત છે અર્થાત્ આ હેતુમાં વિરુદ્ધતા દોષ છે–એમ પણ ન કહી શકાય. કારણ કે આ હેતુ વિપક્ષમાં રહેતો નથી.

તેમજ આ હેતુ વ્યભિચારરૂપ પિશાચને કારણે દુઃસંચર–લંગડો પણ નથી. અર્થાત આ હેતુમાં વ્યભિચાર દોષ પણ નથી. કારણ કે વ્યભિચાર હોય તો નિર્ણીતવિપક્ષવૃત્તિ–વિપક્ષમાં નિશ્ચિતરૂપે હેતુની વૃત્તિ હોવાથી વ્યભિચાર છે કે સંદિગ્ધવિપક્ષવૃત્તિ–વિપક્ષમાં હેતુની વૃત્તિનો સંદેહ હોવાથી વ્યભિચાર છે ? આદ્ય વિકલ્પ અર્થાત નિર્ણીતવિપક્ષવૃત્તિને કારણે વ્યભિચાર નહીં કહી શકાય. કારણ કે 'શબ્દ અનિત્ય છે, કારણ કે તે પ્રમેય છે'–આ અનુમાનમાં જેમ વિપક્ષરૂપ નિત્ય એવા આકાશાદિમાં 'પ્રમેયત્વ' હેતુની વૃત્તિનો નિર્ણય છે, તેમ 'પ્રમાણત્વ' હેતુની વિપક્ષમાં વૃત્તિનો નિર્ણય નથી. કારણ કે 'સ્વપર–

વ્યવસાયી જ્ઞાનના વિપક્ષમાં સંશયાદિ અને ઘટાદિ છે. તેમાં–પ્રમાણત્વ હેતુ કદી પણ રહેતો નથી. બીજો વિકલ્પ–અર્થાત્ 'વિપક્ષમાં વૃત્તિનો સંદેહ' એને કારણે પણ અહીં વ્યભિચાર નથી. કારણ કે—'વિવાદનો વિષય બનેલ આ પુરુષ સર્વજ્ઞ નથી.' કારણ કે તે વક્તા છે'–આ અનુમાનમાં વિપક્ષ છે સર્વજ્ઞ, તેમાં 'વક્તૃત્વ છે કે નહીં'—આ પ્રમાણે સંશય થતો હોવાથી વૃત્તિ સંદિગ્ધ છે, તેમ પ્રમાણત્વ હેતુ વિષે નથી. તેની તો સંશય અને ઘટાદિ જેવા વિપક્ષોમાં વૃત્તિનો અભાવ નિર્ણીત છે. માટે પ્રમાણત્વ હેતુમાં વ્યભિચાર પણ નથી. આ પ્રમાણે અસિદ્ધ વિરુદ્ધ અને વ્યભિચારરૂપ દોષોમાંથી કોઈ પણ દોષ આ હેતુમાં નથી.

(प०) **विपक्षे वृत्तिसन्देहस्यासम्भवादि**ति विपक्षे उपलखण्डे

(टि०) – **स्वपरव्यवसायी**त्यादि । **संशयादि**रिति स्वपरव्यवसायिनो विपक्षः संशयादिः । ज्ञानस्य तु विपक्षो घटादिः । **न च तत्रे**ति संशयादौ घटादौ वा

निदर्शनं पुनर्नोपदर्शितमेवात्र, इति न तद्दोषोद्धारसंरम्भः । भवतु वा तदपि व्यतिरेकरूपं संशयघटादि । न चात्र कश्चिद् दूषणकणः । स खल्वसिद्धसाध्यव्यतिरेकः, असिद्धसाधनव्यतिरेकः, असिद्धोभयव्यतिरेकः, सन्दिग्धसाध्यव्यतिरेकः, सन्दिग्धसाधनव्यतिरेकः, सन्दिग्धोभयव्यतिरेकः, अव्यतिरेकः, अप्रदर्शितव्यतिरेकः, विपरीतव्यतिरेको वा स्यात् ? तत्र न तावदाद्याः षट्, घटादौ साध्यसाधनव्यतिरेकस्य स्पष्टनिष्टङ्कनात् । नापि सप्तमः, व्याप्त्याऽत्र व्यतिरेकनिर्णयात् । नाप्यष्टमनवमौ, यत्र न स्वपरव्यवसायिज्ञानत्वं न तत्र प्रमाणत्वमिति व्यतिरेकोपदर्शनात् । इत्यतो निष्कलङ्कादनुमानात् तल्लक्षणसिद्धेरनवद्यमिदं लक्षणम् ॥२॥

પ્રમાણ લક્ષણને સિદ્ધ કરનાર અનુમાનમાં દૃષ્ટાંત આપેલ નથી. તેથી દૃષ્ટાંત દોષના ઉદ્ધારનો પ્રયત્ન પણ અમે કરતા નથી. અથવા 'જે સ્વપરવ્યવસાયી જ્ઞાન નથી તે પ્રમાણ પણ નથી, જેમકે સંશય અને ઘટાદિ. આ પ્રમાણે સંશય અને ઘટાદિને વ્યતિરેક દૃષ્ટાન્તરૂપ માની લેવામાં આવે તો પણ આ સ્થળે દૂષણનો અંશ પણ નથી, કારણ કે આ વ્યતિરેક દૃષ્ટાંતમાં દોષ કલ્પવામાં આવે તો તે–૧ અસિદ્ધ–સાધ્યવ્યતિરેક, ૨ અસિદ્ધસાધનવ્યતિરેક, ૩ અસિદ્ધોભયવ્યતિરેક, ૪ સંદિગ્ધ-સાધ્યવ્યતિરેક, ૫ સંદિગ્ધસાધનવ્યતિરેક, ૬ સંદિગ્ધોભયવ્યતિરેક, ૭ અવ્યતિરેક, ૮ અપ્રદર્શિતવ્યતિરેક, કે ૯ વિપરીતવ્યતિરેક છે ? વ્યતિરેક દૃષ્ટાંતરૂપ સંશય અને ઘટાદિમાં–સાધ્ય અને સાધનનો અભાવ સ્પષ્ટ પ્રતીયમાન થતો હોવાથી પહેલા છ દોષો તો છે જ નહીં. વ્યાપ્તિદ્વારા સાધ્ય અને સાધનના અભાવનો નિર્ણય હોવાથી સાતમો દોષ પણ નથી. વળી જે સ્વપર વ્યવસાયી વિજ્ઞાન નથી તે પ્રમાણ પણ નથી–એ પ્રમાણે વ્યતિરેક વ્યાપ્તિનું ઉપદર્શન કરાયું જ છે. અને તેમાં વિપર્યય પણ નથી, તેથી આઠમો અને નવમો દોષ પણ નથી.

આ પ્રમાણે નિષ્કલંક અનુમાનથી પ્રમાણનું લક્ષણ સિદ્ધ થતું હોવાથી સૂત્રોક્ત પ્રમાણનું લક્ષણ નિર્દોષ છે. ૨.

(टि०) **स खल्वि**ति असिद्धः साध्याभावो यस्य । व्यतिरेकः अभाव उच्यते । **विपरीतव्यतिरेको** यथा यत्र न प्रमाणत्वं न तत्र स्वपरव्यवसायिज्ञानत्वमिति साधनोपसंहरणपूर्वसाध्यस्योपसंहारः । **अनुमानादि**ति प्रमाणत्वलक्षणात् । **तल्लक्षणे**ति प्रमाणलक्षणसिद्धेः । **लक्षणमि**ति स्वपरव्यवसायित्वरूपम् ॥२॥

अथात्रैव ज्ञानमिति विशेषणं समर्थयन्ते–

**अभिमतानभिमतवस्तुस्वीकारतिरस्कारक्षमं हि प्रमाणम् । अतो ज्ञानमेवेदम् ॥३॥**

§ १ अभिमतमुपादेयम्, अनभिमतं हेयम् । तद् द्वयमपि द्वेधा–मुख्यं गौणं च । तत्र मुख्यम्–सुखं दुःखं च । गौणं पुनः–तयोः कारणं कुसुमकुङ्कुमकामिनीकटाक्षादिकम्, खलकलहकालकूटकण्टकादिकं च । एवंविधयोरभिमतानभिमतवस्तुनोर्यौ स्वीकारतिरस्कारौ प्राप्तिपरिहारौ, तयोः क्षमं समर्थम्, प्रापकं परिहारकं चेत्यर्थः । अनयोरुपलक्षणत्वादेतदुभयाभावस्वभाव उपेक्षणीयोऽप्यत्रार्थो लक्षयितव्यः । रागगोचरः खल्वभिमतः, द्वेषविषयोऽनभिमतः, रागद्वेषद्वितयानालम्बनं तु तृणादिरुपेक्षणीयः । तस्य चोपेक्षकं प्रमाणं तदुपेक्षायां समर्थमित्यर्थः । हिर्यस्मादर्थे । यस्माद् अभिमतानभिमतवस्तुस्वीकारतिरस्कारक्षमं प्रमाणम्, अत इदं ज्ञानमेव भवितुमर्हति, नाज्ञानरूपं सन्निकर्षादिकम् ।

प्रयोगश्च––प्रमाणं ज्ञानमेव, अभिमतानभिमतवस्तुस्वीकारतिरस्कारक्षमत्वात् । यत्तु नैवं न तदेवम् । यथा स्तम्भः । तथा चेदम् । तस्मात् तथा ॥३॥

પ્રમાણના લક્ષણગત 'જ્ઞાન' વિશેષણનું સમર્થન—

**અભિમત વસ્તુના સ્વીકાર અને અનભિમત વસ્તુના તિરસ્કાર–ત્યાગમાં પ્રમાણ સમર્થ છે. માટે તે-પ્રમાણ જ્ઞાન જ હોવું જોઈએ. ૩.**

§ ૧ અભિમત એટલે ઉપાદેય–ગ્રહણ કરવા લાયક પદાર્થ, અને અનભિમત એટલે હેય–ત્યાગ કરવા લાયક પદાર્થ. આ બન્ને પદાર્થો પણ મુખ્ય અને ગૌણ ભેદથી બબ્બે પ્રકારે છે. તેમાં મુખ્ય ઉપાદેય 'સુખ' છે, અને મુખ્ય હેય 'દુઃખ' છે જ્યારે તેમના કારણભૂત ગૌણ ઉપાદેય કુસુમ, કુંકુમ, સ્ત્રી, કટાક્ષ વિગેરે છે, અને ગૌણ હેય દુર્જન, કલહ, વિષ, કંટક વિગેરે છે. આ પ્રકારની–ઉપાદેય વસ્તુના સ્વીકાર–પ્રાપ્તિમાં અને હેય વસ્તુના તિરસ્કાર–પરિહારમાં સમર્થ. અર્થાત્ પ્રમાણ ઉપાદેય પદાર્થને પ્રાપ્ત કરાવનાર હોવાથી પ્રાપક અને હેયપદાર્થનો–ત્યાગ કરાવનાર હોવાથી પરિહારક છે. આ બન્ને–અભિમત અને અનભિમત પદાર્થ ઉપલક્ષણ–એંધાણરૂપ હોવાથી એ બન્નેના અભાવસ્વરૂપ ઉપેક્ષણીય પદાર્થનું પણ અહીં ગ્રહણ સમજવું. જે પદાર્થ રાગનો વિષય હોય તે અભિમત–ઉપાદેય, દ્વેષનો વિષય હોય તે અનભિમત–હેય, પરંતુ રાગ કે દ્વેષ બન્નેમાંથી કોઈનો પણ વિષય ન બનનાર તૃણાદિ ઉપેક્ષણીય છે, અને તે ઉપેક્ષણીય પદાર્થની ઉપેક્ષા પણ પ્રમાણ કરાવનાર છે. અર્થાત્ તેની ઉપેક્ષામાં પણ પ્રમાણ સમર્થ

છે. સૂત્રગત 'हि' શબ્દ કારણનો બોધક છે. એટલે સૂત્રાર્થ આ પ્રકારે થશે–કારણ કે અભિમત પદાર્થનો સ્વીકાર કરવામાં અને અનભિમતનો તિરસ્કાર કરવામાં પ્રમાણ સમર્થ છે, માટે તે જ્ઞાન જ હોવું જોઈએ, અજ્ઞાનરૂપ સન્નિકર્ષાદિ પ્રમાણ હોઈ શકે નહીં.

અનુમાન પ્રયોગ–પ્રમાણ જ્ઞાનરૂપ જ છે, કારણ કે તે અભિમત વસ્તુનો સ્વીકાર અને અનભિમત વસ્તુનો તિરસ્કાર કરવા સમર્થ છે, જે જ્ઞાનરૂપ ન હોય તે અભિમત કે અનભિમત વસ્તુના સ્વીકાર કે તિરસ્કારમાં સમર્થ પણ ન બને, જેમકે–સ્તંભ. પરંતુ પ્રમાણ તો અભિમત વસ્તુના સ્વીકારમાં અને અનભિમતના તિરસ્કારમાં સમર્થ છે, માટે પ્રમાણ જ્ઞાન સ્વરૂપ જ છે. ૩.

(टि०) – **अर्थेत्यादि** । **अत्रैवे**ति सूत्रे ॥३॥

उपपत्त्यन्तरं प्रकटयन्ति–

**न वै सन्निकर्षादेरज्ञानस्य प्रामाण्यमुपपन्नम्, तस्यार्थान्तरस्येव स्वार्थव्यवसितौ साधकतमत्वानुपपत्तेः ॥४॥**

§ १ अयमर्थः–यथा संप्रतिपन्नस्य पटादेरर्थान्तरस्याज्ञानरूपस्य स्वार्थव्यवसितौ साधकतमत्वाभावात् प्रामाण्यं नोपपत्तिश्रियमशिश्रियत्, तथा सन्निकर्षादेरपि ।

प्रयोगः–सन्निकर्षादिर्न प्रमाणव्यवहारभाक्, स्वार्थव्यवसितावसाधकतमत्वाद् । यदेवं तदेवम् । यथा पटः । तथा चायम् । तस्मात् तथा ॥ ४ ॥

'પ્રમાણ જ્ઞાન સ્વરૂપ જ છે પરંતુ અજ્ઞાનરૂપ નથી' એ વિષયમાં બીજી યુક્તિ—

**અજ્ઞાન–જડ સ્વરૂપ સન્નિકર્ષાદિમાં પ્રામાણ્ય ઘટી શકતું નથી. કારણ કે તે સન્નિકર્ષાદિ અન્ય ઘટપટાદિ પદાર્થોની જેમ સ્વ અને પરનો નિશ્ચય કરવામાં સાધકતમ–અસાધારણ કારણ નથી. ૪.**

§ ૧ ઉભય વાદીને સિદ્ધ અજ્ઞાનરૂપ–જડરૂપ ઘટપટાદિ અન્ય પદાર્થો સ્વ અને પર પદાર્થનો નિર્ણય કરવામાં સાધકતમ નથી તેથી તેમાં પ્રામાણ્ય યુક્તિશ્રીનો આશ્રય કરતું નથી અર્થાત્ તેમાં પ્રામાણ્ય યુક્તિથી ઘટતું નથી, તેમ સન્નિકર્ષાદિ પણ સ્વ અને પરનો નિશ્ચય કરવામાં સાધકતમ નથી માટે તેમાં પ્રામાણ્ય યુક્તિ–યુક્ત નથી.

અનુમાન પ્રયોગ–સન્નિકર્ષાદિ પ્રમાણ કહેવાને યોગ્ય નથી, કારણ કે તે સ્વ અને અર્થના નિશ્ચયમાં સાધકતમ નથી. જે સ્વ અને અર્થના નિશ્ચયમાં સાધકતમ ન હોય તે પ્રમાણ કહેવાય નહિ, જેમ કે પટ. તેવી જ રીતે આ સન્નિકર્ષાદિ સ્વ અને અર્થના નિશ્ચયમાં સાધકતમ નથી માટે તે પ્રમાણ કહેવાય નહીં. ૪.

(प०) **सम्प्रतिपन्नस्येति** उभयवादिसमंतस्य ॥४॥

(टि०) – **न वै सन्निकर्षादे**रित्यादि । **तस्ये**ति सन्निकर्षादेः । **स्वार्थे**ति स्वपरव्यवसाये ॥४॥

§ १ अथास्य साधनस्यासिद्धिसंबन्धवैधुर्यं व्यञ्जयन्तः सूत्रद्वयं ब्रुवते–

**न खल्वस्य स्वनिर्णीतौ करणत्वम्, स्तम्भादेरिवाचेतनत्वात् ॥५॥**

**नाप्यर्थनिश्चितौ, स्वनिश्चितावकरणस्य कुम्भादेरिव तत्राप्यकरणत्वात् ॥६॥**

§ २ अस्येति सन्निकर्षादेः करणत्वं साधकतमत्वम् । नाऽप्यर्थनिश्चिताविति अस्य करणत्वमिति योगः । तत्रापीति अर्थनिश्चितावपीत्यर्थः । शेषमशेषमुत्तानार्थम् ।

प्रयोगौ तु–सन्निकर्षादिः स्वनिर्णीतौ करणं न भवति । अचेतनत्वात् । य इत्थं स इत्थम् । यथास्तम्भः । तथा चायम् । तस्मात् तथा । सन्निकर्षादिरर्थनिश्चितौ करणं न भवति । स्वनिश्चितावकरणत्वात् । य एवं स एवम् । यथा स्तम्भः । यथोक्तसाधनसंपन्नश्चायम् । तस्माद् यथोक्तसाध्यः ॥

§૧ ઉકત હેતુમાં અસિદ્ધતા દોષના અભાવને જણાવનાર બે સૂત્રો કહે છે—

**એનું (સન્નિકર્ષાદિનું) સ્વનિર્ણયમાં કરણત્વ નથી. કારણ કે તે સ્તમ્ભાદિ પદાર્થોની જેમ અચેતન—જડ છે. ૫.**

**વળી, તેનું અર્થના નિર્ણયમાં પણ કરણત્વ નથી, કારણ કે જે ઘટાદિ પદાર્થની જેમ સ્વનિશ્ચયમાં કરણ ન હોય તે તેમાં (અર્થ નિશ્ચયમાં) પણ કરણ હોતું નથી. ૬.**

§૨ 'એનું' એટલે સન્નિકર્ષાદિનું. કરણત્વ અર્થાત્ સાધકતમત્વ. અર્થ નિશ્ચયમાં—પણ આ સન્નિકર્ષાદિની કરણતા નથી. એવો સંબંધ યોજવો. 'તેમાં પણ' એટલે અર્થનિશ્ચયમાં પણ–એવો અર્થ છે. શેષ સમગ્ર સૂત્ર સ્પષ્ટ છે.

અનુમાન પ્રયોગો–(૧) સન્નિકર્ષાદિ સ્વનિશ્ચયમાં કરણ નથી, કારણ કે તે અચેતન છે. જે અચેતન હોય તે સ્વનિશ્ચયમાં કરણ ન હોય, જેમકે–સ્તંભ. આ સન્નિકર્ષાદિ પણ અચેતન છે, માટે તે સ્વ નિશ્ચયમાં કરણ નથી. (૨) સન્નિકર્ષાદિ અર્થનિશ્ચયમાં કરણ નથી, કારણ કે તે સ્વનિશ્ચયમાં કરણ નથી. જે સ્વનિશ્ચયમાં કરણ ન હોય તે અર્થનિશ્ચયમાં પણ કરણ ન હોય. આ સન્નિકર્ષાદિ સ્વનિશ્ચયમાં કરણ નથી, માટે અર્થનિશ્ચયમાં પણ કરણ નથી.

(प०) **यथोक्तसाधनसम्पन्नश्चायम्**िति । अयं प्रयोगः ।

( टि० ) – **अथास्ये**त्यादि । **साधनस्ये**ति स्वार्थव्यवसितावसाधकतमत्वादित्येवंरूपस्य **वैधुर्यमि**ति अभावम् । **साधकतमत्वमि**ति प्रमाणत्वम् । **य इत्थमि**ति योऽचेतनः स स्वनिश्चितौ करणं न भवति ।

§ ३ अत्र केचिद् यौगाः संगिरन्ते–सन्निकर्षादिर्न प्रमाणव्यवहारभागित्यादि यदवादि, तत्रादिशब्दसूचितकारकसाकल्यादेः काममप्रामाण्यमस्तु । सन्निकर्षस्य तु प्रामाण्यापकर्षो नोऽमर्षप्रकर्षसिद्धये, तस्यार्थोपलब्धौ साधकतमत्वावधारणेन स्वार्थव्यवसितावसाधकतमत्वादित्यत्र हेत्वेकदेशस्यासिद्धेः । यत्तु तत्सिद्धौ साधनमधुनैवा-

म्यधुः, तदसाधीयः, प्रदीपेन व्यभिचारात्, तस्य स्वनिश्चितावकरणस्याप्यर्थनिश्चितौ करणत्वादिति ।

§ ૩ આ સન્નિકર્ષાદિના પ્રામાણ્ય અંગે કેટલાક યૌગ–નૈયાયિકો આ પ્રમાણે કહે છે—હે જૈનો ! 'સન્નિકર્ષાદિ પ્રમાણ નથી' વિગેરે તમોએ જે કંઈ કહ્યું, તેમાં 'આદિ' શબ્દથી સૂચિત કારકસાકલ્યાદિ ભલે અપ્રમાણ હોય, પરંતુ સન્નિકર્ષના પ્રામાણ્યનું નિરાકરણ તો અમારાથી સહન થઈ શકે તેમ નથી, કારણ કે સન્નિકર્ષ અર્થજ્ઞાનમાં સાધકતમ છે–એવો અમારો નિશ્ચય હોવાથી તમારો 'સ્વ અને અર્થના નિશ્ચયમાં અસાધકતમ હોવાથી' એ હેતુ એક દેશથી અસિદ્ધ છે. વળી, તમે સન્નિકર્ષ અર્થોપલબ્ધિમાં કરણ નથી એ સિદ્ધ કરવાને એમ કહ્યું કે–'જે સ્વનિશ્ચયમાં કરણ નથી, તે અર્થ નિશ્ચયમાં પણ કરણ નહીં બને' તેમાં પણ વ્યભિચાર છે. કારણ કે પ્રદીપ સ્વનિશ્ચયમાં અકરણ હોવા છતાં અર્થનિશ્ચયમાં તો કરણરૂપ છે જ.

(प०) **हेत्वेकदेशस्यासिद्धेरिति** । तस्य स्वव्यवसितौ साधकतमत्वं नास्ति, अर्थव्यवसितौ च सुतरामस्ति । **तत्सिद्धाविति** अर्थव्यवसितिविषयेऽसाधकतमत्वसिद्धौ । **अभ्यधुरिति** भवन्तः ।

( टि० ) **सन्निकर्षादि**रित्यादि । **तत्रे**ति सन्निकर्षादौ । **कारके**ति कारकाणि सहकारकिरणानि उपादानादीनि च । तेषां सकलतायाः । **तस्ये**ति सन्निकर्षस्य । **अत्रे**ति पक्षे । **हेत्वेकदेशे**ति । स्वार्थव्यवसितावसाधकतमत्वाद्धवतु स्वव्यसितावसाधकतमत्वं सन्निकर्षस्य अर्थव्यवसितौ तु साधकतम इति हेत्वेकदेशोऽसिद्धः । **तत्सिद्धावि**ति अर्थव्यवसितविषयेऽसाधकतमत्वसिद्धौ । **तस्ये**ति सन्निकर्षस्य प्रदीपस्य च ।

§ ४ तदेतत् त्रपापात्रम्, अर्थोपलब्धौ सन्निकर्षस्य साधकतमत्वासिद्धेः । यत्र हि प्रमात्रा व्यापारिते सत्यवश्यं कार्यस्योत्पत्तिः, अन्यथा पुनरनुत्पत्तिरेव, तत् तत्र साधकतमम् । यथा छिदायां दात्रम् । न च नभसि नयनसन्निकर्षसम्भवेऽपि प्रमोत्पत्तिः । रूपस्य सहकारिणोऽभावात् तत्र तदनुत्पत्तिरिति चेत् । कथमसौ रूपेऽपि स्यात् ? न हि रूपे रूपमस्ति, निर्गुणत्वाद् गुणानाम् । नापि तदाधारभूते द्रव्ये रूपान्तरमस्ति, यावद्द्रव्यभाविसजातीयगुणद्वयस्य युगपदेकत्र त्वयाऽनभ्युपगमात् । अवयवगतं रूपमवयविरूपोपलब्धौ सहकारि समस्त्येवेति चेत् । कथं त्र्यणुकावयविरूपोपलम्भो भवेत् ? न हि द्व्यणुकलक्षणावयववत्र्यवर्तिरूपमुपलभ्यते, यतः सहकारि स्यात् । अनुपलभ्यमानमपि तत् तत्र सहकारीति चेत् । तर्हि कथं न तप्तपाथसि पावकोपलम्भसंभवः, तदवयवेष्वनुपलभ्यमानस्य रूपस्य भावात् ? यदि च रूपं सहकारि कल्प्यते, तदा समाकलितसकलनेत्रगोलकस्य दूराऽऽसन्नतिमिररोगावयविनः कथं नोपलब्धिः ?

જૈન–તમારું આ કથન લજ્જાસ્પદ છે, કારણ કે અર્થજ્ઞાનમાં સન્નિકર્ષની સાધકતમતા જ અસિદ્ધ છે, પ્રમાતા પુરુષ જેમાં વ્યાપાર કરે, ત્યારે અવશ્ય

કાર્યની ઉત્પત્તિ થાય, અને વ્યાપાર ન કરે ત્યારે કાર્યની ઉત્પત્તિ ન થાય તે સાધકતમ છે. જેમકે છેદન કાર્યમાં 'દાતરડુ' એ સાધકતમ છે, કારણ કે પુરુષવ્યાપાર તેમાં હોય તો છેદન કાર્ય થાય છે અન્યથા નથી થતું પરંતુ આકાશમાં નેત્રનો સન્નિકર્ષ હોવા છતાં પણ પ્રમા–જ્ઞાનની ઉત્પત્તિ થતી નથી, માટે સન્નિકર્ષ પ્રમામાં સાધકતમ નથી.

नैयायिक–ચાક્ષુષજ્ઞાનમાં રૂપ સહકારી કારણ છે. અને આકાશમાં એ રૂપ ન હોવાથી આકાશમાં ચક્ષુનો સન્નિકર્ષ હોવા છતાં સહકારી કારણનો અભાવ હોઈ પ્રમાની ઉત્પત્તિ થતી નથી.

जैन–રૂપમાં પણ પ્રમાની ઉત્પત્તિ કઈ રીતે થશે? અર્થાત્ રૂપનો બોધ કઈ રીતે થશે ? કારણ કે 'ગુણોમાં ગુણ હોતા નથી' એ સિદ્ધાંત હોવાથી રૂપમાં રૂપ નથી. વળી, રૂપના આધારભૂત દ્રવ્યમાં પણ અન્ય રૂપ નથી, જેને લઈ રૂપનું જ્ઞાન થાય કારણ કે એક જ દ્રવ્યમાં દ્રવ્ય રહે ત્યાં સુધી રહેનાર બે સજાતીય ગુણો એકી સાથે નથી રહેતા–તેમ તમો માનો છો.

नैयायिक–અવયવીના રૂપજ્ઞાનમાં અવયવમાં રહેલ રૂપને સહકારી કારણ માનવાથી અવયવીના રૂપનું જ્ઞાન થાય જ છે.

जैन–ત્ર્યણુકાત્મક અવયવીનું રૂપ કઈ રીતે પ્રત્યક્ષ થશે ? કારણ કે ત્ર્યણુકાત્મક અવયવીના અવયવભૂત ત્રણ દ્વ્યણુકમાં રહેનારું રૂપ પ્રત્યક્ષનો વિષય નથી. તો તે સહકારી કેવી રીતે બને ? એટલે કે અવયવના રૂપને સહકારી માનવા છતાં અવયવી–દ્રવ્યના રૂપનું પ્રત્યક્ષ નહિ થાય.

नैयायिक–દ્વ્યણુકનું રૂપ અપ્રત્યક્ષ છતાં ત્ર્યણુકના રૂપજ્ઞાનમાં તે સહકારી બને છે.

जैन–એમ હોય તો ગરમ પાણીમાં રહેલ અગ્નિના અવયવોમાં અપ્રત્યક્ષ 'રૂપ' છે જ, છતાં અગ્નિનું પ્રત્યક્ષ કેમ થતું નથી ? વળી, રૂપ સહકારી હોય તો દૂરતિમિર (દૂરનું જ જોઈ શકનારનો રોગ) અને આસન્નતિમિર (ટૂંકી નજર) રોગાત્મક અવયવી જે સમગ્ર નેત્રગોલકમાં વ્યાપ્ત છે, તેનું પ્રત્યક્ષ કેમ થતું નથી ? થવું તો જોઈએ કારણ કે રોગાત્મક અવયવીમાં રૂપ છે, અને નેત્રનો સન્નિકર્ષ પણ છે.

( प० ) **तत्रेति** नभसि । **तदनुत्पत्तिरिति** प्रमा[1]नुत्पत्तिः । **रूपान्तरमस्तीति** रूपान्तरं कृष्णादि । **कथं त्र्यणुकावयविरूपोपलम्भ** इति त्रिभिर्द्व्यणुकैस्त्र्यणुकः । अवयवगतरूपानुपलम्भे [2]सति कथं त्र्यणुकावयविरूपोपलम्भो भवेत् इति वाक्यभावार्थः । **रूपस्य भावादिति** अग्नेः सत्कस्य ।

( टि० ) **यत्र हीति** दात्रादौ । **अन्यथेति** अव्यापरिते । **तदिति** दात्रादि । **तत्रेति** कार्योत्पत्तौ । **रूपस्येति** नीलपीतादेः । **तत्रेति** नभसि । **तदनुत्पत्तीति** प्रमानुपपत्तिः । **असाविति** प्रमा । **यावद्द्रव्येति** संयोगसंख्यादयो गुणा अयावद्द्रव्यभाविनः । अपरे तु विपरीता यावद्द्रव्यभाविन इत्यर्थः । **कथं त्र्यणुकेति** अणुद्वयसंयोगे द्व्यणुकः, द्व्यणुकत्रयेण त्र्यणुकः स्यादित्यौलूक्यसिद्धान्तः ।

---

१ प्रमाणानु० ल । २ सति त्रय० ल ।

**अनुपलम्भ्ये**त्यादि । **तदि**ति द्व्यणुकलक्षणमवयवत्रयम् । **तत्रे**ति त्र्यणुकावयवविरूपोपलम्भे । **पावके**ति चाक्षुषप्रत्यक्षेण ग्रहणाभावः । **तदवयवेष्वि**ति पावकावयवेषु । **रूपस्ये**ति अग्नेः । **समाकलितेति** आवेष्टितसमग्रनयननीलमणेः ।

अथाऽत्यन्ताऽऽसत्त्यभावोऽपि सहकारी । न चासौ तिमिरेऽस्तीति चेत् । नन्वियमासत्तिरात्मापेक्षया, शरीरापेक्षया, लोचनापेक्षया, तदधिष्ठानापेक्षया वा विवक्षांचक्रे प्रेक्षादक्षेण ? आद्ये कल्पे, कथं कस्यापि पदार्थस्योपलब्धिः व्यापकस्याऽऽत्मनः सर्वभावैरासत्तिसंभवात् ? द्वितीये कथं करतलतुलितमातुलिङ्गादेरुपलम्भः ? । तृतीये, कथं क्वापि चाक्षुषप्रत्यक्षमुन्मज्जेत्, चक्षुषः प्राप्यकारित्वकक्षीकारेण सर्वत्र स्वगोचरेणाऽऽसत्तिसद्भावात् ? तुरीये, कथमधिष्ठानसंयुक्ताञ्जनशलाकायाः समुपलब्धिः ? अथ येनांशेन तस्यास्तत्र संसर्गः स नोपलभ्यत एव । नैवम् अवयविनो निरंशत्वेन स्वीकारात् ।

अपि च, कथमुदीचीं प्रति व्यापारितनेत्रस्य प्रमातुर्न काञ्चन काञ्चनाऽचलोपलब्धिमनुभवामः ? न च दवीयस्त्वाद् न तत्र नेत्ररश्मयः प्रसर्तुं शक्ताः, तेषां शशाङ्केऽपि प्रसरणाभावापत्तेः । अथ तदालोकमिलितास्ते वर्धन्ते । तर्हि खरतरकरनिकरनिरन्तराऽऽपूरितविष्टपोदरे मरीचिमालिनि सति सुतरां सुराद्रिमभिसर्पतां तेषां वृद्धिर्भवेत् । न च दिनकरमरीचीनां नितरां कठोरत्वेन तैस्तेषां प्रतिघातः, तदाऽऽलोककलापाऽऽकलितकलशकुलिशादिपदार्थानामप्यनुपलम्भापत्तेः ।

नैयायिक–અત્યંત આસત્તિ–નજીકતાનો અભાવ પણ પ્રત્યક્ષ જ્ઞાનમાં સહકારી છે. અને આસત્તિનો અભાવ તિમિર રોગમાં નથી. માટે તેનું પ્રત્યક્ષ થતું નથી.

जैन–અહીં અમે પૂછીએ છીએ કે તમે પદાર્થના પ્રત્યક્ષજ્ઞાનમાં સહકારીકારણરૂપ અત્યંત આસત્તિનો અભાવ કહ્યો, તો તેમાં આસત્તિ–આત્માની અપેક્ષાએ, શરીરની અપેક્ષાએ, લોચનની અપેક્ષાએ કે લોચનના રહેઠાણ–ગોખલાની અપેક્ષાએ સમજવી ?

આત્માની અપેક્ષાએ આસત્તિ હોય તો–કોઈ પણ પદાર્થનો બોધ કઈ રીતે થશે ? કારણ કે–આત્મા વ્યાપક હોઈ સમસ્ત પદાર્થો સાથે તેની આત્યંતિક આસત્તિ છે જ. શરીરની અપેક્ષાએ આસત્તિ હોય તો-હથેલીમાં રહેલા બીજોરાદિ પદાર્થોનું જ્ઞાન પણ કયી રીતે થશે ? કારણ કે–તે શરીરની અપેક્ષાએ અત્યંત આસન્ન છે. લોચનની અપેક્ષાએ આસત્તિ હોય તો–ક્યાંય પણ ચાક્ષુષ પ્રત્યક્ષ કેવી રીતે થશે ? કારણ કે–તમે ચક્ષુને પ્રાપ્યકારી માનેલ હોઈ સર્વસ્થળે તે પોતાના વિષયો સાથે અત્યંત આસત્તિ ધરાવે જ છે. લોચનના અધિષ્ઠાનની અપેક્ષાએ આસત્તિ હોય તો, તે અધિષ્ઠાનની સાથે સંયોગ ધરાવતી અંજનશલાકાનો બોધ કેમ કરી થશે ?

नैयायिक–અંજન શલાકાનો જે અંશ અધિષ્ઠાન સાથે અત્યંત આસન્ન છે, તેનું જ્ઞાન તો થતું નથી. પણ જે અંશ આસન્ન નથી તેનું જ્ઞાન થવામાં શો બાધ છે ?

जैन–આમ ન બને, કારણ કે–તમે અવયવીને નિરંશ માનેલ છે, એટલે કે– અવયવી અખંડ હોઈ તેનું આંશિક દર્શન અને અને આંશિક અદર્શન ઘટે નહીં, વળી, આસત્તિનો અભાવ જ્ઞાનમાં કારણ હોય તો–ઉત્તરદિશામાં આંખોને લગાડનાર પ્રમાતા પુરુષને સુવર્ણના મેરુ પર્વતનું જ્ઞાન થતું હોય એવો અનુભવ આપણને કેમ નથી ?

नैयायिक–મેરુ પર્વત અત્યંત દૂર હોવાથી નેત્રકિરણો ત્યાં જઈ શકતાં નથી. તેથી મેરુ દર્શન થતું નથી.

जैन–તો ચન્દ્રમા સુધી પણ નેત્રકિરણો જઈ શકશે નહીં. તેથી તેનું દર્શન પણ થશે નહીં.

नैयायिक–એમ ન બને. કારણ કે–ચન્દ્રના તેજ સાથે મળીને નેત્રકિરણો વૃદ્ધિ પામે છે, એટલે કે– વૃદ્ધિ પામેલા નેત્રકિરણો ચન્દ્ર સુધી પહોંચે છે, તેથી તેનું દર્શન થાય છે.

जैन–જો એમ થતું હોય તો અત્યંત પ્રચંડ કિરણોના સમૂહથી સમસ્ત જગતને ભરી દેનાર સૂર્ય વિદ્યમાન હોય ત્યારે મેરુ પર્વત તરફ જતાં નેત્રરશ્મિઓની સૂર્ય પ્રકાશના સહકારથી અત્યંત વૃદ્ધિ થવી જોઈએ, અને તેથી અનાયાસે સુરાદ્રિ ( મેરુ) ની ઉપલબ્ધિ થવી જોઈએ.

नैयायिक–સૂર્ય કિરણો અતિ કઠોર હોવાથી તેનાથી નેત્રકિરણોની વૃદ્ધિ નહીં પણ પ્રતિઘાત થાય છે. માટે મેરુ દેખાય નહીં.

जैन–સૂર્યનો પ્રકાશ નેત્રના કિરણોનો પ્રતિઘાત કરતો હોય તો સૂર્યપ્રકાશના કલાપથી વ્યાપ્ત કલશ, કુલિશ–વજ્ર, વિગેરે પદાર્થોનું જ્ઞાન પણ થશે નહીં.

(प०) **कथं कस्यापि पदार्थस्योपलब्धिरिति** । न कस्यापि प्राप्नोति । **कथं क्वापि चापक्षुप्रत्यक्षमुन्मज्जेदिति** । न क्वापीत्यर्थः । **चक्षुषः प्राप्यकारित्वकक्षीकारणेति** भवद्भिः । **तस्या** इति अञ्जनशलाकायाः । **स्वीकारादित्यतोऽग्रे** [1]**अपिचेति** । यद्यत्यन्तासत्त्यभावः सहकारीति गम्यम् । **तदालोकमिलिता** इति शशाङ्कालोकमिलिताः ।

( टि० ) – **असाविति** अत्यन्तासत्त्यभावः । **कथं कस्यापी**ति न कस्यापि प्राप्नोतीत्यर्थः । **कथं क्वापी**ति काक्वा न क्वापीत्यर्थः । **तस्या** इति अञ्जनशलाकायाः । **तत्रे**ति अधिष्ठाने । **स** इति अंशः ।

अपि च **कथमि**त्यादि । **दवीयस्त्वादि**ति दूरत्वात् **तत्रे**ति काञ्चनाचले । **तेषामि**ति नेत्ररश्मीनाम् । **तदालोके**ति तस्य शशाङ्कस्यालोकेन सङ्गताः । **त** इति रश्मयः । **तेषामि**ति नयनकिरणानाम् । **तैरि**ति दिनकरमरीचिभिः । **तेषामि**ति नेत्रांशूनाम् । **तदालोके**ति दिन-[2]करालोककलापेन ।

१. ग्रे यद्यपि ल । २ दिनकर निकरालोक मु ।

ततो न सन्निकर्षसद्भावेऽप्यवश्यं संवेदनोदयोऽस्ति । नापि तदभावेऽभाव एव, प्रातिभप्रत्यक्षाणामार्षसंवेदनविशेषाणां च तत्कालाऽविद्यमानवस्तुविषयतया सन्निकर्षाभावेऽपि समुद्भवात् । तन्न सन्निकर्षस्य साधकतमत्वं साधुत्वसौधाऽध्यासधैर्यमार्जिजत् ।

यं च प्रदीपेन व्यभिचारमुदचीचरः, सोऽपि न चतुरचेतश्चमत्कारचञ्चुः, प्रदीपस्य मुख्यवृत्त्या करणत्वानुपपत्तेः, नेत्रसहकारितया करणत्वोपचारात् । यथा चोपचारादर्थव्यवसितौ करणमयम्, तथा स्वव्यवसितावपि । न हि प्रदीपोपलम्भे प्रदीपान्तरान्वेषणमस्ति । किन्त्वात्मनैवात्मानमयं प्रकाशयतीति क्व व्यभिचारः ? तन्न सन्निकर्षस्यार्थव्यवसितावसाधकतमत्वमसिद्धम् ॥

अनयैव दिशा कारकसाकल्यादेरप्यर्थव्यवसितावसाधकतमत्वं समर्थनीयम् । इति न हेत्वेकदेशासिद्धिः ॥ ५–६ ॥

માટે સન્નિકર્ષના સદ્ભાવમાં અવશ્ય જ્ઞાનોત્પત્તિ થાય છે, એમ અન્વય વ્યાપ્તિ સિદ્ધ થતી નથી. વળી, સન્નિકર્ષના અભાવમાં જ્ઞાનનો પણ અવશ્ય અભાવ હોય એવી વ્યતિરેક વ્યાપ્તિ પણ નથી. કારણ કે–પ્રાતિભ પ્રત્યક્ષો અને અવધિ આદિ આર્ષસંવેદનવિશેષો–યોગીના જ્ઞાનવિશેષો તત્કાલ અવિદ્યમાન પદાર્થોને વિષય કરતા હોવાથી, સન્નિકર્ષ ન હોવા છતાં પણ ઉત્પન્ન થાય છે. આ પ્રકારે સન્નિકર્ષની અર્થનિશ્ચયમાં સાધકતમતા યુક્તિસંગત નથી.

વળી, પ્રદીપ દ્વારા જે વ્યભિચાર કહ્યો તે પણ ચતુર પુરુષને જરાય ચમત્કાર કરનારો નથી, અર્થાત્ પ્રદીપ દ્વારા પણ વ્યભિચાર નથી. કારણ કે–પ્રદીપ મુખ્યવૃત્તિથી કરણરૂપ ઘટી શકતો નથી, પરંતુ ચક્ષુનો સહકારી હોવાથી પ્રદીપમાં કરણતાનો ઉપચાર થાય છે. વળી, જેમ પ્રદીપ અર્થજ્ઞાનમાં ઉપચારથી કરણ છે, તેવી જ રીતે સ્વનિશ્ચયમાં પણ ઉપચારથી કરણ છે. કારણ કે–પ્રદીપના જ્ઞાન માટે બીજા પ્રદીપની જરૂર પડતી નથી, પરંતુ પ્રદીપ પોતે જ પોતાને જણાવે છે. આ પ્રકારે વ્યભિચાર ક્યાં રહ્યો ? અર્થાત્ વ્યભિચાર નથી. આ પ્રકારે અર્થનિશ્ચયમાં સન્નિકર્ષનું અસાધકતમત્વ અસિદ્ધ નથી, અર્થાત્ સન્નિકર્ષ અર્થનિશ્ચયમાં સાધકતમ નથી જ.

આ જ રીતે કારકસાકલ્યા—સામગ્રી આદિ પણ અર્થનિશ્ચયમાં અસાધકતમ છે, તેનું સમર્થન કરી લેવું. અને એ રીતે હેતુની એકદેશથી અસિદ્ધિ જે તમે જણાવી તે નથી, અર્થાત અમોએ કહેલ હેતુ નિર્દોષ છે. ૫–૬

( प० ) **तदभावे** इति सन्निकर्षाभावे **करणमयमिति अयं** दीपः ।

( टि० ) **तदभावे** इति सन्निकर्षाभावे । **प्रातिभेति** केवलज्ञानादिसंवेदनानाम् । **अयमिति** प्रदीपः ।

अथ व्यवसायीति विशेषणसमर्थनार्थमाहुः—

**तद् व्यवसायस्वभावम्, समारोपपरिपन्थित्वात् प्रमाणत्वाद् वा ॥ ७ ॥**

§ १ तत्–प्रमाणत्वेन संमतं ज्ञानम् । व्यवसायस्वभावं निश्चयात्मकमित्यर्थः । समारोपः संशयविपर्ययानध्यवसायस्वरूपोऽनन्तरमेव निरूपयिष्यमाणः । तत्परिपन्थित्वं तद्विरुद्धत्वम्–यथावस्थितवस्तुग्राहकत्वमिति यावत् । प्रमाणत्वाद् वा तत् तथाविधम् । वाशब्दो विकल्पार्थः । तेन प्रत्येकमेवामू हेतू प्रमाणत्वाभिमतज्ञानस्य व्यवसायस्वभावत्वसिद्धौ समर्थावित्यर्थः ।

प्रयोगौ तु–प्रमाणत्वाभिमतं ज्ञानं व्यवसायस्वभावम् । समारोपपरिपन्थित्वात् । प्रमाणत्वाद् वा । यत् पुनर्नैवं न तदेवम् । यथा घटः । प्रोक्तसाधनद्वयाऽधिकरणं चेदम् । तस्माद् व्यवसायस्वभावमिति ॥

પ્રમાણુ લક્ષણગત (૧. ૨.) વ્યવસાયી વિશેષણનું સમર્થન—

**તે સમારોપનું વિરોધી હોવાથી અથવા પ્રમાણરૂપ હોવાથી વ્યવસાયાત્મક છે.**

§ ૧ તે–એટલે પ્રમાણુ તરીકે સંમત જ્ઞાન. વ્યવસાયાત્મક એટલે નિશ્ચયાત્મક. સમારોપ એટલે સંશય, વિપર્યય અને અનધ્યવસાયરૂપ જ્ઞાન. આ વિશે આગળ કહેવામાં આવશે. સમારોપનું પરિપન્થી એટલે સમારોપનું વિરોધી એટલે કે યથાવસ્થિત વસ્તુનું ગ્રાહક અર્થાત્ જે પ્રકારની વસ્તુ હોય તે પ્રકારનું તેનું જ્ઞાન. અથવા તે જ્ઞાન પ્રમાણુ હોવાથી નિશ્ચયાત્મક છે. સૂત્રમાં જે 'वा' શબ્દ છે, તે વિકલ્પને જણાવનાર છે. એટલે કે એ પ્રત્યેક હેતુ પ્રમાણુ તરીકે સંમત જ્ઞાનને નિશ્ચયાત્મક સિદ્ધ કરવાને સમર્થ છે. અર્થાત્ બન્ને હેતુઓ સ્વતંત્રપણે જ્ઞાનની નિશ્ચયાત્મકતા સિદ્ધ કરી શકે તેવા છે.

અનુમાનપ્રયોગો આ પ્રમાણે છે—

૧–પ્રમાણુતરીકે સંમત જ્ઞાન નિશ્ચાત્મક છે, કારણુ કે તે સમારોપ–સંશયાદિનું વિરોધી છે, જે સમારોપનું વિરોધી ન હોય તે નિશ્ચયાત્મક ન હોય જેમ કે ઘટ. પ્રમાણુ તરીકે સંમત જ્ઞાન સમારોપનું વિરોધી છે, માટે નિશ્ચયાત્મક છે. ૨–પ્રમાણુ તરીકે સંમત જ્ઞાન નિશ્ચયાત્મક છે કારણુ કે તે પ્રમાણુરૂપ છે. જે પ્રમાણુસ્વરૂપ ન હોય તે નિશ્ચયાત્મક ન હોય જેમ કે ઘટ. પ્રમાણુ તરીકે સંમત જ્ઞાન પ્રમાણુરૂપ છે, માટે તે નિશ્ચાયત્મક છે.

§ २ अत्रैकदेशेन पक्षस्य प्रत्यक्षप्रतिक्षेपमाचक्षते भिक्षवः । तथा हि–संहृतसकलविकल्पावस्थायां नीलादिदर्शनस्य व्यवसायवन्ध्यस्यैवानुभवात् पक्षीकृतप्रमाणैकदेशस्य प्रत्यक्षस्य व्यवसायस्वभावत्वसाधनमसाधीयः ।

§ ३ तदसाधिष्टम्, यतः–केन प्रत्यक्षेण तादृक्षस्य तस्यानुभवोऽभिधीयते ? ऐन्द्रियेण, मानसेन, योगिसत्केन, स्वसंवेदनेन वा ? नाद्येन, तत्रेन्द्रियकुटुम्बस्य व्यापारपराङ्मुखत्वात् । न च द्वितीयेन, तस्येन्द्रियज्ञानपरिच्छिन्नपदार्थानन्तरक्षणसाक्षात्कारदक्षत्वात् । न तृतीयेन, अस्मादृशां योगिप्रत्यक्षस्पर्शशून्यत्वात् । योगी तु तथा

जानातीति कोशपानप्रत्यायनीयम् । नापि तुर्येण यतः—तत् स्वरूपोपदर्शनादेव प्रमाणं स्यात्, अनुरूपविकल्पोत्पादकत्वाद् वा ? आद्ये पक्षे, प्रत्यक्षं क्षणक्षयस्वर्गप्रापणशक्त्यादावपि प्रमाणतामास्कन्देत् । द्वितीयपक्षोऽप्यक्षमः, संहृतसकलविकल्पावस्थाभाविनीलादिदर्शनानन्तरं 'नीलादिरयम्' इत्यर्थोल्लेखशेखरस्यैव विकल्पस्य प्रायेणानुभवात् । यत्रापि नीलादिज्ञानं ममोत्पन्नमिति ज्ञानोल्लेखी विकल्पः, तत्रापि ज्ञानमात्रोल्लेखित्वादस्य तत्रैव दर्शनस्य प्रामाण्यं स्याद्, न तु तन्निर्विकल्पकत्वे ।

अपि च, विकल्पस्यापि कथं सिद्धिः ? स्वसंवेदनप्रत्यक्षादिति चेत् । तस्यापि स्वरूपोपदर्शनमात्रात् प्रामाण्ये तदेव दूषणम् । विकल्पान्तरोपजननात् पुनरनवस्था । तथा च कथं स्वसंवेदनस्य प्रामाण्यसिद्धिः, यतस्तेन बाधा पक्षांशे स्यात् ?

§ २ **બૌદ્ધ**— અહીં પક્ષના એકદેશમાં પ્રત્યક્ષથી બાધ છે, જેમ કે-સર્વથા વિકલ્પરહિત અવસ્થામાં નીલાદિ દર્શનરૂપ પ્રમાણનો વ્યવસાયરહિત રૂપે જ અનુભવ થાય છે. માટે પક્ષ તરીકે સ્વીકારેલ પ્રમાણના એકદેશરૂપ આ પ્રત્યક્ષમાં વ્યવસાયાત્મકતા સિદ્ધ થઈ શકે તેમ નથી.

§ ૩ **જૈન**—તમારું આ કથન અત્યંત અસંગત છે, કારણ કે-' નીલાદિ દર્શન વ્યવસાયરહિત છે '-એવું જ્ઞાન તમોને કયા પ્રત્યક્ષથી છે ? શું ઐન્દ્રિય પ્રત્યક્ષથી, માનસ પ્રત્યક્ષથી, યોગીઓના પ્રત્યક્ષથી કે સ્વસંવેદન પ્રત્યક્ષથી તેનો અનુભવ છે ? ઐન્દ્રિય પ્રત્યક્ષથી તો નથી, કારણ કે- નિર્વિકલ્પક પ્રત્યક્ષને વિષે ઇન્દ્રિય સમૂહનો વ્યાપાર નથી. અર્થાત્ ઐન્દ્રિય પ્રત્યક્ષથી નિર્વિકલ્પક પ્રત્યક્ષનો અનુભવ માનવો યુક્તિસિદ્ધ નથી. માનસ પ્રત્યક્ષ તો તમારે મતે ઇન્દ્રિયજન્ય જ્ઞાનથી જાણેલ પદાર્થોના અવ્યવહિત બીજા ક્ષણને વિષય કરવામાં કુશળ છે, તો ઐન્દ્રિય પ્રત્યક્ષનો વિષય નહિ બનેલ નિર્વિકલ્પકજ્ઞાન માનસ પ્રત્યક્ષનો વિષય ન જ બની શકે. યોગીપ્રત્યક્ષ વડે આપણે તો કશું જ જાણતા નથી. ' યોગીપ્રત્યક્ષ દ્વારા યોગી નિર્વિકલ્પક પ્રત્યક્ષનો અનુભવ કરે'-એમ કહેવું એ વિશ્વસનીય નથી. સ્વસંવેદનથી દર્શનને વ્યવસાયવન્ધ્ય કહો તો શું તે સ્વસંવેદન માત્ર સ્વરૂપોપદર્શન કરાવે છે અર્થાત્ જ્ઞાનનું સ્વરૂપમાત્ર દર્શાવે છે-તેથી પ્રમાણ છે ? કે અનુરૂપ-અર્થાત્ 'આ નિર્વિકલ્પ છે' એવા વિકલ્પનું ઉત્પાદક હોવાથી પ્રમાણ છે ? સ્વરૂપોપદર્શન દ્વારા સ્વસંવેદન પ્રમાણરૂપ હોય તો-ક્ષણક્ષય અને સ્વર્ગપ્રાપણશક્તિમાં પણ પ્રમાણ માનવું પડશે.

સારાંશ એ છે કે- બૌદ્ધમતે નીલાદિ વસ્તુ નિરંશ છે, તેથી જ્યારે નીલનું પ્રત્યક્ષ થાય ત્યારે તેના સ્વસંવેદનમાં તદભિન્ન-નીલસ્વભાવભૂત ક્ષણક્ષયનું પણ પ્રત્યક્ષ થઈ જવું જોઈએ. પણ બૌદ્ધો નીલસ્વરૂપનું તો પ્રત્યક્ષ માને છે, પણ ક્ષણક્ષયને અનુમાનથી સિદ્ધ કરે છે. તેથી અહીં 'ક્ષણક્ષય વિષે પ્રત્યક્ષ પ્રમાણ થઈ જવું જોઈએ' એ આપત્તિ આપી છે. વળી જ્યારે પોતાના અહિંસાચિત્ત કે દાનચિત્તનો સ્વસંવેદનમાં સાક્ષાત્કાર થાય ત્યારે તે ચિત્તમાં અભેદરૂપે

રહેલ સ્વર્ગપ્રાપણશકિતનો પણ સાક્ષાત્કાર થઈ જવો જોઈએ, કારણ બૌદ્ધો માને છે કે– 'આ બધું ક્ષણિક છે'– એવી વાસનાવાળું જે ચિ હોય છે તે સ્વર્ગગમન યોગ્ય છે. આથી જ્યારે તેવા ચિત્તનો સાક્ષાત્ થાય ત્યારે તદભિન્ન તેની સ્વર્ગપ્રાપણશકિતનો પણ સાક્ષાત્કાર થવો જોઈ પણ શકિત અતીન્દ્રિય હોઇ પ્રત્યક્ષ યોગ્ય નથી, પણ અનુમેય છે. અ અહીં આપત્તિ આપી છે, કે– સ્વર્ગપ્રાપણશકિતનું પણ ચિત્તસ્વરૂપ સ પ્રત્યક્ષ થતું હોઈ તે વિષે તે પ્રમાણ થઈ જવું જોઈએ, પણ થતું નથી. સ્વર્ગપ્રાપણશકિતનું પ્રત્યક્ષ થતું હોય તો ચાર્વાકની સ્વર્ગવિષેની વિપ્રતિપત્તિ અવકાશ જ ન રહેત. વળી નિરંશ વસ્તુ વિષે નિશ્ચય અને અનિશ્ચય એ વિરોધી ધર્મો ન હોય. આથી જો નીલનો નિશ્ચય હોય તો ક્ષણક્ષય પણ નિશ્ચય માનવો જોઈએ. અને તે જ પ્રમાણે જો અહિંસાચિત્ત દાનચિત્તના સ્વરૂપનો નિશ્ચય હોય તો તેથી અભિન્ન તેની સ્વર્ગપ્રાપ શકિતનો પણ નિશ્ચય હોવો જોઈએ. આ પ્રકારે નિરંશવાદી બૌદ્ધને સ્વસંવેદનથી સ્વરૂપ નિશ્ચય માનવામાં ક્ષણક્ષય અને સ્વર્ગપ્રાપણશકિત પ્રત્યક્ષના પ્રામાણ્યની આપત્તિ આચાર્યે પ્રસ્તુતમાં આપી છે.

અનુરૂપવિકલ્પોત્પાદક હોવાથી સ્વસંવેદન પ્રત્યક્ષ પ્રમાણરૂપ છે–એ બીજો પક્ષ કહો તો–તે યુકિતયુકત નથી. કારણ કે– સર્વથા વિકલ્પરહિત અ સ્થામાં થનાર નીલાદિ દર્શન પછી 'આ નીલાદિ છે' આવા સ્વરૂપનો, અ લ્લેખની પ્રાધાન્યતાવાળો વિકલ્પ પ્રાયઃ અનુભવાય છે. વળી, જ્યાં 'મને ન જ્ઞાન થયું' આવો વિકલ્પ થાય છે ત્યાં પણ નીલ જ્ઞાન વિષે ઉલ્લેખ છે, તેની નિર્વિકલ્પકતાનો ઉલ્લેખ નથી, આથી તે વિકલ્પ વડે તે જ્ઞાન છે એટલું સિદ્ધ થઈ શકશે, એથી એ વિષયમાં સ્વસંવેદન પ્રમાણ બનશે, પણ તે નિર્વિકલ્પકતામાં તે પ્રમાણ નહીં બને, કારણ કે–તદનુરૂપ વિકલ્પ થયો જ ન

વળી, વિકલ્પની સિદ્ધિ પણ કઈ રીતે થશે? જો સ્વસંવેદન પ્રત્યક્ષથી થ હોય તો તે– સ્વસંવેદન પ્રત્યક્ષનું પ્રામાણ્ય સ્વરૂપોપદર્શન માત્રથી છે? બીજા વિકલ્પને ઉત્પન્ન કરવાથી? 'સ્વરૂપદર્શનમાત્રથી' કહો તો– પ્રથમ કહે દોષ–' ક્ષણક્ષય અને સ્વર્ગપ્રાપણશકિતમાં પ્રામાણ્યની આપત્તિ'–આવશે. 'બી વિકલ્પને ઉત્પન્ન કરવાથી'–એવો બીજો પક્ષ કહો તો– અનવસ્થા દોષ આવ અને તેથી સ્વસંવેદન પ્રત્યક્ષના પ્રામાણ્યની સિદ્ધિ કઈ રીતે થશે, જેથી કર પક્ષના અંશમાં બાધ આવે? એટલે કે 'પ્રમાણરૂપે સંમત સકલ જ્ઞ વ્યવસાયાત્મક છે'–એ અમારો પક્ષ નિર્બાધ છે. કારણ કે નીલદર્શનને વ્યવસાયશૂન્ય સિદ્ધ કરી શકયા નથી.

(૧૦) **तादृक्षस्येति** व्यवसायवन्ध्यस्य । **तस्येति** नीलादिदर्शनस्य । **तस्येन्द्रिय** धानेत्यादि—

"इन्द्रियेण परिच्छिन्ने रूपादौ तदनन्तरम् । यद्रूपादि ततस्तत्र मनोज्ञानं प्रवर्तते ॥"

इति श्लोकस्तर्कभाषायत्रं चात्रैव—

"स्वविषयानन्तरविषयसहकारिणा इन्द्रियज्ञानेन समनन्तरप्रत्ययजनितं मनोविज्ञानम्" । **प्रत्यक्ष**मिति स्वसंवेदनम् । **आस्कन्देदि**ति यथास्वरूपे । **अस्ये**ति विकल्पस्य । **तत्रैवे**ति विकल्पे एव ।

·( टि० ) **अत्रैकदेशेने**त्यादि । **नीलादी**ति निर्विकल्पकप्रत्यक्षस्य । **पक्षीकृते**ति **पक्षो** ज्ञानं प्रत्यक्षपरोक्षरूपम्, तस्यैकदेशस्य प्रत्यक्षस्य । **तादृक्षस्ये**ति व्यवसायवन्ध्यस्य । **तस्ये**ति नीलादिदर्शनस्य । **तत्रे**ति निर्विकल्पकप्रत्यक्षे । **इन्द्रिये**ति न हीन्द्रियाणां घटादिवत्प्रत्यक्षं भवति । **तस्ये**ति मानसस्य ।

"ऐन्द्रियेण परिच्छिन्ने रूपादौ तदनन्तरं । यद्रूपादि ततस्तत्र मनोज्ञानं प्रवर्त्तते ।"

**नापि तुर्येणे**त्यादि । **तदि**ति स्वसंवेदनम् । **अनुरूपे**ति निर्विकल्पकमिदमिति । **आद्ये पक्ष** इति । प्रत्यक्षं स्वरूपं दर्शयत् क्षणक्षयं ज्ञापयेत् । तदाकारोपदर्शनमात्रेण प्रामाण्ये क्षणिकत्वेपि तस्य प्रामाण्यप्रसक्तिः । यदि प्रत्यक्षं स्वरूपमुपदर्शयत् प्रमाणं तदा मया क्षणक्षयिणः परमाणवो गृहीता इत्यस्याप्यात्मस्वरूपोपदर्शनं प्रमाणतां गच्छेत् । तथा च क्षणिकत्वानुमाने वैफल्यं च स्यात् । तथाहि यथा दानपरिणामचित्तानुभवः स्वसंवेदनाध्यक्षलक्षणस्तद्गतं सद्द्रव्यचेतनादिकं विषयीकरोति तथा स्वर्गप्रापणसामर्थ्यमपि तत्स्वरूपाव्यतिरिक्तत्वाद् विषयीकुर्यादिति भावार्थः । क्षणक्षयज्ञानात् स्वर्गप्राप्तिः स्याज्जन्तोः—

"क्षणिकाः सर्वसंस्काराः इत्येवं वासना यका । स मार्ग इह विज्ञेयः"

इति वचनात् । बौद्धानां मतेऽध्यक्षेण क्षणो गृह्यते न तु तत्क्षयो वस्तुनो निरंशत्वेनाभिन्नोपि । न च यन्निरंशवस्तुप्रभवं ज्ञानं तन्निरंशग्राहि । प्रत्यक्षप्रभवविकल्पस्य तद्भावानुपपत्तौ वा हिंसाविरतिदानचित्तस्वसंवेदनाध्यक्षप्रभवनिर्णयेन तद्ग्रहणोपपत्तेर्निश्चयविषयीकृतस्य चानिश्चितरूपान्तराभावात् । स्वर्गप्रापणसामार्थ्यादेरपि तद्गतस्य निश्चयात्तत्र विप्रतिपत्तिः—'न स्वर्गो नापि तत्प्राप्तिहेतुः कश्चिद्भावः' इत्यादिरूपा चार्वाकादेर्न स्यात् । किन्तु स्वर्गप्रापणसामर्थ्यस्य दानचित्तादभेदात् वस्तुस्वरूपग्राहिणा च स्वसंवेदनाध्यक्षेणानुभवे सद्द्रव्यचेतनत्वादाविव विवादाभावो भवेदिति । **क्षणक्षयस्वर्गप्रापणे**त्यादि । बौद्धमते हि नीलाद्यर्थप्रत्यक्षं नीलाद्यर्थमिव तद्गतं क्षणक्षयमपि विषयीकरोति । परं नीलाद्यर्थविषये तत्प्रत्यक्षं अनुरूपविकल्पोत्पादकत्वात् बौद्धैः प्रमाणमिष्यते क्षणक्षये तु न तत् प्रमाणमनुरूपविकल्पोत्पादकत्वाभावात् । "यत्रैव जनयेदेनां तत्रैवास्य प्रमाणता" इति वचनात् । यत्रैव विषये एनां कल्पनां जनयेत्तत्रैव विषयेऽस्य प्रत्यक्षस्य प्रामाण्यमित्यर्थः ।

तथा स्वसंवेदनप्रत्यक्षं बौद्धमते स्वगतं क्षणक्षयं सत्त्वचेतनत्वादि च विषयीकुर्वदनुरूपविकल्पोत्पादकत्वात्सत्वादिविषये प्रमाणं प्रतिपाद्यते, क्षणक्षयविषये त्वप्रमाणम्, तदनुसारिविकल्पाजनकत्वात् । तथा हिंसाविरतिचित्तं दानचित्तं च स्वर्गहेतुत्वादिना स्वर्गप्रापणसामर्थ्याद्युपेतं बौद्धा मन्यन्ते । तच्च हिंसाविरतिदानचित्तस्वसंवेदनप्रत्यक्षं स्वगतसच्चेतनत्वादिकमिव स्वगतस्वर्गप्रापणसामर्थ्यादिकमपि गृह्णाति, गृहीतस्य हि स्वस्वरूपस्य निरंशत्वेनागृहीतरूपान्तराभावात् । बौद्धैस्तत्स्वसंवेदनप्रत्यक्षं सच्चेतनत्वादौ प्रमाणं मन्यते, स्वर्गप्रापणसामर्थ्यादिविषये त्वप्रमाणम्, तद्विषये विकल्पाजननात् । एवं च सति हि यदि स्वरूपोपदर्शनादेव प्रमाणमिष्यते तदा क्षणक्षयविषयेपि स्वर्गप्रापणसामार्थ्यादिविषयेपि च तत् प्रमाणं भवेत्, स्वरूपोपदर्शनमात्रस्य तत्रापि सद्भावात् । न च बौद्धैः क्षणक्षयादिविषये तत् प्रमाणमिष्यते । ततः स्वरूपोपदर्शनादेवेति पक्षोऽपि न युक्त इति भावः ।

**संहृते**ति निर्विकल्पकज्ञानावस्थायां भावि यन्नीलादिदर्शनम् । **तत्रापी**ति निर्विकल्पक-सविकल्पकविचारे । **ज्ञानमात्रे**ति निर्विकल्पकसविकल्पकविचाररहितं ज्ञानमात्रम् । **अस्ये**ति ज्ञानो-ल्लेखिविकल्पस्य । **तत्रैवे**ति ज्ञानमात्रे । **दर्शनस्ये**ति स्वसंवेदनप्रत्यक्षस्य । ततः संवेदनप्रामाण्येन 'नीलादिज्ञानं ममोत्पन्नं' इति विकल्प एव सिद्धो न तु निर्विकल्पकत्वं तस्य, जात्याद्युल्लेखरहिततया निर्देष्टुमशक्यत्वात् । **तन्निर्विकल्पकत्व** इति । स्वसंवेदनप्रत्यक्षस्य निर्विकल्पकत्वे । **तस्यापी**ति स्वसंवेदनप्रत्यक्षस्य । **स्वरूपे**ति क्षणिकत्वोपदर्शनमात्रात् । **तदेवे**ति पूर्वप्रक्रान्तं क्षणक्षयस्वर्गप्रापण-शक्त्यादावित्यादि । **विकल्पान्तरे**ति विकल्पान्तरस्यापि कथं सिद्धिः ? स्वरूपोपर्शनमात्रात्तदेव दूषणम्, विकल्पान्तरोपजननादनवस्थाऽनया दिशा भावनीयम् । **यत** इति प्रामाण्यसिद्धेः । **तेने**ति स्वसंवेदनेन ।

§४ अथ यन्न निर्विकल्पकं तन्नैव विकल्पेन सहोत्पद्यते, यथा—विकल्पो विकल्पा-न्तरेण । विकल्पेनापि सहोत्पद्यते च प्रत्यक्षम् । न चेदं न सिषेध साधनम्, गन्धर्वविकल्पदशायामपि गोः साक्षात्करणात् । अन्यथा समयान्तरे तत्स्मरणानुत्प-त्तिप्रसङ्गात्—इत्यनुमानबाधितः पक्षैकदेश इति चेत् । तदपि कवलितं कालेन, कालान्तरे स्मरणसद्भावाद् व्यवसायात्मकस्यैव प्रत्यक्षस्य प्रसिद्धेर्निर्विकल्पकस्य संस्कार-कारणत्वविरोधात्, क्षणिकत्वादिवत् ।

§ ४ **બૌદ્ધ**— જે નિર્વિકલ્પક ન હોય તે વિકલ્પ સાથે ઉત્પન્ન ન થાય, જેમ કે– એક વિકલ્પ બીજા વિકલ્પ સાથે ઉત્પન્ન થતો નથી, અને પ્રત્યક્ષ તો વિકલ્પની સાથે પણ ઉત્પન્ન થાય છે, માટે તે વિકલ્પરૂપ નહીં પણ નિર્વિકલ્પક હોવું જોઈએ. આ હેતુ અસિદ્ધ નથી. કારણ કે–અશ્વવિકલ્પ દશામાં પણ ગાયનું પ્રત્યક્ષ થાય છે. અર્થાત્ જ્યારે મનમાં અશ્વવિકલ્પ ચાલતો હોય તે વખતે પણ ઇન્દ્રિય વડે ગાયનો સાક્ષાત્કાર થાય છે. જો અશ્વવિકલ્પાવસ્થામાં ગાયનું પ્રત્યક્ષ ન માનો તો કાલાન્તરમાં ગોસ્મરણની ઉત્પત્તિ થઇ શકશે નહીં અર્થાત્ ગોસ્મરણ ઘટશે નહીં. આ પ્રમાણે ઉક્ત અનુમાનથી પ્રમાણરૂપ જ્ઞાનના વ્યવસાય સ્વભાવના સાધક અનુમાનના પક્ષમાં એક અંશમાં બાધ છે. કારણ કે– 'ગોપ્રત્યક્ષ' એ નિર્વિકલ્પક હોઈ વ્યવસાયાત્મક નથી, છતાં પ્રમાણ તો છે જ.

**જૈન**— તમારું આ કથન કાળનો કોળીઓ જ બની ગયું–નાશ પામ્યું, કારણ કે–કાલાન્તરમાં ગાયનું સ્મરણ થતું હોવાથી તેનું પ્રત્યક્ષ વ્યવસાયાત્મક જ હોવું જોઈએ. કારણ કે– ક્ષણિકત્વાદિના પ્રત્યક્ષની જેમ નિર્વિકલ્પક પ્રત્યક્ષ સંસ્કારજનક બની જ ન શકે. અર્થાત્ નીલાભિન્ન ક્ષણિકનું નિર્વિકલ્પક પ્રત્યક્ષ છતાં જેમ તે સંસ્કારજનક નથી બનતું, તેમ ગોવિષયક નિર્વિકલ્પક પ્રત્યક્ષ પણ સંસ્કારને ઉત્પન્ન કરશે નહીં. પરંતુ તમારા જ કહેવા પ્રમાણે ગોદર્શન પછી સ્મૃતિ તો થાય છે, અને સ્મૃતિ સંસ્કાર વિના સંભવે નહીં, તેથી તેને વ્યવસા-યાત્મક જ માનવું જોઈએ.

(प० **न चेदं न सिषेध साधनमि**ति । नासिद्धम् । **गन्धर्वविकल्पदशायामि**ति अश्वविकल्पावस्थायाम् । **क्षणिकत्वादिवदि**ति क्षणिकत्वादाविव । सप्तम्यर्थे वत् । यथा क्षणिकत्वादिविषयेनिर्विकल्पकत्वात् ज्ञानं न संस्कारं जनयति एवं गोविषयेऽपि न जनयेदित्यर्थः ।

(टि० ) **अथ यन्ने**त्यादि । प्रत्यक्षेण पक्षांशस्य बाधेऽसिद्धे परोक्तं तद्बाधकानुमानमाशङ्क्य परिहरत्याचार्यः । अनुमानं चेदम्–प्रत्यक्षं निर्विकल्पकम्–व्यवसायवन्ध्यमित्यर्थः, विकल्पैः सहोत्पद्यमानत्वात् ततो **यन्निर्विकल्पकमि**त्यादि व्यतिरेकव्याप्तिः । **यदि**ति प्रत्यक्षं निर्विकल्पम्, विकल्पेण सहोत्पादात् । **इदमि**ति विकल्पेन सहोत्पद्यमानत्वादित्यादि लक्षणम् । **न सिषेधेति** असिद्धमिति[1] । **गधन्र्वे**ति तुरगः । **साक्षात्करणादि**ति निर्विकल्पकप्रत्यक्षेण निष्टङ्कनात् । **अन्यथे**त्ति साक्षात्करणव्यतिरेके । **तत्स्मरणे**ति गोस्मृत्यनुत्पादप्रसक्तः । **क्षणिकत्वे**ति क्षणिकत्वादाविव सप्तम्यर्थे वति–यथा क्षणिकत्वादिविषये निर्विकल्पकत्वाद् ज्ञानं न संस्कारं जनयति एवं गोविषयेपि न जनयेदित्यर्थः ।

अथाभ्यासप्रकरणबुद्धिपाटवार्थित्वेभ्यो निर्विकल्पकादपि प्रत्यक्षाद् गवादौ संस्कारः स्मरणं च समगंस्त, न तु क्षणक्षयादौ, तदभावादिति चेत् । तदप्यल्पीयः, भूयोदर्शनलक्षणस्याभ्यासस्य क्षणक्षयादावक्षोदीयसः सद्भावात् । पुनः पुनर्विकल्पोत्पादरूपस्य चाभ्यासस्य परं प्रत्यसिद्धत्वात्, तत्रैव विवादात् । क्षणभिदेलिमभावाभिधानवेलायां क्षणिकप्रकरणस्यापि भावात् । बुद्धिपाटवस्य क्षणिकत्वादौ नीलादौ च समानत्वात्, तत्प्रत्यक्षस्य निरंशत्वेन कक्षीकारात्, अन्यथा विरुद्धधर्माध्यासेन तस्य भेदापत्तेः । अर्थित्वस्यापि जिज्ञासितत्वलक्षणस्य क्षणिकवादिनः क्षणिकत्वे सुतरां सद्भावाद् नीलादिवत् । अभिलषितत्वरूपस्य तु तस्य व्यवसायजननं प्रत्यनिमित्तत्वात्, अनभिलषितेऽपि वस्तुनि कस्यापि व्यवसायसंभवात् । ततो नाऽनंशवस्तुवादिनः क्वचिदेव स्मरणं समगत । तथा च–यद् व्यवसायशून्यं ज्ञानं न तत् स्मृतिहेतुः । यथा क्षणिकत्वादिदर्शनम् । तथा चाऽश्वविकल्पकाले गोदर्शनमिति प्रसङ्गः । तथा च तत्स्मृतिहेतुर्न स्याद् । भवति च पुनर्विकल्पयतस्तदनुस्मरणम् । तस्मात् तद् व्यवसायात्मकमिति प्रसङ्गविपर्ययः । एवं च स्मरणात् तस्य व्यवसायात्मकस्यैव सिद्धेर्व्यवसायस्य च व्यवसायान्तरेण समानकालत्वाभावाद् विकल्पेनापि सहोत्पद्यमानत्वादिति हेतुरसिद्धिवन्धकीसम्बन्धबाधित इति सिद्धम् ।

**બૌદ્ધ—** અભ્યાસ, પ્રકરણ, બુદ્ધિની પટુતા, અને અર્થિત્વ જેવાં કારણોના સહકારને લઈને નિર્વિકલ્પક પ્રત્યક્ષથી પણ ગવાદિ પદાર્થ વિષે સંસ્કાર અને સ્મરણ સંગત થઈ શકે છે, પરંતુ ક્ષણક્ષયાદિના પ્રત્યક્ષમાં અભ્યાસાદિ સહકારી કારણો ન હોવાથી સંસ્કાર કે સ્મરણને અવકાશ મળતો નથી.

---

१ °मिति न **मु** । २ नीलादौ **मुपा** ।

**જૈન**— તમારું આ કથન તુચ્છ છે, કારણ કે- ભૂયોદર્શન રૂપ અભ્યાસ તો ક્ષણક્ષયાદિમાં વિશેષે કરીને છે જ, કારણ કે-નીલમાં ભૂયોદર્શન હોય તો તદભિન્ન સ્વભાવભૂત ક્ષણક્ષયનું ભૂયોદર્શન પણ હોય જ.

અને પુનઃ પુનઃ વિકલ્પોત્પાદકરૂપ અભ્યાસ તો જૈનોને અસિદ્ધ છે, કારણ કે એની વિકલ્પોત્પાદકતામાં જ વિવાદ છે. એટલે કે-વિકલ્પોત્પત્તિ થાય જ એ અમારે મતે આવશ્યક નથી.

ક્ષણમાં વિનશ્વર સ્વભાવવાળા પદાર્થના કથન સમયે ક્ષણિક વિષેના પ્રકરણનો પણ સદ્ભાવ છે જ, અર્થાત્ પ્રકરણનો અભાવ ન હોવાથી પ્રકરણરૂપ સહકારી છે જ. બુદ્ધિપાટવ-બુદ્ધિની પટુતા ક્ષણિકત્વાદિ અને નીલાદિમાં સમાન જ છે, કારણ કે-તમોએ નીલાદિ પ્રત્યક્ષને નિરંશ સ્વીકારેલ છે. જો નિરંશ ન સ્વીકારો તો નીલને વિષે પટુતા અને ક્ષણક્ષયને વિષે અપટુતા એમ બે વિરોધી ધર્મો માનવા જતાં નીલ અને ક્ષણક્ષયમાં અભેદ નહીં પણ ભેદ થઇ જશે. અર્થિત્વ પણ જિજ્ઞાસિતત્વ અને અભિલષિતત્વરૂપ એમ બે પ્રકારે છે. તેમાં ક્ષણિકવાદીઓના મતમાં ક્ષણિકતામાં પણ જિજ્ઞાસિત રૂપ અર્થિત્વ નીલાદિની જેમ સુતરાં વિદ્યમાન છે, અને અભિલષિત રૂપ અર્થિત્વ તો વ્યવસાયજનનમાં કારણરૂપ છે નહીં, કારણ કે-અનભિલષિત પદાર્થમાં પણ કેટલાક પુરુષોને વ્યવસાય થાય છે. આ પ્રકારે નિરંશવસ્તુવાદીને મતે કોઈ પણ એક જ અંશમાં સ્મરણ સંગત થશે નહીં. અને તે રીતે જે જ્ઞાન વ્યવસાય રહિત હોય તે ક્ષણિકત્વાદિ દર્શનની જેમ સ્મૃતિનું હેતુ નથી અને અશ્વવિકલ્પકાલે થતું ગોદર્શન પણ તમારે મતે તેવું જ છે, અર્થાત્ વ્યવસાયશૂન્ય છે, તેથી તે ગોદર્શન સ્મૃતિનું કારણ નહીં બને, આ પ્રસંગ છે. પરંતુ વિકલ્પ કરનારને તો ગોદર્શનનું અનુસ્મરણ તો થાય જ છે, માટે ગોદર્શન વ્યવસાયાત્મક જ છે-આ પ્રસંગવિપર્યય થયો. અને આ રીતે સ્મરણ થતું હોવાથી ગોદર્શન વ્યવસાયાત્મક જ સિદ્ધ થાય છે. અને એક વ્યવસાય-નિશ્ચય બીજા વ્યવસાય સાથે એક સમયે કદી પણ હોતો નથી માટે 'વિકલ્પ સાથે ઉત્પન્ન થતું હોવાથી' તમારો એ હેતુ અસિદ્ધતા દોષથી બાધિત છે એ સિદ્ધ થયું.

(प०)**तदभावादिति चेद्**इति अभ्यासप्रकरणवुद्धिपाटवार्थित्वेभ्योऽभावात् । **परं प्रतीति** मां प्रति। **तत्प्रत्यक्षस्ये**ति निर्विकल्पकस्य । **क्वचिदेव स्मरणं समगते**ति । नीलादावेवांशे, न तु क्षणिकत्वादौ । **यद् व्यवसायशून्यमि**त्यादि अश्वविकल्पकाले गोदर्शनं न स्मृतिहेतुर्व्यवसायशून्यत्वात् ।

**प्रसङ्गविपर्यय** इति । यत् स्मृतिहेतुस्तद् व्यवसायात्मकं स्मृतिहेतुश्चाश्वविकल्पकाले गोदर्शनमिति । अत्र च [1]प्रसङ्गविपर्ययानुमाने व्याप्तिग्रहः [2]प्रागुक्तप्रसङ्गादेव ।

(टि०)**तदभावादि**ति अभ्यासप्रकरणाद्यभावात् । **अक्षोदीयस** इति वहुतरस्य । **परमित** जैनं प्रति। **तत्रैवे**ति विकल्पोत्पादकत्वे । **बुद्धिपाटवस्ये**ति । चोऽप्यर्थे । यादृग् बुद्धिपाटवं निर्विकल्पके, क्षणिकत्वेपि तादृगेव, उभयोरपि निरंशत्वात् । **तत्प्रत्यक्षस्ये**ति नीलप्रत्यक्षस्य । **अन्यथे**ति सांशत्वाङ्गीकारे । **तस्ये**ति नीलप्रत्यक्षस्य । **अर्थित्वस्ये**ति । अर्थित्वं द्विविधम् जिज्ञासितत्वलक्षणम्, अभिलषितत्वलक्षणं च । **तस्ये**ति अर्थित्वस्य । **अनिमित्ते**ति निमित्तनिश्चयाभावात् । **यद्व्यवसाये**ति।

१ ग्रः ल । २ गुक्तः ल ।

अश्वविकल्पकाले गोदर्शनं न स्मृतिहेतुः, व्यवसायशून्यत्वात् । **प्रसङ्ग** इति परेष्टेनानिष्टापादनं प्रसङ्गः । **तथा चे**ति तस्मादेवं सति । **तदि**ति गोदर्शनम् । **तदनुस्मरणमि**ति गोदर्शनस्मरणम् । **तद्व्यवसाये**ति गोदर्शनव्यवसायस्वभावम् । **तद्विपर्यय** इति पाठे प्रसङ्गविपर्ययः । अश्वविकल्पकालोत्पन्नं गोदर्शनं न स्मृतिहेतुरित्यत्र प्रसङ्गानुमाने पक्षः, व्यवसायशून्यज्ञानत्वादिति हेतु । यद्व्यवसाय० इत्यन्वयव्याप्तिदृष्टान्तः । **तस्ये**ति गोदर्शनस्य ।

§५ अथ न व्यवसायस्वभावत्वेन समारोपपरिपन्थित्व-प्रमाणत्वहेत्वोर्व्याप्तिरुपाऽपादि, तदभावेऽपि व्यवसायजनकत्वमात्रेण तयोः क्वचिद्भावाविरोधात् । अनुमानं हि व्यवसायस्वभावं सत् समारोपपरिपन्थि, प्रमाणं च । प्रत्यक्षं तु व्यवसायजनकमिति को विरोधः ? इति चेत् ।

इह तावत् प्रमाणत्वहेतोर्व्याप्तिरुपदर्श्यते–प्रमाणं खल्वविसंवादकमवादिषुः सौगताः । अविसंवादकत्वं चार्थप्रापकत्वेन व्याप्तम् । अर्थाप्रापकस्याविसंवादित्वाभावाद् निर्विषयज्ञानवत् । तदपि प्रवर्तकत्वेन व्यापि, अप्रवर्तकस्यार्थाप्रापकत्वात् । तद्वदेव । तदपि विषयोपदर्शकत्वेन व्यानशे, स्वविषयमुपदर्शयतः प्रवर्तकत्वव्यवहारविषयत्वसिद्धेः । न हि पुरुषं हस्ते गृहीत्वा ज्ञानं प्रवर्तयति, स्वविषयं तूपदर्शयत् प्रवर्तकमुच्यतेऽर्थप्रापकं चेति ॥

§ ५ **બૌદ્ધ**–'समारोपपरिपन्थित्व અને 'प्रमाणत्व' એ બન્ને હેતુની व्यवसायस्वभावत्व સાધ્ય સાથે વ્યાપ્તિ યુક્તિયુક્ત નથી, કારણ કે–વ્યવસાયસ્વભાવત્વના અભાવમાં પણ કોઇ સ્થળે માત્ર વ્યવસાયજનકત્વરૂપ સાધ્ય સાથે પણ ઉપરોક્ત બન્ને હેતુઓ હોય છે. અર્થાત્ કવચિત્ એવું બને છે કે–જે સ્વયં વ્યવસાયાત્મક ન હોય તે પણ સમારોપનો વિરોધી અને પ્રમાણ બને છે. જેમ કે– અનુમાન એવું છે જે વ્યવસાયાત્મક છે, અને તે સમારોપપરિપન્થી અને પ્રમાણ પણ છે, પરંતુ પ્રત્યક્ષ એવું છે જે સ્વયં વ્યવસાયાત્મક નથી છતાં વ્યવસાયજનક છે, અને સમારોપપન્થી અને પ્રમાણ પણ છે અર્થાત્ પ્રત્યક્ષમાં 'વ્યવસાયજનકત્વ' સાધ્ય સાથે સમારોપપરિપન્થિત્વ અને પ્રમાણત્વ હેતુને વ્યાપ્ત માનવામાં કશો વિરોધ નથી. અર્થાત્ એ બન્ને હેતુઓ વ્યવસાયસ્વભાવત્વ સાથે જ વ્યાપ્ત નથી, પણ વ્યવસાયજનકત્વ સાથે પણ વ્યાપ્ત છે.

**જૈન**–અહીં બૌદ્ધ મત પ્રમાણે પ્રથમ 'પ્રમાણત્વ' હેતુની વ્યાપ્તિ વિષે વિચાર કરીએ છીએ–પ્રમાણ અવિસંવાદક છે એમ સૌગતો કહે છે. અને અવિસંવાદકત્વ અર્થપ્રાપકત્વ સાથે વ્યાપ્ત છે, એટલે કે-જે અર્થપ્રાપક હોય તે અવિસંવાદી હોય કારણ કે જે જ્ઞાન અર્થપ્રાપક નથી તે અવિસંવાદી પણ હોતું નથી, જેમકે–નિર્વિષયજ્ઞાન. અને અર્થપ્રાપકત્વ પણ પ્રવર્તકત્વ સાથે વ્યાપ્ત છે, કારણ કે–અપ્રવર્તકજ્ઞાન નિર્વિષય જ્ઞાનની જેમ અર્થનું પ્રાપક હોતું નથી, વળી પ્રવર્તકત્વ પણ વિષયોપદર્શકત્વ સાથે વ્યાપ્ત છે, કારણ કે– સ્વવિષયને

१ उदपादी मुपा ।

જણાવનાર જ્ઞાનમાં પ્રવર્તકત્વરૂપ વ્યવહારની સિદ્ધિ છે. અર્થાત્ સ્વવિષય જણાવનાર જ્ઞાનમાં જ 'આ જ્ઞાન પ્રવર્તક છે' એવો વ્યવહાર થાય છે. કારણ કે–જ્ઞાન પુરુષને હાથથી પકડીને પ્રવૃત્તિ કરાવતું નથી, પણ સ્વવિષયને દેખાડતું હોઇને જ પ્રવર્તક અને અર્થપ્રાપક કહેવાય છે.

(प०) अथ न खलु प्रत्यक्षस्य व्यवसायस्वभावतेति कृत्वा समारोपपरिपन्थित्वं प्रमाणत्वं च । किन्तु व्यवसायजनकमेतदिति तस्य तत्स्वरूपत्वमित्युक्तौ को नामात्र विरोध इति चेदिति पराशङ्कायामाह सूरिः—**इह तावदि**त्यादि । **तद्वदेवे**ति निर्विषयज्ञानवदेव ।

(टि०) **तदभावेऽपी**ति व्यवसायस्वभावत्वाभावेपि । **तयोरि**ति समारोपपरिपन्थित्वप्रमाणत्वहेत्वोः सन्दिग्धानैकान्तिकं प्रमाणत्वम् । **अविसंवादे**त्यादि । यथा बुद्धिपाटवेन परमाणुद्वयं पश्यति तथा क्षणक्षयं किं न पश्यति, बुद्धिपाटवस्य तत्रापि विद्यमानत्वात् ? यदि च तं न पश्यति प्रत्यक्षम्, तर्हि प्रत्यक्षस्य निरंशता विरुध्यति, एकस्य वस्तुनः परमाणुरूपं दृश्यं क्षणक्षयित्वं चादृश्यं इति विरुद्धौ धर्मौ । **तदपी**ति अर्थप्रापकत्वम् । **तद्वदेवे**ति निर्विषयज्ञानवदेव । **तदपी**ति प्रवर्त्तकत्वम् ।

तत्रेदं चर्च्यते–किं दर्शनस्य व्यवसायोत्पत्तौ सत्यां विषयोपदर्शकत्वं संजायेत, समुत्पन्नमात्रस्यैव वा संभवेत् ? प्राचिकविकल्पे, विकल्पकाले दर्शनस्यैव विनाशात् क्व नाम विषयोपदर्शकत्वं व्यवतिष्ठेत ? द्वितीयकल्पनायां पुनः—किमनेन कृतक्षौरनक्षत्रपरीक्षाप्रायेण पश्चात्प्रोल्लसता नीलादिविकल्पेनाऽपेक्षितेन कर्तव्यम्, तमन्तरेणापि विषयोपदर्शकत्वस्य सिद्धत्वात् ? तथा च "यत्रैव जनयेदेनां तत्रैवास्य प्रमाणता" इति राद्धान्तविरोधः, व्यवसायं विनैव विषयोपदर्शकत्वसद्भावे प्रामाण्यस्यापि तं विनैव भावात्, तन्मात्रनिमित्तत्वात् तस्य । कथं चैवं क्षणक्षयस्वर्गप्रापणशक्त्यादावपि दर्शनस्य विषयोपदर्शकत्वं न प्रसज्यते ? ।

બૌદ્ધોની આ પ્રકારની જે વ્યાપ્તિ છે, તેની હવે ચર્ચા કરીએ–વ્યવસાય–વિકલ્પ–નિશ્ચયની ઉત્પત્તિ થયા પછી દર્શન વિષયોપદર્શક બને છે કે દર્શન ઉત્પન્ન થતાંવેંત જ વિષયોપદર્શક બને છે ? પ્રથમ કલ્પના તો યોગ્ય નથી કારણ કે– ક્ષણિક સ્વભાવવાળા દર્શનનો વિકલ્પોત્પત્તિકાળમાં નાશ થઈ જાય છે, તો વિષયોપદર્શકત્વ ક્યાં રહેશે ? દર્શન ઉત્પન્ન થતાં જ વિષયોપદર્શક બને છે, એવી બીજી કલ્પના સ્વીકારો તો–મુંડન કરાવ્યા પછી નક્ષત્ર કોઈ પૂછતું નથી તેવી રીતે વિષયોપદર્શકતારૂપ કાર્ય સિદ્ધ થઈ ગયા પછી ઉત્પન્ન થનાર નીલાદિ વિકલ્પની તે વિષયોપદર્શકતામાં શા માટે અપેક્ષા રાખે ? અર્થાત્ અપેક્ષા નથી જ.

તો પછી 'જે વિષયમાં દર્શન વિકલ્પને ઉત્પન્ન કરે તેમાં જ દર્શનની પ્રમાણતા છે' એ તમારા સિદ્ધાંતમાં વિરોધ આવશે, કારણ કે–વ્યવસાયોત્પત્તિ–વિકલ્પોત્પત્તિ વિના જ વિષયોપદર્શકતાનો સદ્ભાવ દર્શનમાં છે, એટલે પ્રામાણ્યનો પણ સદ્ભાવ વિકલ્પોત્પત્તિ વિના જ થઈ જશે, કારણ કે–દર્શનનું પ્રામાણ્ય વિષયોપ-

દર્શકતાને લીધે છે, અને વિષયોપદર્શકતા તો દર્શનની ઉત્પત્તિ થતાં જ તમે માની છે. અને જો આમ હોય તો-ક્ષણક્ષય અને સ્વર્ગપ્રાપણશક્તિ આદિમાં પણ દર્શનની વિષયોપદર્શકતા સિદ્ધ કેમ નહીં થાય? અર્થાત્ સિદ્ધ થશે.

(प०) **व्यवसायोत्पत्ताविति** विकल्पोत्पत्तौ । **यत्रैवे**त्यादि श्लोकार्द्धं ग्रन्थेऽस्ति अपरार्द्धं गुरुमुखाल्लिख्यते–"अभ्यासपाटवापत्तितारतम्यादिभेदतः ।" **यत्रैव** च **एनां** कल्पनाम् **अस्य** निर्विकल्पकदर्शनस्य । **व्यवसायं विनैवे**त्यादि । अत्र पातनिका–नन्वस्माभिः प्रमाणतेत्युक्तम्, भवांश्च विषयोपदर्शकत्वं व्यवस्थापयतीति कोऽयं न्याय इत्येवंरूपा ।

(टि०) **तत्रेदमि**त्यादि । **दर्शनस्ये**ति निर्विकल्पकप्रत्यक्षस्य । **व्यवसाये**ति विकल्पोत्पत्तौ । **तमन्तरेणे**ति नीलादिविकल्पं विना । **यत्रैवे**त्यादि । "अभ्यासपाटवासत्तितारतम्यादिभेदतः ।" इति पूर्वार्धम् । **एनामि**ति संवृतिं विकल्पम् । यदुक्तं "अनिरूपिततत्त्वार्था प्रतीतिः संवृतिर्मता" । **अस्ये**ति निर्विकल्पकस्य । **तमि**ति विकल्पम् । **तन्मात्रे**ति विषयोपदर्शकत्वमात्रहेतुत्वात् । **तस्ये**ति प्रामाण्यस्य ।

अथाध्यवसानपर्यवसानो व्यापारो दर्शनस्य–इत्यध्यवसायव्यापारवत एवास्य विषयोपदर्शकत्वमवतिष्ठते, न पुनस्तमन्तरेणेति चेत् । तदप्यलपम्[1], निर्विकल्पककार्यत्वेन व्यवसायस्य ततो भिन्नकालत्वात् तेन तस्य व्यापारवत्त्वानुपपत्तेः । अस्तु वैतत् । तथापि तद्व्यापारभूतोऽसौ व्यवसायो दर्शनगोचरस्योपदर्शकः, अनुपदर्शको वा स्यात्? यद्युपदर्शकः, तदा स एव तत्र प्रवर्तकः प्रापकश्च स्यात् । ततोऽपि संवादकत्वात् प्रमाणम्, न पुनस्तत्कारणीभूयमाभेजानं दर्शनम् । अथानुपदर्शकः; कथं दर्शनं तज्जननात् स्वविषयोपदर्शकम्, अतिप्रसङ्गात्, संशयविपर्ययकारणस्यापि तस्य स्वविषयोपदर्शकत्वापत्तेः? दर्शनविषयसामान्यव्यवसायित्वाद् विकल्पस्य तज्जनकं दर्शनं स्वविषयोपदर्शकम्, नेतरदिति चेत् । तदशस्यम्, दर्शनविषयसामान्यस्यान्याऽपोहलक्षणस्यावस्तुत्वात्, तद्विषयव्यवसायजनकस्य वस्तूपदर्शकत्वविरोधात् ।

**બૌદ્ધ**–દર્શનનો વ્યાપાર અધ્યવસાય સુધી છે, માટે અધ્યવસાયરૂપ વ્યાપારવાળું જ દર્શન વિષયોપદર્શક છે, પરંતુ અધ્યવસાયાત્મક વ્યાપાર વિનાનું દર્શન વિષયોપદર્શક નથી.

**જૈન**–આ બરાબર નથી. કારણ કે–અધ્યવસાય–વ્યવસાય–વિકલ્પ એ નિર્વિકલ્પકના કાર્યરૂપ હોવાથી નિર્વિકલ્પકથી ભિન્નકાલીન છે, માટે નિર્વિકલ્પકને વ્યવસાય વડે વ્યાપારવાળું કહી શકાય નહીં. અથવા એમ હોય તો પણ એ દર્શનના વ્યાપારરૂપ વ્યવસાય દર્શનના વિષયનો ઉપદર્શક છે કે અનુપદર્શક છે? જો ઉપદર્શક હોય તો વ્યવસાય જ દર્શનવિષયમાં પ્રવર્તક અને પ્રાપક થશે, અને એ રીતે સંવાદક હોવાથી વ્યવસાય જ પ્રમાણ થશે, પરંતુ વ્યવસાયના કારણરૂપ દર્શન તો પ્રમાણ નહીં થાય. અનુપદર્શક હોય તો–વિકલ્પને

---

१ तदत्यलम्–मुपा.

ઉત્પન્ન કરવાથી દર્શન સ્વવિષયોપદર્શક કઇ રીતે થઇ શકશે ? કારણ કે–સંશય અને વિપર્યયના કારણરૂપ જે દર્શન છે, તેમાં પણ સ્વવિષયોપદર્શકતાની આપત્તિરૂપ અતિપ્રસંગ આવશે. કારણ કે–દર્શનજન્ય વિકલ્પ એ વિષયોપદર્શક ન હોય છતાં દર્શન સ્વવિષયોપદર્શક બનતું હોય તો સંશયાદિજ્ઞાનોનું જનક દર્શન પણ સ્વવિષયોપદર્શક બની જશે, અને પ્રમાણ થઈ જશે.

**બૌદ્ધ**—દર્શનનો વિષય બનેલ વસ્તુના સામાન્યનો વ્યવસાય વિકલ્પ કરે છે, તેથી તેવા વિકલ્પનું જનક દર્શન સ્વવિષયોપદર્શક કહેવાય પણ તેથી અન્યથા હોય તો નહીં. એટલે કે–જે દર્શને એ પ્રકારનો વિકલ્પ ઉત્પન્ન કર્યો ન હોય તે સ્વવિષયોપદર્શક બને નહીં. અર્થાત્ સંશયજનકદર્શન તે પ્રકારનો વિકલ્પ કરતું નથી પણ સંશયજ્ઞાન પેદા કરતું હોઈ સ્વવિષયોપદર્શક કહેવાય નહીં.

**જૈન**–તમારું આ કથન પ્રશસ્ય નથી, કારણ કે–દર્શનવિષયનું સામાન્ય એ અન્યાપોહ–વ્યાવૃત્તિરૂપ હોવાથી અવસ્તુ છે, માટે સામાન્યને વિષય કરનાર વિકલ્પનું ઉત્પાદક દર્શન વસ્તુનું ઉપદર્શક બની શકશે નહીં. કારણ કે–તેણે અવસ્તુને વિષય કરનાર વિકલ્પને ઉત્પન્ન કર્યો છે.

(प०) **तत** इति दर्शनात्। **तेने**ति व्यवसायेन। **तस्ये**ति निर्विकल्पकस्य। **तत्कारणीभूयमि**ति तत्कारणत्वम्। **आसेजानमि**ति प्राप्तम्। **तस्ये**ति दर्शनस्य। **स्वविषयोपदर्शकत्वापत्तेरि**ति। [1]संशयितस्थाणुपुरुषत्वलक्षणः [2]स्वविषयः। **दर्शनविषयसामान्यव्यवसायित्वादि**ति। दर्शनविषयसामान्यं व्यवस्यतीत्येवंशीलं तस्य[3] भावस्तस्मात्। **तज्जनकमि**ति विकल्पजनकम्।

(टि०) **अस्ये**ति दर्शनस्य। **तमि**ति अध्यवसायम्। **तेने**ति निर्विकल्पकेन। **तस्ये**ति व्यवसायस्य। **तद्व्यापारे**ति दर्शनव्यापारस्वरूपः। **स एवे**ति व्यवसायः। **तत्रे**ति दर्शने। **तत्कारणी**ति विकल्पस्य कारणभावं भजमानम्। **संशये**त्यादि। **तस्ये**ति निर्विकल्पकस्य। **दर्शनविषये**ति दर्शनस्य योऽसौ विषयस्तस्य यत्सामान्यं तत्र वर्त्तित्वात्। **तज्जनकमि**ति व्यवसायोत्पादकम्। **दर्शने**ति दर्शनस्य विषयो घटादिस्वलक्षणं तस्य यत्सामान्यं तस्य। **तद्विषये**ति सामान्यगोचरविकल्पोत्पादकस्य दर्शनस्य।

अथ दृश्यविकल्प्ययोरेकीकरणाद् वस्तूपदर्शक एव व्यवसाय इति चेत्। नन्वेकीकरणमेकरूपतापादनम्, एकत्वाध्यवसायो वा ? प्राचि पक्षे, अन्यतरस्यैव सतत्त्वं स्यात्। द्वितीये तु, उपचरितमेवानयोरैक्यम्। तथा च कथमेष व्यवसायो विषयोपदर्शकः स्यात् ? न हि षण्डः कुण्डोघ्नीत्वेनोपचरितोऽपि पयसा पात्रीं पूरयति।

किञ्च, तदेकत्वाध्यवसायो दर्शनेन, विकल्पेन, ज्ञानान्तरेण वा भवेत् ? नाद्येन, दर्शनश्रोत्रियस्याध्यवसायश्वपाकसंस्पर्शासंभवात्। न च तस्य विकल्प्यं विषयनामेति। न द्वितीयेन, विकल्पकौणपस्य दृश्यदाशरथिं गोचरयितुमपर्याप्तत्वात्। नापि तृतीयेन, निर्विकल्पकसविकल्पकविकल्पयुगलानतिक्रमेण दृश्यविकल्प्यद्वयविषय-

१ पर्ल ल। २ °णः वि° ल। ३ तस्या° ल।

त्वविरोधात् । न च तदुभयागोचरं ज्ञानं तदुभयैक्यमाकलयितुं कौशलमालम्बते । तथा-हि–यद् यद् न गोचरयति, न तत् तदैक्यमाकलयितु कुशलम् । यथा–कलशज्ञानं वृक्षत्वशिंशपात्वयोः । तथा च प्रकृतमिति । तन्न व्यवसायजननात् प्रत्यक्षस्य प्रामाण्यमुपपादकम् ।

**બૌદ્ધ**—દૃશ્ય-વસ્તુ, અને વિકલ્પ્ય-અવસ્તુ, એ બન્નેનું એકીકરણ કરવાથી વ્યવસાય વસ્તુનો ઉપદર્શક બની જ શકે છે.

**જૈન**-આ એકીકરણ એટલે એકરૂપતાપાદન અર્થાત્ બન્નેની એકરૂપતા કરી દેવી તે છે કે એકત્વવ્યવસાયરૂપ, અર્થાત્ બન્નેને એક જાણવા એ છે ? એકીકરણ એટલે એકરૂપતાપાદન હોય તો-બેમાંથી કોઈ એકનું જ સ્વરૂપ રહેશે પરંતુ બીજાનું નહીં રહે. એકીકરણ એટલે એકત્વાધ્યવસાય હોય તો-દૃશ્ય અને વિકલ્પ્યનું ઐક્ય ઉપચરિત-ઉપચારવાળું થયું, તો એકત્વાધ્યવસાય, એ વિષયોપદર્શક કઇ રીતે થશે ? કારણ કે-ગાય તરીકે ઉપચાર કરવા માત્રથી સાંઢ કાંઈ દૂધનું વાસણ ભરી દેતો નથી.

વળી, દૃશ્ય અને વિકલ્પ્યના એકત્વનો અધ્યવસાય દર્શનથી થાય છે કે વિકલ્પથી કે કોઈ બીજા જ્ઞાનથી થાય છે ? દર્શનથી તો થાય નહીં, કારણ કે-દર્શનરૂપ શ્રોત્રિય-વૈદિકબ્રાહ્મણ અધ્યવસાયરૂપ ચાંડાળને સ્પર્શ કરે એવો સંભવ જ નથી, કારણ-કે-દર્શન નિર્વિકલ્પ હોઈ કદી અધ્યવસાયરૂપ હોતું જ નથી, અને તે વિકલ્પ્યને વિષય પણ કરતું નથી. અને જો વિષય ન કરે તો દૃશ્ય અને વિકલ્પ્યનો એકત્વાધ્યવસાય દર્શન કેવી રીતે કરે ? વિકલ્પથી પણ એકત્વાધ્યવસાય થાય નહીં, કારણ કે-વિકલ્પરૂપ રાક્ષસ દૃશ્યરૂપ રામને કબજે કરવા-વિષય કરવામાં અસમર્થ છે, તો એકત્વાધ્યવસાય કેવી રીતે થાય ? જ્ઞાનાન્તરથી પણ એકત્વાધ્યવસાય થાય નહીં, કારણ કે-એ જ્ઞાનાન્તરને નિર્વિકલ્પ માનવામાં આવે કે સવિકલ્પ માનવામાં આવે તો પણ તે દૃશ્ય અને વિકલ્પ્ય એ બન્નેને તો વિષય કરી શકે જ નહીં, અને બન્નેને વિષય કર્યા વિના એકત્વાધ્યવસાય સંભવશે જ નહીં. તે માટે અનુમાન પ્રયોગ આ પ્રમાણે છે-જે જ્ઞાન જે પદાર્થને વિષય કરતું નથી તે જ્ઞાન તે પદાર્થનું ઐક્ય કરવામાં કુશળ-સમર્થ હોતું નથી, જેમકે-ઘટજ્ઞાન એ વૃક્ષ અને શિંશપાને વિષય કરતું નથી, તેથી વૃક્ષ અને શિંશપાનું એકત્વ કરવાને સમર્થ પણ નથી, એ જ રીતે દૃશ્ય અને વિકલ્પ્યને વિષય નહિ કરનારું જ્ઞાન પણ દૃશ્ય અને વિકલ્પ્યનો એકત્વાધ્યવસાય કરવા સમર્થ નથી. આ પ્રકારે વ્યવસાયજનક હોવાથી પ્રત્યક્ષમાં પ્રામાણ્ય યુક્તિપૂર્વક સિદ્ધ થઈ શકતું નથી.

(प०) **दृश्यविकल्प(कल्प्य)योरिति** दर्शनविषयविकल्पविषययोः ।

**निर्विकल्पकसविकल्पकयुगलानतिक्रमेणे**त्यादि । [1]यद्धि ज्ञानान्तरं परिकल्प्यते तन्निर्विकल्पकं वा भविष्यति सविकल्पकं वा भविष्यति । एतद् युगलं नातिक्रामति । निर्विकल्पकं चेत्, दृश्यं विषयः । सविकल्पकं चेत्, तर्हि विकल्प्यं विषयः ।

---

१ यद्धिज्ञा° मु ।

(टि०) **अन्यतरस्ये**ति द्वयोर्मध्यादेकस्य । **सतत्त्वमि**ति स्वरूपं न द्वितीयस्य विरोधात् । **एष** इति उपचरितैकत्वाध्यवसायः । **किञ्च तदेके**ति तयोः दृश्यविकल्प्ययोरेकीकरणम् । **न च तस्ये**ति दर्शनस्य । **विकल्प्यमि**ति वस्तु । **तदुभये**ति तत् दृश्यविकल्प्योभयमगोचरोऽविषयो यस्य । **तथाही**त्यादि । **यदि**ति ज्ञानं कर्तृ । **यदि**ति वस्तु ।

कथं चैतत् क्षणक्षयस्वर्गप्रापणशक्त्यादावप्यनुरूपं विकल्पं कदाचिद् नोत्पापादयति ? स्वविकल्पवासनाबलसमुज्जृम्भमाणाक्षणिकत्वादिसमारोपानुप्रवेशादिति चेत् । तदपेशलन्, नीलादावपि तद्विपरीतसमारोपप्रसक्तेः । कथमन्यथा विरुद्धधर्माध्यासात तद्दर्शनभेदो न भवेत् ? न ह्यनंशं दर्शनं क्वचित् समारोपाक्रान्तं, क्वचिन्नेति वक्तुं युक्तम् ।

अथ तत्तद्व्यावृत्तिवशादनंशस्यापि दर्शनस्य तथा परिकल्पनाददोषः, समारोपाक्रान्तेभ्यो हि व्यावृत्तमसारोपाक्रान्तम्, असमारोपाक्रान्तेभ्यस्तु व्यावृत्तं समारोपाक्रान्तं तदुच्यत इति । तदप्यसूपपादम्, यतो व्यावृत्तिरपि वस्त्वंशं कञ्चिदाश्रित्य कल्प्येत, अन्यथा वा ? अन्यथा चेत्, चित्रभानुरप्यचन्द्रव्यावृत्तिकल्पनया चन्द्रतामाद्रियेत । वस्त्वंशाश्रयणपक्षे तु सिद्धो विरुद्धधर्माध्यासः । तथाहि–तद्दर्शनं येन स्वभावेन समारोपाक्रान्तेभ्यो व्यावर्तिष्ट, न तेनैवाऽसमारोपाक्रान्तेभ्योऽपि, येन चाऽमीभ्यो व्यावर्तत, न तेनैव तेभ्योऽपि, तयोर्द्वयोरपि व्यावृत्तयोरैक्यापत्तेः । यदि पुनः स्वभावभेदोऽपि वस्तुनोऽतत्स्वभावव्यावृत्त्या कल्पित एवेति मतम्, तदा कल्पितस्वभावान्तरकल्पनायामनवस्था स्थेमानमास्तिघ्नुवीत । ततो न व्यवसायजननादस्य प्रामाण्यमनुगुणम्, किन्तु व्यवसायस्वभावत्वादेव । एवं प्रामाण्यसहचरं समारोपपरिपन्थित्वमपि वाच्यम् ॥७॥

વળી, એ નિર્વિકલ્પકજ્ઞાન ક્ષણક્ષય અને સ્વર્ગપ્રાપણશક્તિમાં પણ કોઈ વખત અનુરૂપ વિકલ્પને શા માટે ઉત્પન્ન કરતું નથી ?

**બૌદ્ધ**—ક્ષણિકાદિ વિષે અનાદિકાલીન વાસનાના બળથી ઉત્પન્ન થનાર 'આ અક્ષણિકાદિરૂપ છે' એવો સમારોપ–ભ્રાન્તિ થઈ જવાના કારણે ક્ષણક્ષય અને સ્વર્ગપ્રાપણશક્તિ વિષે નિર્વિકલ્પજ્ઞાન અનુરૂપ વિકલ્પ ઉત્પન્ન કરી શકતું નથી.

**જૈન**—આ યોગ્ય નથી, કારણ કે–ક્ષણિકત્વથી અભિન્ન એવા નીલાદિના દર્શનમાં પણ નીલાદિ વિષે વિપરીત સમારોપ–ભ્રાન્તજ્ઞાનનો પ્રસંગ આવશે, અને એમ ન માનો તો– એટલે કે–નીલાદિમાં સમારોપ નથી અને ક્ષણક્ષયાદિમાં સમારોપ છે, એમ માનો તો વિરુદ્ધધર્મનો અધ્યાસ થવાથી દર્શનમાં ભેદ કેમ નહીં થાય ? અર્થાત્ સમારોપ વિનાનું અને સમારોપવાળું એમ બે દર્શન માનવાં પડશે, કારણ કે–નિરંશ–અખંડ નીલાદિદર્શન કોઈ એક વિષયમાં સમારોપથી આક્રાન્ત અને બીજા કોઈ વિષયમાં સમારોપથી અનાક્રાંત છે, એમ કહેવું તે તો યુક્ત નથી.

**બૌદ્ધ**—દર્શન નિરંશ હોવા છતાં તેમાં તે તે વ્યાવૃત્તિના બળથી તે તે પ્રકારની કલ્પના કરવામાં આવતી હોઇ તેમાં કંઇ દોષ નથી, કારણ કે–એક જ દર્શન સમારોપાક્રાન્તથી વ્યાવૃત્ત હોવાથી અસમારોપાક્રાન્ત કહેવાય છે. અને અસમારોપાક્રાન્તથી વ્યાવૃત્ત હોવાથી સમારોપાક્રાન્ત કહેવાય છે. આમ વ્યાવૃત્તિના ભેદને કારણે નિરંશદર્શનમાં સમારોપ અને અસમારોપ ઘટી શકે છે.

**જૈન**—આ ઘટના પણ યુક્તિયુક્ત નથી, કારણ કે વ્યાવૃત્તિભેદ પણ કોઈ વસ્તુના અંશની અપેક્ષા રાખીને છે કે અપેક્ષા વિના છે? વ્યાવૃત્તિ જો વસ્ત્વંશની અપેક્ષા રાખતી ન હોય તો–અચન્દ્રથી વ્યાવૃત્ત ચિત્રભાનુ–અગ્નિ ચન્દ્રતાને પામશે અર્થાત્ તે અગ્નિ પણ ચન્દ્ર કહેવાશે. અને જો વસ્તુના અંશની અપેક્ષા હોય તો વિરુદ્ધધર્મનો આશ્રય થયો. તે આ પ્રમાણે--નીલાદિદર્શન જે સ્વભાવ દ્વારા સમારોપાક્રાન્ત વસ્તુના અંશોથી વ્યાવૃત્ત છે, તે જ સ્વભાવ દ્વારા અસમારોપાક્રાન્ત વસ્તુના અંશોથી વ્યાવૃત્ત નથી, અને જે સ્વરૂપે અસમારોપાક્રાન્ત વસ્તુના અંશોથી વ્યાવૃત્ત છે, તે જ સ્વરૂપે સમારોપાક્રાન્ત વસ્તુના અંશોથી વ્યાવૃત્ત નથી. કારણ કે– એક જ સ્વભાવ વડે વ્યાવૃત્તિ માનવામાં આવે તો–તે બન્ને વ્યાવૃત્ત વસ્તુઓ એક બની જશે. વળી વસ્તુના સ્વભાવભેદને પણ અતત્સ્વભાવરૂપ વ્યાવૃત્તિને કારણે કલ્પિત જ માનવામાં આવે તો–આ પ્રકારે કલ્પિત સ્વભાવાન્તરની કલ્પનામાં અનવસ્થા આવશે.

આ પ્રકારે 'વ્યવસાયને ઉત્પન્ન કરવાથી નિર્વિકલ્પક પ્રત્યક્ષમાં પ્રામાણ્ય છે' એમ કહેવું યોગ્ય નથી, પરંતુ 'વ્યવસાયસ્વભાવાત્મક હોવાથી જ પ્રત્યક્ષમાં પ્રામાણ્ય છે એમ કહેવું, એ યુક્તિસંગત છે. આ જ પ્રમાણે પ્રામાણ્યના સહચર 'સમારોપપરિપન્થિત્વ' ને કારણે પણ પ્રત્યક્ષ પ્રમાણને વ્યવસાય સ્વભાવરૂપ કહેવું જોઇએ. ॥ ૭ ॥

(पं०) **स्वविकल्पवासनाबलसमुज्जृम्भमाणे**त्यादि । 'मदीयेयं योषिद्' 'अहमेनामुद्वक्ष्यामि' 'अहमेनामुपभोक्ष्ये' इत्यादि । **तथा परिकल्पनादि**ति सांशत्वपरिकल्पनात् ॥७॥

(टि०)**कथं चैतदि**ति निर्विकल्पकम्। **स्वविकल्पे**ति स्वविकल्पार्थमनाद्यविद्याबलेनोल्लसमानो योऽक्षणिकत्वादिसमारोपो भ्रान्तिज्ञानं तस्यानुप्रवेशात् । **नीलादावपी**ति निर्विकल्पकदर्शनेऽपि । **तद्विपरीते**ति नीलादिदर्शनाद्विपरीतो विकल्पस्तस्य । **कथमन्यथे**ति नीलादौ क्षणक्षयादौ चेत्समारोपानुप्रवेशो न तुल्यः । **तद्दर्शने**ति नीलादिदर्शनम् । **अथ तत्तद्व्यावृत्तो**ति अन्यापोहसामर्थ्यात् । **तथे**ति भेदपरिकल्पनात् । **अदोष** इति भेदस्य । **वस्त्वंशमि**ति दर्शनम् । **ततो न व्यवसाये**ति विकल्पोत्पादकत्वात् । **अस्ये**ति निर्विकल्पकप्रत्यक्षस्य ॥७॥

समारोपपरिपन्थित्वादित्युक्तमिति समारोपं प्ररूपयन्ति—

**अतस्मिँस्तदध्यवसायः समारोपः ॥८॥**

अतत्प्रकारे पदार्थे तत्प्रकारतानिर्णयः समारोप इत्यर्थः ॥८॥

પૂર્વસૂત્રમાં 'સમારોપનું વિરોધી' એમ કહેવામાં આવ્યું છે એટલે 'સમારોપ'નું હવે નિરૂપણ કરે છે—

**અતત્માં તત્પ્રકારનો અધ્યવસાય તે 'સમારોપ' છે. ॥ ૮ ॥**

તે પ્રકારનું જે ન હોય તેમાં તે પ્રકારનો નિર્ણય કરવો તે સમારોપ કહેવાય છે ॥ ૮ ॥

अथैनं प्रकारतः प्रकटयन्ति—

**स विपर्ययसंशयानध्यवसायभेदात् त्रेधा ॥९॥**

उत्तानार्थमदः ॥९॥

સમારોપના પ્રકારનું પ્રકટન—

**સમારોપના ત્રણ ભેદ છે—૧ વિપર્યય, ૨ સંશય અને ૩ અનધ્યવસાય ૯.**

આ સૂત્રનો અર્થ સ્પષ્ટ છે. ૯.

अथोद्देशानुसारेण विपर्ययस्वरूपं तावत् प्ररूपयन्ति—

**विपरीतैककोटिनिष्टङ्कनं विपर्ययः ॥१०॥**

§१ विपरीताया अन्यथास्थिताया एकस्या एव कोटेर्वस्त्वंशस्य निष्टङ्कनं निश्चयनं विपर्यय इति ॥१०॥

ઉદ્દેશના અનુસારે પ્રથમ વિપર્યયનું સ્વરૂપ નિરૂપવામાં આવ્યું છે—

**§ ૧ વિપરીત એવી એક કોટિનો નિર્ણય કરવો તે વિપર્યય છે. ૧૦.**

વિપરીત એટલે કે અન્યથારૂપે રહેલ એક જ કોટિ એટલે વસ્તુનો એક જ અંશ. તેનો નિર્ણય કરવો તે વિપર્યય છે. ૧૦

(टि०)- **अथोद्देशे**ति । उद्देशः समासतो निर्देशो व्यासतः ।

अत्रोदाहरन्ति—

**यथा शुक्तिकायामिदं रजतमिति ॥११॥**

§ १ यथेत्युदाहरणोपन्यासार्थः, अग्रेऽपि सर्वत्र । शुक्तिकायामरजताकारायाम् 'इदं रजतम्'इति रजताकारतया ज्ञानं विपर्ययो विपरीतख्यातिरित्यर्थः । इतिशब्द उल्लेखार्थः अग्रेऽपि । उदाहरणसूत्रं चेदम्—अन्येषामपि प्रत्यक्षयोग्यविषयविपर्ययाणां पीतशङ्खज्ञानादीनाम्, तदितरप्रमाणयोग्यविषयविपर्ययाणां हेत्वाभासादिसमुत्थज्ञानानां चोपलक्षणार्थम् ।

§२ अत्र विवेकाख्यातिवादी वदति 'विवादास्पदम्—इदं रजतम्'इति प्रत्ययो न वैपरीत्येन स्वीकर्तव्यः, तथा विचार्यमाणस्य तस्यानुपपद्यमानत्वात् । यद् यथा विचार्यमाणं नोपपद्यते, न तत् तथा स्वीकर्तव्यम्, यथा—स्तम्भः कुम्भरूपतयेति ।

न चेदं साधनमसिद्धिमधारयत् । तथाहि—किमिदं प्रत्ययस्य वैपरीत्यं स्यात्—अर्थक्रियाकारिपदार्थाप्रत्यायकत्वम्, अन्यथा प्रथनं वा ? आद्ये भेदे, विवादास्पदप्रत्ययप्रत्यायिते पदार्थे किमर्थक्रियामात्रमपि नास्ति, तद्विशेषसाध्या वा सा न विद्यते ? नाद्यः पक्षः,

शुक्तिसाध्यायास्तस्या भावात् । द्वितीये तु ज्ञानकाले सा नास्ति, कालान्तरेऽपि वा ? ज्ञानकाले तावत् तथ्यकलधौतबोधेऽपि क्वापि सा नास्त्येव । कालान्तरे तु प्रचुरतरसमीरसमीरणाशुव्यपायिपयोबुद्बुदबोधेऽपि सा न विद्यत एव । तन्नार्थक्रियेत्यादिपक्षः क्षेमकारः ।

तत्पुरस्सरपक्षे तु, तथाविधवैपरीत्यं तस्य स्वेनैव, पूर्वज्ञानेन, उत्तरज्ञानेन वाऽवसीयेत ? । न स्वनैव, तेन स्वस्य वैपरीत्यावसाये प्रमातुः प्रवृत्त्यभावप्रसङ्गात् । अथ पूर्वज्ञानेन ; किं स्वकालस्थेन, तत्कालस्थेन वा ? नाद्येन, तत्काले वैपरीत्यास्पदसंवेदनस्यासत्त्वात् । नापि द्वितीयेन, ज्ञानयोर्यौगपद्यासंभवात् ।

अथोत्तरज्ञानेन, तत्किं विजातीयम्. सजातीयं वा स्यात् ? विजातीयमप्येकसन्तानम्, भिन्नसन्तानं वा ? भेदद्वयेऽपि घटज्ञानं पटज्ञानस्य वैपरीत्यावसायि भवेत् । सजातीयमप्येकविषयम्, भिन्नविषयं वा ? एकविषयमप्येकसन्तानम्, भिन्नसन्तानं वा ? द्वयमपीदं संवाददत्तहस्तावलम्बं कथं वैपरीत्यावबोधधुराधौरेयतां दधीत ? भिन्नविषयमप्येकसन्तानम्, भिन्नसन्तानं वा ? उभयत्रापि पटज्ञानं पटान्तरज्ञानस्य तथा भवेत् ।

अथ न सर्वमेवोत्तरज्ञानं प्राक्तनस्याऽन्यथात्वावबोधबद्धकक्षम्, किन्तु यदेव बाधकत्वेनोल्लसति । ननु किमिदं तस्य तद्बाधकत्वम्—तदन्यत्वम्, तदुपमर्दकत्वम्, तस्य स्वविषये प्रवर्तमानस्य प्रतिहन्तृत्वम्, प्रवृत्तस्यापि फलोत्पादप्रतिबन्धकत्वं वा ? प्राचि पक्षे, मिथ्याज्ञानमपि तस्य बाधकं स्यात्, अन्यत्वस्योभयत्राऽविशेषात् । द्वितीये घटज्ञानं पटज्ञानस्य बाधकं स्यात्, तस्यापि तदुपमर्देनोत्पादात् । तृतीये, न प्रवृत्तिस्तस्य तेन प्रतिहन्तुं शक्या, यत्र क्वचन गोचरे प्रागेव प्रवृत्तत्वात् । तुरीयेऽपि, न फलोत्पत्तिस्तस्य तेन प्रतिबन्धुं पार्यते, उपादानादिसंविदोऽपि प्रथममेव समुत्पन्नत्वात् ।

किञ्च, विपरीतप्रत्यये रजतमसच्चकास्ति, सद् वा ? असच्चेत् । असत्ख्यातिरेवेयं स्यात् । सच्चेत् । तत्रैव, अन्यत्र वा ? यदि तत्रैव, तदा तथ्यपदार्थख्यातिरेवेयं भवेत् । अन्यत्र तु सतः कथं तत्र प्रतीतिः, पुरस्सरगोचर एव चक्षुरादेर्व्यापारात् ? दोषमाहात्म्यादिति चेत् । न, दोषाणामिन्द्रियसामर्थ्यकदर्थनमात्रचरितार्थत्वेन विपरीतकार्योत्पत्तिं प्रत्यकिञ्चित्करत्वात् । ततस्तथा विचार्यमाणस्य तस्यानुपपद्यमानत्वमसिध्यदेव ।

नापि व्यभिचारि, विपक्षादत्यन्तं व्यावृत्तेः । अत एव न विरुद्धमपि । ततः सत्यमेवैतत् संवेदनद्वयम्—इदमिति प्रत्यक्षम्, रजतमिति तु स्मरणम् । करणोद्भवदोषवशाच्छुक्तिरजतयोः प्रत्यक्षस्मरणयोश्च भेदाप्रतिभासाद् भेदाख्यातिरियमुच्यत इति ॥

તેનું ઉદાહરણ—

યથા છીપમાં 'આ રજત-ચાંદી છે' એવુ જ્ઞાન થવું તે. ૧૧.

§ ૧ સૂત્રમાં 'યથા' શબ્દ ઉદાહરણના ઉપન્યાસ માટે છે. હવે પછીના સૂત્રોમાં જ્યાં જ્યાં 'યથા' શબ્દ આવે તે ઉદાહરણ માટે જાણવો. રજતના આકાર વિનાની છીપમાં 'આ રજત–ચાંદી છે,' એટલે કે રજતાકારવાળી છે એવું જે ભાન તે વિપર્યય અર્થાત્ વિપરીતખ્યાતિ કહેવાય છે–એમ સૂત્રનો અર્થ સમજવો. અહીં સૂત્રમાં इति શબ્દ ઉલ્લેખ–જ્ઞાનનો પ્રકાર બતાવવા માટે છે. હવે પછીના સૂત્રોમાં પણ इति શબ્દ ઉલ્લેખના અર્થનો સૂચક જાણવો. આ સૂત્રને માત્ર ઉદાહરણ સૂત્ર સમજવું, એટલે તે પ્રત્યક્ષને યોગ્ય વિષયમાં થનાર પીતશંખાદિ વિપર્યય જ્ઞાનોનું અને પ્રત્યક્ષથી ભિન્ન પરોક્ષ પ્રમાણને યોગ્ય વિષયમાં થનાર હેત્વાભાસાદિથી ઉત્પન્ન થનાર વિપર્યય જ્ઞાનોનું સૂચન કરવા માટે છે–એમ સમજવું.

§ ૨ આ બાબતમાં વિવેકાખ્યાતિવાદી (પ્રાભાકર) આ પ્રમાણે કહે છે—વિવાદાસ્પદ છીપમાં 'આ રજત છે' એવું જે જ્ઞાન છે, તેને વિપર્યય–વિપરીત–ખ્યાતિ કહેવી ન જોઈએ. કારણ કે–વિચાર કરતાં તે જ્ઞાન વિપર્યયરૂપે સિદ્ધ થઈ શકતું નથી અને જે પદાર્થ વિચારતાં જે રીતે સિદ્ધ ન થાય તે રીતે તેને સ્વીકારવો ન જોઈએ. જેમકે–જે સ્તંભ છે તે વિચાર વડે કુંભરૂપે સિદ્ધ થતો નહીં હોવાથી કુંભરૂપે માન્ય થતો નથી.

'વિચાર કરતાં તે જ્ઞાન વિપર્યયરૂપે સિદ્ધ થઈ શકતું નથી'-આ હેતુ અસિદ્ધ નથી, એટલે કે વિચારથી વિપર્યય સિદ્ધ થતો નથી, તે આ પ્રમાણે–જ્ઞાનમાં વૈપરીત્ય એટલે શું ? જ્ઞાન વડે અર્થક્રિયાકારિપદાર્થનો પ્રત્યય નથી થતો એ વૈપરીત્ય કે અન્યથાપ્રથન એટલે કે જે રૂપે હોય તેથી વિપરીતરૂપે જ્ઞાન થવું તે વૈપરીત્ય છે ? પ્રથમ પક્ષ માનો તો–વિવાદાસ્પદ જ્ઞાનથી જાણેલ પદાર્થમાં અર્થક્રિયાનો જ અભાવ છે કે પદાર્થવિશેષ રજતથી સાધ્ય એવી અર્થક્રિયા નથી ? શુક્તિ–છીપથી સાધ્ય અર્થક્રિયા વિદ્યમાન હોવાથી પહેલો પક્ષ યોગ્ય નથી. બીજા પક્ષે પૂછવાનું કે તે અર્થક્રિયા જ્ઞાનકાળે નથી કે કાલાન્તરમાં પણ નથી ? જ્ઞાનકાળમાં નથી એમ કહો તો–સત્યરજતના જ્ઞાન પ્રસંગે પણ જ્ઞાનકાલે ક્યાંઈ અર્થક્રિયા નથી. કાલાન્તરમાં પણ નથી એમ કહો તો–અતિપ્રચંડ વાયુના વેગથી જલદી નાશ પામનાર પાણીના પરપોટાઓમાં પણ તે નથી કારણ કે જ્ઞાન પછી તરત જ પરપોટાઓનો જ નાશ થઈ ગયેલ હોવાથી તેની અર્થક્રિયા સંભવતી જ નથી. માટે અર્થક્રિયાવિષયક આ વિકલ્પ કંઈ પણ ઇષ્ટસાધક નથી.

તે પછીના બીજા વિકલ્પ અન્યથાપ્રથન વિષે પૂછવાનું કે–તે રજતજ્ઞાનની તેવા પ્રકારની વિપરીતતા સ્વયં તે જ્ઞાન પોતે જ જાણે છે કે તેના પહેલાનું જ્ઞાન જાણે છે કે તેના પછીનું જ્ઞાન જાણે છે ? જ્ઞાન પોતે જ જો પોતાનું વૈપરીત્ય જાણતું હોય તો પ્રમાતાની પ્રવૃત્તિ થાય જ નહીં. માટે જ્ઞાન પોતે પોતાનું વૈપરીત્ય જાણે છે એમ કહેવાય નહીં. તેની પહેલાંના જ્ઞાનથી વૈપરીત્ય જણાય છે, એમ માનો તો–તે પૂર્વકાલિકજ્ઞાન પોતાના અસ્તિત્વ કાલે એટલે કે–વિપર્યયજ્ઞાનોત્પત્તિ થયા પહેલાં જ વિપર્યયને જાણે છે કે વિપર્યય જ્ઞાનના કાળમાં ? પોતાના અસ્તિત્વકાળમાં તે જ્ઞાન વિપર્યય જાણી શકશે નહીં, કારણ કે–તે કાળે વિપર્યયના

આશ્રયભૂત જ્ઞાનનો જ અભાવ છે, અર્થાત્ વિપર્યય જ્ઞાન પોતે છે જ નહીં તો–વિપર્યયનું જ્ઞાન કેમ બને ? બીજો પક્ષ પણ કહી શકાશે નહીં, કારણ કે–એકી સાથે બે જ્ઞાન હોતાં નથી. ઉત્તરજ્ઞાન–તેની વિપરીતતા જાણે છે એમ કહો તો–તે ઉત્તરજ્ઞાન વિજાતીય છે કે સજાતીય ? વિજાતીય હોય તો–તે એક સંતાન–એક જ પુરુષનું છે કે ભિન્ન સંતાનનું–ભિન્ન પુરુષનું ? આ બન્ને પ્રકારમાં ઘટજ્ઞાન દ્વારા પટજ્ઞાનની વિપરીતતાનો નિશ્ચય પ્રાપ્ત થશે. સજાતીય કહો તો–તે એકવિષયવાળું છે કે ભિન્નવિષયવાળું ? એકવિષયવાળું પણ એક સંતાનનું છે કે ભિન્નસંતાનનું છે? આ બન્ને પ્રકારનું જ્ઞાન તો સંવાદરૂપ હોઈ હાથના ટેકારૂપ છે, તેથી જ્ઞાનગત વિપર્યયના બોધની ધુરાને ધારણ કેમ કરી શકે ? અર્થાત્ એ બન્ને પ્રકારનાં જ્ઞાનો સંવાદી બનતાં હોઈ વિપર્યય સિદ્ધ કરી શકે નહીં. ભિન્નવિષયવાળું પણ એક સંતાનનું કે ભિન્ન સંતાનનું ? આ બન્ને પક્ષમાં એક પટજ્ઞાન બીજા પટના જ્ઞાનના વિપર્યયને સિદ્ધ કરી દેશે, પણ આવા પ્રસંગમાં પરસ્પર બાધા હોતી નથી, તેથી ત્યાં તેમને વિપર્યયના સાધક મનાય નહીં.

**જૈન**—બધાં ઉત્તરજ્ઞાનો પૂર્વજ્ઞાનની વિપરીતતાનાં બોધક નથી, પરંતુ જે જ્ઞાન બાધકરૂપે ઉત્પન્ન થયું હોય તે જ પૂર્વજ્ઞાનની વિપરીતતાનું બોધક છે.

**પ્રાભાકર**–અહીં બાધકરૂપતા એટલે શું ? બાધક એટલે જે તદન્ય હોય અર્થાત્ તેથી ભિન્ન હોય તે, કે તદુપમર્દક–એટલે તેને દબાવી દેનાર હોય તે, કે તેને પોતાના વિષયમાં પ્રવૃત્ત થવા ન દે તે, કે સ્વવિષયમાં પ્રવૃત્ત પૂર્વજ્ઞાનને ફલ ઉત્પન્ન કરવામાં જે પ્રતિબન્ધક હોય તે–અર્થાત્ તેના ફળને જે ઉત્પન્ન થવા ન દે તે ? આ ચાર પ્રકારમાંથી પહેલો પ્રકાર માનો તો મિથ્યાજ્ઞાન પણ પૂર્વજ્ઞાનનું બાધક થઈ જશે, કારણું કે–તે મિથ્યાજ્ઞાન અન્ય સમ્યગ્જ્ઞાન જેમ જ પૂર્વજ્ઞાનથી ભિન્ન તો છે જ. બીજા પ્રકારમાં ઘટજ્ઞાન પટજ્ઞાનનું બાધક થશે, કારણ કે–ઘટજ્ઞાન પટજ્ઞાનનો ઉપમર્દ કરીને ઉત્પન્ન થાય છે. ત્રીજા પ્રકાર વિષે કહેવાનું કે પૂર્વજ્ઞાનની પ્રવૃત્તિ કોઇને કોઇ વિષયમાં થઈ ચૂકી જ છે, માટે ઉત્તરજ્ઞાન પૂર્વજ્ઞાનની પ્રવૃત્તિનું ઘાતક– પ્રતિબંધક થઇ શકતું નથી. ચોથા પ્રકાર વિષે કહેવાનું કે–ઉત્તરજ્ઞાનથી પૂર્વજ્ઞાનની ફલોત્પત્તિનો પ્રતિબન્ધ થવો શક્ય નથી, કારણ કે-ઉપાદાન બુદ્ધયાદિરૂપ ફલ તો પહેલાંથી જ થઈ ગયેલ છે. અર્થાત્ ઉત્તરજ્ઞાન ફલનો પ્રતિબંધ કરે તે પહેલાં જ વસ્તુજ્ઞાન પછી તે વિષેની હેયોપેયાદિ બુદ્ધિ તો ઉત્પન્ન થઇ જ ગઇ હોય છે. તેથી ઉત્તરજ્ઞાનથી તેનો પ્રતિબન્ધ થવો અશક્ય છે.

વળી, વિપરીત જ્ઞાનમાં રજતનું જે ભાન થાય છે તે અસત્ રજતનું થાય છે કે સત્ રજતનું ? અસત રજતનું ભાન થયું હોત તો-આ અસત્ખ્યાતિ થઇ, એટલે કે અસત્નું ભાન થયું. અને સત્ રજતનું ભાન થતું હોય તો –તે તે જ સ્થળે સત્ છે કે અન્ય સ્થળે ? જો તે જ સ્થળે સત્ હોય તો–એ તથ્ય પદાર્થની ખ્યાતિ જ થઇ અર્થાત્ યથાર્થજ્ઞાન જ થયું. અને જો અન્ય સ્થળમાં તે સત્ હોય તો ત્યાં (સમક્ષ) તેનું જ્ઞાન કેવી રીતે થાય ? કારણ કે ચક્ષુ આદિ

ઇન્દ્રિયોનો વ્યાપાર સન્મુખ રહેલા પદાર્થોમાં જ થાય છે પણ અસન્મુખમાં થતો નથી.

शंका—ચક્ષુ આદિ ઇન્દ્રિયગત દોષના પ્રભાવથી અન્યત્ર રહેલ રજત અન્યત્ર જણાય છે.

समाधान—તે યોગ્ય નથી કારણ કે–દોષો તો ઇન્દ્રિયોના સામર્થ્ય ને નાશ કરવામાં જ ચરિતાર્થ થતા હોઇ વિપરીતકાર્યોત્પત્તિમાં તો તે અકિંચિત્કર છે. એટલે 'વિચાર કરતાં તે જ્ઞાન વિપરીત સિદ્ધ થઈ શકતું નથી' અમારો એ હેતુ સિદ્ધ જ છે.

આ હેતુ વ્યભિચારી પણ નથી, કારણ કે- વિપક્ષથી અત્યન્ત વ્યાવૃત્ત પૃથગ્ છે અને વિપક્ષમાંથી અત્યન્તવ્યાવૃત્ત છે માટે વિરુદ્ધ પણ નથી.

માટે છીપમાં 'આ રજત છે' એવું જે જ્ઞાન છે, તે પ્રત્યક્ષ અને સ્મરણ ઉભય સ્વરૂપે સત્ય જ છે, કારણ કે–એ જ્ઞાન 'આ' (इदम्) અંશમાં તો પ્રત્યક્ષ છે. અને 'રજત' અંશમાં સ્મરણ છે. પરંતુ ઇન્દ્રિયોમાં ઉત્પન્ન થયેલા દોષના વશથી શુક્તિ અને રજત તથા પ્રત્યક્ષ અને સ્મરણનો ભેદ–વિવેક ન જણાવાથી આ ભેદાખ્યાતિ (ભેદનું અજ્ઞાન) અથવા વિવેકાખ્યાતિ કહેવાય છે, પણ વિપર્યય કહેવાતો નથી.

(૫०) **इति शब्द उल्लेखार्थ** इति उल्लेखो रीतिः। **इतरप्रमाणे**त्यादि इतरशब्देनात्र परोक्षस्याख्या ।

**विवेकाख्यातिवादी**ति भेदाप्रतिभासनवादी। **अर्थक्रियाकारिपदार्थाऽप्रत्यायकत्वमि**ति साध्ये अर्थक्रियाकारिणं पदार्थं न प्रत्येति न परिच्छिनत्ति । **पदार्थे** इति रजतरूपे । **तद्विशेषसाध्ये**ति विवादास्पदप्रत्ययसाध्या । **शुक्तिसाध्याया** इति कुङ्कुमनिक्षेपादिकायाः । **द्वितीये त्विति** तद्विशेषसाध्येत्यस्मिन्। **तावत् तथ्यकलधौतवोधेऽपी**ति न केवलं विपरीतबोधे। **क्वापि सा नास्त्येवे**ति **सा** क्रिया। **आशुव्यपायिपयोबुद्बुदबोधेऽपी**ति बुद्बुदेष्वपयस्सु बुद्बुदज्ञानमपि चाक्षुषं विनष्टम् । अतो ज्ञानस्य कालान्तरम् ।

**तत्पुरस्सरपक्षे त्वि**ति अन्यथाप्रथनपक्षे । **वैपरीत्यावसाये** इति । तत् स्वस्य वैपरीत्यमवस्यति स्वयमेवेति विकल्पे। **पूर्वज्ञानेने**ति विपरीतज्ञानात् पूर्वज्ञानेन । **स्वकालस्थेने**।त पूर्वकालस्थेन । **तत्कालस्थेने**ति वैपरीत्यकालस्थेन । **तत् किमित्यादि तदुत्तरज्ञानम्** ।

**विजातीयमि**ति आदौ [१]पटज्ञानं पश्चात् [२]घटज्ञानमिति विजातीयम्। **सजातीयमिति** आदौ पटज्ञानं पश्चादपि पटज्ञानमिति सजातीयम्।

**एकसन्तानमि**ति एकप्रमातृगतम् । **भिन्नसन्तानमि**ति भिन्नप्रमातृगतम् । **पटज्ञानस्य वैपरीत्यावसायि भवेदि**ति । यद्यदुत्तरज्ञानं तेन तेन पाश्चात्यस्य वैपरीत्यमवसीयते। ततश्च [३]घटज्ञनेनोत्तरेण [४]पटज्ञानस्य पाश्चात्यस्य वैपरीत्यमवसीयताम्[५] । **एकविषयमि**ति एकं पटं पश्यति । **भिन्नविषयमि**ति बहून् पटान् पश्यति । **संवाददत्तहस्तावलम्बमि**ति स्वविषयनियतम्। **तथा भवेदि**ति वैपरीत्यावसायि भवेत् ।

१ घट मु। २ पट मु। ३ पट° ल। ४ घट° ल। ५ °यते ल।

**सर्वमेवे**ति पटज्ञानम् । **प्राक्तनस्ये**ति पटान्तरज्ञानस्य । **मिथ्याज्ञानमपी**ति न केवलं सत्यज्ञानम् । **प्रागेव प्रवृत्तत्वादि**ति उत्तरज्ञानात् प्राक् । **उपादानादिसंविदोऽपी**ति । यदैव तज्ज्ञानमुत्पन्नमुपादित्साऽपि तदैव जाता ।

**तत्रैवे**ति विपरीतप्रत्यये । **अन्यत्रे**ति टङ्कशैलादौ । **तदा तथ्यपदार्थख्यातिरि**ति सत्ख्यातिरेव । **पुरस्सरगोचर एवे**ति पुरोवर्तिपदार्थगोचर एव । **विपरीतकार्योत्पत्तिमि**ति अन्यत्र सतो रजतस्य तत्र चकासनं विपरीतकार्योत्पत्तिः । **तथा विचार्यमाणस्ये**ति तथा वैपरीत्येन विचार्यमाणस्य । **तस्ये**ति विपरीतप्रत्ययस्य । **व्यभिचारी**ति अनैकान्तिकम् ।

(टि०)– **उदाहरणसूत्रमि**त्यादि । **तदितरे**ति प्रत्यक्षेतरम् ।

**अत्र विवेकाख्यातिवादी** प्रभाकरः । **तद्विशेषे**ति तेन पदार्थेन विशेषेण रजतलक्षणेन साध्या साऽर्थक्रिया । **तस्या** इति अर्थक्रियायाः । **सेति** अर्थक्रिया । **तत्पुर** इत्यादि । **तथे**ति अन्यथा प्रथनरूपम् । **तस्ये**ति रजतज्ञानस्य । **स्वैनैवे**ति तत्कालोत्पन्नरजतज्ञानेन । **पूर्वज्ञानेने**ति तस्मात्तत्कालपूर्वकालोत्पन्नेन । **अथ पूर्वे**ति भ्रान्तिज्ञानपूर्वकालभावि यत्तत्पदार्थविषयेन ज्ञानेन । **तत्काले**ति उत्तरज्ञानकालस्थेन । **तत्काले** इति पूर्वज्ञानकाले । **ज्ञानयोरि**ति ज्ञानद्वयमेककाले न सम्भवति, "जुगवं दो नत्थि उवओगा" इति वचनात् । आदौ घटज्ञानं पश्चात् पटज्ञानमिति **विजातीयम्** । आदौ पटज्ञानं पश्चादपि पटज्ञानमिति **सजातीयम्** ।

**एकसन्तानमि**ति एकपुरुषस्थज्ञानसन्तानम् । **उभयत्रापी**ति । **तथे**ति वैपरीत्यावसायि जायेत । **इदं तस्ये**ति पूर्वज्ञानस्य । **तदि**ति उत्तरज्ञानम् । **तस्ये**ति पूर्वज्ञानस्य । **उभयत्रे**ति मिथ्याज्ञाने सत्यज्ञाने च । **तस्यापी**ति घटज्ञानस्यापि । **तदुपमर्देने**ति पटज्ञानोपमर्देन । **तस्ये**ति पूर्वज्ञानस्य । **तेने**ति बाधकस्वभावेनोत्तरज्ञानेन । **न फलोत्पत्तिरि**त्यादि । **तस्ये**ति पूर्वज्ञानस्य । **तेने**ति उत्तरज्ञानेन । **उपादाने**ति अर्थग्रहणादिज्ञानस्य । **अन्यत्रे**ति हट्टपट्टादौ । **तत्रे**ति विपरीतप्रत्यये । **असिध्यदेवे**ति सिद्धमेवेत्यर्थः । **विपक्षादि**ति स्वीकर्त्तव्यलक्षणात् । **अत एवे**ति विपक्षादत्यन्तव्यावृत्तेरेव । **एतत्संवेदने**ति एतत्प्रत्यक्षस्मरणज्ञानोभयम् ।

§३ अत्राभिदध्महे—ये तावत् साधनासिद्धिविध्वंसनाय व्यधायिषत विकल्पाः, तत्र शुक्त्यादिरूपतयाऽन्यथास्थितार्थस्यान्यथारजताद्यर्थप्रकारेण यत्प्रथनं तत्स्वरूपं वैपरीत्यं 'नेदं रजतम्' इत्येवं तदुपमर्दतः पश्चादुज्जृम्भमाणेन बाधकेनाऽवधार्यत इति ब्रूमः । तथा च अन्यथाप्रथनोत्तरज्ञानतदुपमर्दकत्वविकल्पाभ्यां शेषं तु विकल्पनिकुरम्बं तुण्डताण्डवाडम्बरविडम्बनामात्रफलमेव ।

अथ विजातीयं सजातीयं वा तदित्यादिप्रकारेषु किमुत्तरं ते स्यात् ? ननु वितीर्णमेव । अस्तु यत्किञ्चित् । तदुपमर्देन चेदुत्पद्यते, तदा तदखिलं बाधकं सत् तस्य तथात्वमाविष्करोतीति ।

उपमर्दश्च न प्रध्वंसः, यतः पटज्ञानप्रध्वंसेनोत्पद्यमानस्य घटज्ञानस्य बाधकत्वं स्यात् । किन्तु तत्प्रतिभातवस्त्वसत्त्वख्यापनम्—'यन्मदीयवेदने रजतमिति प्रत्यभात्, तद् रजतं न भवत्येव' इति ।

अपि च, भेदाख्यातावपि प्रत्यक्षस्मरणयोर्भेदाख्यानं किं स्वेनैव वेद्यते ?– इत्यादि सकलविकल्पपेटकमाटीकत एव–इति स्ववधाय कृत्योत्थापनमेतद् भवतः ।

જૈન–તમારા અનુમાનના હેતુની અસિદ્ધતા દોષને દૂર કરવાને તમોએ જે વિકલ્પો કર્યા તેમાં અમારું કહેવું એમ છે કે–અન્યરૂપે અર્થાત્ છીપ આદિરૂપે રહેલ પદાર્થનું અન્યરૂપે એટલે રજતાદિરૂપે જે જ્ઞાન તે જ વિપર્યય છે,અને તેનું અવધારણ-નિશ્ચય 'આ રજત નથી' એવું જ્ઞાન જે તેનો ઉપમર્દ કરી બાધકરૂપે ઉત્પન્ન થાય છે, તે વડે થાય છે. આથી કરીને અન્યથાપ્રથન અને ઉત્તરજ્ઞાન તેનું ઉપમર્દક છે, આ બે વિકલ્પો સિવાયનો વિકલ્પસમૂહ મુખની વાચાળતાના આડંબરરૂપ હોઇ માત્ર વિડમ્બનારૂપ છે. અર્થાત્ વ્યર્થ છે.

शंका—તે વિજાતીય છે કે સજાતીય ? વિગેરે વિકલ્પો વિષે તમારો શો ઉત્તર છે ?

समाधान—ઉત્તર અપાઈ જ ગયો છે. તે ગમે તેવું હો, પણ જો તે તેનો ઉપમર્દ કરી ઉત્પન્ન થતું હોય તો તે સઘળું એનું બાધક થઇને પૂર્વજ્ઞાનના વૈપરીત્યને પ્રગટ કરે છે.

અને ઉપમર્દ એ પ્રધ્વંસ નથી કે જેથી કરીને પટજ્ઞાનનો પ્રધ્વંસ કરી ઉત્પન્ન થતું ઘટજ્ઞાન પટજ્ઞાનનું બાધક થઈ જાય. પણ ઉપમર્દનો અર્થ તો એ છે કે–પ્રથમ જ્ઞાનમાં પ્રતિભાત વસ્તુની અસત્તાનું ભાન કરાવવું એટલે કે–'મારા જ્ઞાનમાં જે રજત જણાયું છે તે રજત નથી જ.' આ પ્રકારનું જ્ઞાન થવું તે છે.

વળી, ભેદાખ્યાતિ વિષે પણ પ્રત્યક્ષ અને સ્મરણનું ભેદાખ્યાન 'શું સ્વતઃ જણાય છે' ઈત્યાદિ તમે કરેલ સમસ્ત વિકલ્પસમૂહ લાગુ પડે છે, અને આમ કરીને તમોએ પોતે જ પોતાના વધ માટે આ વિકલ્પસમૂહરૂપ કૃત્યા–મારી–મરકીનું ઉત્થાપન કરેલ છે.

(प० ) **पश्चादुज्जृम्भमाणेन बाधकेनावधार्यते** इति उत्तरज्ञानेनावधार्यते ।

**तदखिलमि**ति विजातीयं वा सजातीयं वा । **तथात्वमि**ति वैपरीत्यम् । **तत्प्रतिभातवस्त्वसत्त्वख्यापनमि**ति असत्त्वख्यापनमुपमर्दः ।

**स्ववधाय कृत्योत्थापनमेतदि**ति । यथा कश्चित् **कृत्यां** मारिमु[१]त्थापयति । सा चोत्थिता सती तमेव हन्ति ।

(टि०) **अथ विजातीयमित्यादि** । **तदि**ति उत्तरज्ञानम् । **ते** इति हे समाधानवादिन् तव । **तस्ये**ति रजतमिति प्रत्ययस्य । **तथात्वमि**ति वैपरीत्यम् । **किन्तु तत्प्रती**ति तेन पूर्वज्ञानेन **प्रतिभातं** प्रतिभासितं यद् **वस्तु** तस्य **असत्त्वख्यापनम्** ।

**अपि चे**त्यादि । **भेदाख्याताविति** विवेकाख्यातावपि ।

अथ प्रकृतज्ञाने रजतप्रतिभाने कथं तेन शुक्तिकाऽपेक्ष्येत ? तन्न, संवृतस्वाकारायाः समुपात्तरजताकारायाः शुक्तिकाया एवात्र प्रतिभानात् । वस्तुस्थित्या

१ मुपस्था° ल । २ अथ पूर्वानुभूतरजतप्रतिभाने मुपा ।

हि शुक्तिरेव सा, त्रिकोणत्वादिविशेषग्रहणाभावात्तु संवृतस्वाकारा, चाकचिक्यादि-साधारणधर्मदर्शनोपजनितरूप्यस्मरणाऽऽरोपितरजताकारत्वाच्च समुपात्तरजताकारा इत्यभिधीयते । यत् खलु यत्र कर्मतया चकास्ति तत् तत्राऽऽलम्बनम् । एतच्च शृङ्ग-ग्राहिकया निर्दिश्यमानायां शुक्तौ समस्त्येव । सैव हि दोषवशात् तथा प्रतिभाति ।

दृष्टं च दोषवशाद् विपरीतकार्योत्पादकत्वम् । यथाक्षिप्तमन्दाक्षलक्ष्मीकायाः कुल-पक्ष्मलाक्ष्यास्तद् तद् विरुद्धवीक्षणभाषणादि । त्वयाऽपि चैतदङ्गीकृतमेव, प्रकृतरजत-स्मरणस्याऽनुभूतरजतदेशानुसारिप्रवृत्तिजनकत्वौत्सर्गिककार्यपरिहारेण पुरोदेश एव प्रवृत्ति-जनकत्वस्वीकारात् । भेदाऽग्रहणं सहकारिणमपेक्ष्य प्रकृतरजतस्मरणस्य तदविरु-द्धमिति चेत् । दोषान् सहकारिणोऽपेक्ष्य हृषीकस्यापि तत् तथास्तु ।

शंका—પ્રસ્તુતમાં 'આ રજત છે' એવું પ્રતિભાન-જ્ઞાન છે તો તે જ્ઞાન છીપની અપેક્ષા કઈ રીતે રાખે ?

समाधान—આ શંકા ન કરવી કારણ કે-પોતાના સ્વરૂપને ઢાંકી દઈ રજત રૂપને સ્વીકારનાર છીપનું જ 'આ રજત છે' એ પ્રકારે પ્રતિભાન-જ્ઞાન થાય છે, એટલે ખરી રીતે તો એ છીપ જ છે, પણ છીપમાં રહેલ ત્રિકોણત્વાદિ વિશેષ ધર્મોનું ગ્રહણ-જ્ઞાન ન થવાથી તે છીપે પોતાના વિશેષસ્વરૂપને ઢાંકી દીધું છે એમ કહેવાય, અને ચાકચિક્યાદિ-ચળકાટ વિગેરે છીપ અને રજતના સાધારણ ધર્મોના દર્શનથી ઉત્પન્ન થતાં રજતસ્મરણના કારણે છીપ ઉપર રજતાકારનો આરોપ થઈ જવાથી છીપે રજતાકારને ધારણ કર્યો છે એમ કહેવાય. અર્થાત્ સમક્ષમાં છીપ છતાં રજતનું જ્ઞાન થાય છે, તે સાધારણ ધર્મોને કારણે છે. આ પ્રકારે રજતજ્ઞાનમાં છીપની અપેક્ષા છે. જે પદાર્થ જે જ્ઞાનમાં કર્મરૂપે જણાય છે, તે પદાર્થ તે જ્ઞાનમાં આલંબન-વિષય-જ્ઞેય કહેવાય છે. અને આંગળીથી નિર્દેશ કરાતી છીપ અહીં આલંબન છે જ, અને તે જ છીપ નેત્રદોષના કારણે રજતરૂપે જણાય છે.

દોષના બળથી વિપરીત કાર્યોત્પત્તિ થાય છે તે અનુભવસિદ્ધ છે, જેમકે-લજ્જારૂપ શોભાનો ત્યાગ કરનારી કુલબાલિકા (કુલાંગના)માં પણ વ્યવહાર-વિરુદ્ધ જોવું બોલવું વિગેરે વિરુદ્ધકાર્યોત્પત્તિ લજ્જાત્યાગરૂપ દોષના બળથી દેખાય છે. અને તમોએ પણ દોષના વશથી વિપરીતકાર્યોત્પત્તિ માનેલી જ છે. કારણ કે-પ્રસ્તુતમાં રજતસ્મરણ અનુભવેલ રજતના દેશમાં ઔત્સર્ગિક પ્રવૃત્તિ કરાવવાને બદલે સન્મુખ દેશમાં પ્રવૃત્તિની ઉત્પત્તિ કરાવે છે, એમ તમે સ્વીકારો છો.

**પ્રાભાકર**—પ્રકૃત રજતસ્મરણના સહકારમાં જ્યારે ભેદાગ્રહણ હોય છે, ત્યારે આવી વિરુદ્ધ પ્રવૃત્તિની ઉત્પત્તિ બની શકે છે, તેમાં કશો વિરોધ નથી.

જૈન—અમે પણ એમ કહીશું કે-ઇન્દ્રિય પણ જ્યારે દોષસહકૃત હોય ત્યારે વિરુદ્ધજ્ઞાન ઉત્પન્ન કરે છે.

(प०) **अथ प्रकृतज्ञाने**[1][इ]त्यवधार्यते । **रजतप्रतिभाने** इति मौलपाठः । पूर्वानुभूतरजतप्रतिभाने इति पाठान्तरम् । पूर्वानुभूतं टङ्कशिलादिकम् । **तेनेति** विवादास्पदप्रत्ययेन । **शुक्तिकापेक्ष्येते**ति शुक्तिकापेक्षा न युक्तेत्यर्थः । तस्मात् सत्यमेवैतत् संवेदनद्वयमिति भावार्थः । **तन्नेति** विपर्ययज्ञाने रजतप्रतिभासनं न । **अत्र प्रतिभानादि**त्यतोऽग्रे एतदेव व्याख्यातीति गम्यम् । **कर्मतये**ति देवदत्तः शुक्तिशकलं रजतरूपं पश्यति । **गृह्णग्राहिकये**ति अङ्गुलिनिर्देशेन ।

**त्वयापि चैतदङ्गीकृतमेवेति** शुक्तेरालम्बनत्वम् ।

(टि०)– **कथं तेने**ति रजतज्ञानेन । **एवात्रे**ति रजतज्ञानप्रदेशे । **यत्खल्वि**ति **यद्** वस्तु **यत्र** ज्ञाने यथा घटे ज्ञानं जानाति, यथा ज्ञाने घटं जानाति इत्यत्र दृश्यते । **तदि**ति वस्तुचकासनम् । **तत्रे**ति ज्ञाने । **एतच्चे**ति वस्त्वालम्बनम् । **गृह्णे**ति अङ्गुलीनिर्देशेनेत्यर्थः । **सैवे**ति शुक्तिः । **दोषे**ति नेत्रदोषः । **तथे**ति रजतत्वेन । **औत्सर्गिके**ति मुख्यम् । **भेदाग्रहणमि**ति इदं रजतमिति प्रत्ययज्ञाने प्रत्यक्षस्मरणयोः । **तदि**ति पुरोदेशे प्रवृत्तिजनकत्वं विपरीतकार्योत्पादकत्वं वा । **हृषीकस्ये**ति इन्द्रियस्य । **तदि**ति पुरोदेशे प्रवृत्तिजनकत्वम् । **तथे**ति अविरुद्धम् ।

किञ्च, प्रत्यभिज्ञानेन रजतसंवित्तेः शुक्तिगोचरत्वमवस्थाप्यते—यदेव मम रजतत्वेन पूर्वमचकात्, तदेवेदं शुक्तिशकलम्—इत्येवं तस्योत्पादात् । अनुमानेन च—विवादपदं रजतज्ञानं शुक्तिगोचरम्, तत्रैव प्रवर्तकत्वाद्, यदेवं तदेवं यथा सत्यरजतज्ञानं रजतगोचरम्—इति विचारेण वैपरीत्यस्योपपत्तेरसिद्धिदुर्गन्धमेव त्वत्साधनमिति स्थितम् ।

यच्चोक्तम्—शुक्तिरजतयोः प्रत्यक्षस्मरणयोश्च भेदाप्रतिभासादिति, तत्र भेदाप्रतिभासस्तुच्छः कश्चिदुच्येत, अभेदप्रतिभासो वा ? । नाद्यः, प्राभाकरैरभावानभ्युपगमात् । नापि द्वितीयः, विपरीतख्यातिप्रसक्तेः भिन्नयोरभेदेन प्रतिभासात् ।

अथ भेदो व्यावर्तकधर्मयोगः, तस्य चाप्रतिभासः, साधारणधर्मप्रतिभास इति चेत् । न, शुक्तिज्ञाने सत्येऽपि तस्य भावाद्, दीप्रतादेस्तत्राऽपि प्रतिभासात् । अथ न तत्र तस्यैव प्रतिभासः, त्रिकोणतादिव्यावर्तकधर्माणामपि प्रतिभासादिति चेत् । तर्हि सावधारणः साधारणधर्मप्रतिभासः प्रकृतरजतबोधेऽपि नास्त्येव, रजतगतस्य रजतत्वस्यैवं, शुक्तिगतस्य त्वनियतदेशकालस्मर्यमाणरजतासंभविनियतदेशकालत्वस्य व्यावर्तकधर्मस्य प्रतिभानादिति । ग्रहणस्मरणसंवित्ती अपि स्वसंविदिते प्राभाकराणाम् । ते च यदि स्वरूपेण प्रतिभातः, तदा न रजतार्थिनस्तथा प्रवृत्तिः स्यात् ।

अथ ग्रहणं स्मरणरूपतया प्रतिभाति, तदा विपरीतख्यातेरस्पष्टतया प्रतिभानम्, अनुभूतरजतदेशे प्रवृत्तिश्च स्यात् । अथ स्मरणं ग्रहणरूपतया; तदाऽपि विपरीतख्यातिरेव । प्रभूतं चात्र वक्तव्यम्, तच्चोक्तमेव बृहद्वृत्तौ वितत्य श्रीपूज्यैः ।।११।।

વળી, પ્રત્યભિજ્ઞાન દ્વારા પણ પ્રકૃત રજતજ્ઞાનનો વિષય શુક્તિ–છીપ હતી એમ સિદ્ધ થાય છે, કારણ કે–જે પદાર્થ મને પહેલાં રજતરૂપે જણાયો હતો

---

१ ज्ञानेन ल । २ स्यैव मु ।

તે જ પદાર્થ આ શુક્તિશકલ–છીપનો ટુકડો છે–આ પ્રકારે પ્રત્યભિજ્ઞાનની ઉત્પત્તિ થાય છે. અને અનુમાનથી પણ શુક્તિ જ વિષયરૂપે સિદ્ધ થાય છે–'વિવાદાસ્પદ રજતજ્ઞાનનો વિષય શુક્તિ છે, કારણ કે–શુક્તિમાં જ તે પ્રવર્તક છે, જે જ્ઞાન જેમાં પ્રવર્તક હોય તે જ્ઞાનનો તે પદાર્થ વિષય હોય છે, જેમકે–સત્યરજત-જ્ઞાન રજતમાં પ્રવર્તક હોવાથી રજતવિષયક છે.'–આ પ્રકારના વિચાર વડે વૈપરીત્યની સિદ્ધિ થતી હોવાથી 'વિચાર કરતાં તે જ્ઞાન વિપરીત થઈ શકતું નથી' આ તમારો હેતુ અસિદ્ધિ નામના દોષથી દૂષિત છે, એ સિદ્ધ થયું.

વળી, છીપ અને રજત તથા પ્રત્યક્ષ અને સ્મરણના ભેદનું ગ્રહણ ન થવાથી જે ભેદાપ્રતિભાસ તમોએ કહ્યો છે, તે ભેદાપ્રતિભાસ તુચ્છ–અભાવરૂપ છે કે અભેદના પ્રતિભાસરૂપ છે? પહેલો પક્ષ યોગ્ય નથી કારણ કે–પ્રભાકરને અનુસરનાર મીમાંસકો તુચ્છ અભાવને માનતા નથી. બીજો પક્ષ પણ યોગ્ય નથી કારણ કે–ભિન્ન પદાર્થોને અભિન્નરૂપે જાણવામાં વિપરીતખ્યાતિ થઈ જશે.

शंका—ભેદ એટલે વ્યાવર્ત્તકધર્મનો યોગ–સંબંધ છે. તેનો અપ્રતિભાસ એટલે ચાકચિક્ય આદિ સાધારણધર્મનો પ્રતિભાસ એ છે.

समाधान—આમ નથી, કારણ કે–જ્યારે સત્ય શુક્તિજ્ઞાન થાય છે ત્યારે પણ એ સાધારણ ધર્મનો પ્રતિભાસ તો છે જ, એટલે કે–તે વખતે ચાકચિક્યાદિ સાધારણ ધર્મોનો પણ પ્રતિભાસ છે. આથી સાધારણ ધર્મના પ્રતિભાસને ભેદાપ્રતિભાસ કહી શકાય નહીં.

शंका—પણ સત્ય શુક્તિજ્ઞાનમાં માત્ર સાધારણ ધર્મનો જ પ્રતિભાસ છે, એમ નથી પણ તેમાં તો ત્રિકોણત્વાદિ વ્યાવર્તક એટલે શુક્તિને અન્યથી ભિન્ન કરનારા ધર્મોનો પણ પ્રતિભાસ છે, તેથી તે જ્ઞાનને ભેદાપ્રતિભાસ કહી શકાય નહીં પણ ભેદપ્રતિભાસી કહેવું જોઈએ.

समाधान—આનો અર્થ એ થયો કે-જ્યાં માત્ર સાધારણ ધર્મનો પ્રતિભાસ હોય ત્યાં ભેદાપ્રતિભાસ છે, પણ એવો માત્ર સાધારણધર્મનો પ્રતિભાસ તો પ્રકૃત-રજતજ્ઞાનમાં પણ નથી એટલે કે-શુક્તિમાં થતા રજતજ્ઞાનમાં પણ નથી, કારણ કે-સ્મરણના વિષયભૂત રજતનો વ્યાવર્તકધર્મ માત્ર રજતત્વ જ્ઞાત થાય છે. પણ શુક્તિગત જે રજતત્વરૂપ વ્યાવર્તક ધર્મનું જ્ઞાન થાય છે તે રજતત્વ તો સ્મરણના વિષયભૂત રજતનો ધર્મ સંભવે નહીં. કારણ કે સ્મરણ વિષયભૂત રજત દેશકાળમાં નિયત નથી, જ્યારે આ રજતત્વ તો દેશકાળમાં નિયત છે. અર્થાત્ આ જ્ઞાનમાં સાધારણ અને અસાધારણ એમ બન્ને ધર્મનો પ્રતિભાસ છે. વળી અસાધારણ ધર્મમાં પણ સ્મૃતથી જુદો જ અસાધારણ ધર્મ અનુભવાય છે, કારણ કે–સ્મરણમાં જે ધર્મનું સ્મરણ થાય છે તેમાં દેશકાલથી તે નિયત હોતો નથી જ્યારે અનુભવાતો ધર્મ દેશકાલથી નિયત હોય છે. વળી, પ્રત્યક્ષ અને સ્મરણ એ બન્ને જ્ઞાનો પણ પ્રાભાકર(મીમાંસક)ના મતમાં સ્વસંવિદિત છે, એટલે જો તે બન્ને પોત પોતાના સ્વરૂપે જ ભાનમાં આવતાં હોય તો રજતાર્થી પુરુષની સામે પડેલી છીપમાં પ્રવૃત્તિ થશે નહીં.

शंका—પ્રત્યક્ષ સ્મરણરૂપે જણાય છે, એટલે પ્રવૃત્તિ સંભવશે.

समाधान—પણ આમ માનવામાં વિપરીતખ્યાતિનું પ્રતિભાન અસ્પષ્ટરૂપે માનવું પડશે, અને પૂર્વે અનુભવેલ રજત સ્થળમાં પ્રવૃત્તિ સ્વીકારવી પડશે.

शंका—સ્મરણ પ્રત્યક્ષરૂપે જણાય છે, આથી ઉક્તદોષ નિવૃત્ત થશે.

समाधान—તો વિપરીતખ્યાતિ જ થશે.

આ વિષયમાં ઘણું કહેવા જેવું છે, પણ તે બૃહદ્વૃત્તિ-સ્યાદ્વાદરત્નાકરમા પૂજ્યપાદ વાદિદેવસૂરિએ વિસ્તારથી કહેલ જ છે. ૧૧.

(प०) **तस्योत्पादादिति** । शुक्तिगोचरत्वोत्पादात् । **अनुमानेने**ति शुक्तिगोचरत्वमव स्थाप्यते । **तदेवमि**ति यद्यत्रैव प्रवर्त्तकं तत्तद्गोचरम् ।

**तुच्छ** इति निरुपाख्यकोऽर्थः—अभावः । अनेन प्रसज्यनञ् लक्षितः । **अभेदप्रतिभासो** वेत्यनेन पर्युदासः ।

"पर्युदासः सदृग्ग्राही प्रसज्यस्तु निषेधकृत् ।"

द्वौ नञौ हि समाख्यातौ पर्युदासप्रसज्यकौ ॥१॥

**व्यावर्त्तकधर्मयोग** इति व्यावर्त्तको धर्मस्त्रिकोणत्वादिः । **तस्ये**ति साधारणधर्मस्य । **तस्यैवे**ति दीप्रतादेरेव । **सावधारण** इति निश्चितः । **साधारणधर्मप्रतिभास** इति दीप्रतादिः ॥११॥

(टि०) **तस्ये**ति प्रत्यभिज्ञानस्य । **अनुमानेने**त्यादि । **तत्रै**वेति । शुक्तिकायामेव । [1]**यदेवं तदेवमिति** यद् यत्रैव प्रवर्तकं तत् तद्गोचरम् ।

**भेदाप्रतिभास** इति प्रसज्यनञ्ज्ञाप्यं प्रतिषेधमात्रम् । **तुच्छ** इति अभावरूपः । **व्यावर्त्तके**ति व्यावर्त्तको धर्म्मस्त्रिकोणत्वादिः । **सत्येऽपि तस्ये**ति साधारणधर्म्मप्रतिभासस्य चाकचिक्यादिरूपस्य । **अथ न तत्रे**ति सत्येपि शुक्तिज्ञाने । **तस्यैवे**ति [2]साधारणधर्मस्यैव प्रतिभासः **ग्रहणे**त्यादि । शुक्तिकायामिदं रजतमिति मिथ्याज्ञानलक्षणे । अयमर्थः—यथा सत्ये शुक्तिज्ञाने दीप्रतादिसाधारणधर्म्माणां त्रिकोणत्वादिव्यावर्त्तकधर्म्माणां च प्रतिभासस्तथात्र शुक्तौ इदं रजतमिति मिथ्याज्ञानेपि उभयेषां प्रतिभासः, न केवलः साधारणधर्म्मप्रतिभास इति । **ते** इति ग्रहणस्मरणसंवित्ती । [[1]**अथ ग्रहणमि**त्यादि]शुक्तेर्ग्रहणं रजतस्य स्मरणम् । यदि ग्रहणस्य स्मरणरूपता भवति तदा स्मरणस्येव ग्रहणपर्यायस्य प्रत्यक्षस्य अस्पष्टतया प्रतिभासः [स्यात्],स्पष्टश्च प्रतिभासः,विशदं प्रत्यक्षमिति वचनात् । **अनुभूतेत्यादि** प्रत्यक्षस्मरणयोरेकरूपतायां सत्यां प्रत्यक्षस्य अनुभूतरजतदेशे स्मरणविषये प्रवृत्तिः प्राप्नोतीति भावः ॥११॥

अथ संशयं लक्षयन्ति—

**साधकबाधकप्रमाणाभावादनवस्थितानेककोटिसंस्पर्शि ज्ञानं संशयः ॥१२॥**

उल्लिख्यमानस्थाणुत्वपुरुषत्वाद्यनेकांशगोचरयोः साधकबाधकप्रमाणयोरनुपलम्भादनवधारितनानांशावलम्बिविधिप्रतिषेधयोरसमर्थं संवेदनं संशय इत्यर्थः, समिति समन्तात् सर्वप्रकारैः शेत इवेति व्युत्पत्तेः ॥१२॥

---

१ अत्र मुद्रिते-तत्रैवेति यद्यत्रैव प्रवर्त्तकं तत्तद्गोचरम् । **तदेवमि**ति शुक्तिगतम् । **यथा सत्ये**ति । शुक्तिगतम् । २. साधारणधर्मप्रतिभासस्यैव–**मु** ।

સંશયનું લક્ષણ -

**સાધક કે બાધક પ્રમાણના અભાવને કારણે નિશ્ચય વિનાનું અનેક અંશોને સ્પર્શ કરનારું જ્ઞાન સંશય કહેવાય છે. ૧૨**

§ ૧ 'આ સ્થાણુ છે કે પુરુષ ?' આ પ્રકારે અનેક અંશોને વિષય કરનાર જ્ઞાનમાં તે તે અંશનું સાધક પ્રમાણ કે બાધક પ્રમાણ ઉપલબ્ધ ન હોવાથી તે જ્ઞાન અનિશ્ચિતરૂપે અનેક અંશોને વિષય કરે છે, તેથી તે કોઈ એકની વિધિ કે નિષેધ કરવામાં સમર્થ બનતું નથી. આથી આવા જ્ઞાનને સંશય કહેવામાં આવે છે. सम-समन्तात्-સર્વપ્રકારે (ચોતરફ), शय સૂઈ જવા જેવી સ્થિતિ તે સંશય-આ સંશય શબ્દની વ્યુત્પત્તિ છે. ૧૨

(१०) **समिति समन्तात् सर्वप्रकारैः शेत इवेति व्युत्पत्तेरि**ति । [1]सम्यक् शेते आत्माऽस्मिन्निति तु मलयगिरिमिश्राः ॥१२॥

(टि·) **शेत** इति आत्माऽस्मिन्निति ॥१२॥

उदाहरन्ति–

**यथाऽयं स्थाणुर्वा पुरुषो वा ॥१३॥**

व्यक्तम् । अयं च प्रत्यक्षविषये संशयः । परोक्षविषये तु यथा–क्वाऽपि विपिनप्रदेशे शृङ्गमात्रदर्शनात् 'किं गौरयं स्यात् गवयो वा ?' इत्यादि ॥१३॥

સંશયનું ઉદાહરણ—

**જેમકે-આ ઠૂંઠું છે કે પુરુષ ? ૧૩.**

§ ૧ સૂત્રનો અર્થ સ્પષ્ટ હોવાથી વિશેષ વ્યાખ્યા કરી નથી પણ સૂત્રમાં કહેલ સંશયનું આ ઉદાહરણ પ્રત્યક્ષ વિષયક છે અને જંગલના કોઈ પ્રદેશમાં શીંગડું જોવાથી 'આ ગાય હશે કે ગવય ?'-સંશયનું આ ઉદાહરણ પરોક્ષ-વિષયક છે, એમ જાણવું. ૧૩

अथाऽनध्यवसायस्वरूपं प्ररूपयन्ति–

**किमित्यालोचनमात्रमनध्यवसायः ॥१४॥**

§१ अस्पृष्टविशिष्टविशेषं किमित्युल्लेखेनोत्पद्यमानं ज्ञानमात्रमनध्यवसायः प्रोच्यते । समारोपरूपत्वं चाऽस्यौपचारिकम् अतस्मिंस्तदध्यवसायस्य तल्लक्षणस्याऽभावात् । समारोपनिमित्तं तु यथार्थापरिच्छेदकत्वम् ॥१४॥

અનધ્યવસાયનું લક્ષણ—

**'અરે આ શું છે ?' એવું આલોચનામાત્ર જ્ઞાન અનધ્યવસાય છે. ૧૪.**

§ ૧ વિશિષ્ટ વિશેષના સ્પર્શથી રહિત, 'કંઈક' એવા ઉલ્લેખ સહિત ઉત્પન્ન થતું જ્ઞાનમાત્ર-અનધ્યવસાય કહેવાય છે, 'અતત્‌માં તત્‌નો અધ્યવસાય'-એવું સમારોપનું લક્ષણ અહીં અનધ્યવસાયમાં ઘટતું નથી. માટે અનધ્યવસાયને

१ 'रिति । स सम्यं' मु

સમારોપ ઉપચારથી કહેવાય છે. તે એટલા માટે કે અનધ્યવસાયમાં યથાર્થનો પરિચ્છેદ ( જ્ઞાન ) થતો નથી. ૧૪.

(૫૦) **समारोपनिमित्तम्**ति समारोपोऽपि किमपि निमित्तमपेक्ष्य प्रवर्त्तते। यथा माणवके अग्नित्वं समारोपितं परमतिकोपनत्वादिना तैक्ष्ण्यं मनसि विमृश्य ॥१४॥

उदाहरन्ति–

**यथा गच्छत्तृणस्पर्शज्ञानम् ॥१५॥**

§१ गच्छतः प्रमातुस्तृणस्पर्शविषयं ज्ञानमन्यत्राऽऽसक्तचित्तत्वात् 'एवं जातीयकमेवंनामकमिदं वस्तु' इत्यादिविशेषानुल्लेखि 'किमपि मया स्पृष्टम्' इत्यालोचनमात्रमित्यर्थः। प्रत्यक्षयोग्यविषयश्चायमनध्यवसायः। एतदुदाहरणदिशा च परोक्षयोग्यविषयोऽप्यनध्यवसायोऽवसेयः। यथा–कस्यचिदपरिज्ञातगोजातीयस्य पुंसः क्वचन वननिकुञ्जे सास्नामात्रदर्शनात् पिण्डमात्रमनुमाय 'को नु खल्वत्र प्रदेशे प्राणी स्यात्?'– इत्यादि ॥१५॥

અનધ્યવસાયનુ ઉદાહરણ—

**જેમકે ગમન કરતા પુરુષને ઘાસના સ્પર્શનું જ્ઞાન. ૧૫**

§૧ ગમન કરતા પ્રમાતા-પુરુષને ઘાસના સ્પર્શનું જે જ્ઞાન એટલે કે-ચિત્ત બીજે સ્થળે આસક્ત હોવાથી આ પદાર્થ અમુક ધર્મવાળો છે, કે અમુક નામનો છે વિગેરે વિશેષ-ભેદનો ઉલ્લેખ નહીં કરનારું, પણ મને કોઈ વસ્તુનો સ્પર્શ થયો, એ પ્રમાણે આલોચનામાત્ર–જ્ઞાનમાત્ર–આ પ્રમાણે આ સૂત્રનો અર્થ સમજવો. સૂત્રમાં જણાવેલ અનધ્યવસાયનું ઉદાહરણ પ્રત્યક્ષયોગ્યવિષયક અનધ્યવસાયનું છે. અને ઉદાહરણના આ દિશાસૂચનથી પરોક્ષયોગ્યવિષયક અનધ્યવસાય પણ જાણવો, જેમકે--ગોજાતિને (ગાયને) નહીં જાણનાર પુરુષ કોઈ વનપ્રદેશમાં ગળાની ગોદડી (સાસ્ના) માત્ર જોવાથી માત્ર પિંડનું અનુમાન કરીને 'અહીં કયું પ્રાણી હશે?' ઇત્યાદિ જાણે તેને અનધ્યવસાય જાણવો. ૧૫.

अथ प्रमाणलक्षणसूत्रोपात्तं परशब्दं व्याख्यान्ति–

**ज्ञानादन्योऽर्थः परः ॥१६॥**

§१ ज्ञानाद् ग्राहकात् सकाशाद्, अन्यो ग्राह्यतया पृथग्भूतोऽचेतनः सचेतनो वा अर्थोऽर्थक्रियार्थिभिरर्थ्यमानः परः परशब्दवाच्यः ॥

§२ अत्र शून्यवादिनः कतिपयविकल्पाटोपोच्चण्डतुण्डमुत्स्वप्नायन्ते–अहो! आर्हताः! किं ज्ञानम्, कश्चार्थः? ग्राहकमन्तर्ज्ञानम्, ग्राह्योऽर्थः बाह्योऽर्थ इति चेत्। कस्य ज्ञानं ग्राहकम्? अर्थस्य चेत्। अर्थ एवानर्थमूलम्, तर्हि स एवोन्मूलनीयः। तथाहि–किमयमणुरूपः, स्थूलस्वरूपः, तदुभयस्वभावः, अनुभयस्वभावो वा?

§३ अणुरूपश्चेत् । कुतोऽणूनामवधारणम् ? प्रत्यक्षाद्, अनुमानाद् वा । प्राचि पक्षे, किं योगिप्रत्यक्षाद्, अस्मदादिप्रत्यक्षाद् वा ? धुर्यः श्रद्धामात्राऽवधार्यः । द्वितीयस्तु, अनुभूतिपराभूतः । न हि वयम् 'अयं परमाणुः, अयं परमाणुः' इति स्वप्नेऽपि प्रतीमः । 'स्तम्भोऽयं कुम्भोऽयम्' इत्येवमेव नः सदैव संवेदनोदयात् । अथाऽनुमानात् परमाणुप्रवेदनम् । किमवधृतसाध्यसाधनसंबन्धात्, तदितरस्माद् वा ? न तावत् तदितरस्मात्, अतिप्रसङ्गसङ्गमात् । प्राचिकप्रकारे तु संबन्धाऽवधारणं प्रत्यक्षेण, अनुमानेन वा ? न प्रत्यक्षेण, अणूनामतीन्द्रियत्वेन तैः सहाऽविनाभावस्य क्वापि लिङ्गे ग्रहीतुमशक्यत्वात् । अनुमानेनाऽपि तेनैव, अनुमानाऽन्तरेण वा तदवधारणम् ? न तावत् तेनैव, परस्पराऽऽश्रयप्रसङ्गात्—सति हि सम्बन्धावधारणे तदनुमानोत्थानम्, सति चास्मिंस्तदवधारणमिति । अनुमानाऽन्तरमपि गृहीतप्रतिबन्धम्, अगृहीतप्रतिबन्धमेव वा प्रवर्तेत ?—इत्याद्यावृत्तावनवस्थादौस्थ्योपस्थापनम् । तद् नानुमानादपि परमाणुप्रतीतिः ।

પ્રમાણના લક્ષણમાં ગ્રહણ કરેલ 'પર' શબ્દની વ્યાખ્યા—

**જ્ઞાનથી ભિન્ન પદાર્થ તે પર કહેવાય છે. ૧૬.**

§ ૧ ગ્રાહક જ્ઞાનથી અન્ય એટલે ગ્રાહ્ય જે અર્થ, તે પર કહેવાય છે. તે અર્થક્રિયાર્થી દ્વારા અભીપ્સિત હોઈ અર્થ કહેવાય છે, અને તે સચેતન કે અચેતન હોય છે.

§ ૨ આ વિષયમાં શૂન્યવાદી કેટલાક વિકલ્પોના ગર્વથી વાચાલ બની સ્વપ્નમાં આ પ્રમાણે બકે છે—

અહો ! હે જૈનો ! જ્ઞાન એ કયો પદાર્થ છે ? અને અર્થ પણ કયો પદાર્થ છે ? અન્તરમાં રહેલ ગ્રાહક તે જ્ઞાન છે, અને બાહ્યસ્વરૂપ ગ્રાહ્ય તે અર્થ છે—એમ હોય તો અમે તમને પૂછીએ છીએ કે—જ્ઞાન કોનું ગ્રાહક છે ? જ્ઞાન અર્થનું ગ્રાહક છે, જો એમ હોય તો—અર્થ એ જ અનર્થનું મૂલ કારણ છે. તેથી તે અર્થ જ ઉન્મૂલનીય—ખંડનીય છે. અને તે આ પ્રમાણે—અર્થ અણુરૂપ છે, સ્થૂલરૂપ છે, ઉભય સ્વરૂપ છે કે અનુભયસ્વરૂપ છે ?

§ ૩ અણુસ્વરૂપ હોય તો—અણુઓનો નિશ્ચય પ્રત્યક્ષથી થાય છે, કે અનુમાનથી ? પ્રત્યક્ષથી થતો હોય તો—યોગિપ્રત્યક્ષથી છે કે આપણા પ્રત્યક્ષથી ? યોગિપ્રત્યક્ષથી અણુનો નિશ્ચય થાય છે, એમ માનો તો—તે માત્ર શ્રદ્ધાથી જ આદરણીય છે. આપણા પ્રત્યક્ષથી અણુનો નિશ્ચય થાય છે, એ પક્ષ તો—અનુભવથી બાધિત છે, કારણ કે—આપણે સ્વપ્નમાં પણ 'આ પરમાણુ છે,' 'આ પરમાણુ છે' એવો અનુભવ કરતા નથી, પરંતુ 'આ સ્તંભ છે' 'આ કુંભ છે'—એ પ્રકારે જ આપણને હમેશા અનુભવ થાય છે. માટે પ્રત્યક્ષથી પરમાણુની સિદ્ધિ થતી નથી. અનુમાનથી અણુનું જ્ઞાન છે, એમ કહો તો—સાધ્યસાધનના સંબંધનો નિશ્ચય

"दीपवन्नोपपद्येत विश्ववस्तुप्रकाशनम् ।
अनात्मवेदने ज्ञाने जगदान्ध्यं प्रसज्यते ॥"

[1]**अस्ये**ति प्रदीपालोकस्य। **असावि**ति प्रदीपालोकः । **कर्मतये**ति यथा [2]दीपो दीपं जानाति। **तस्ये**ति ज्ञानस्य ।

§५ अथावयवैरालोकावयवी प्रकाश्यत इत्यस्वप्रकाशक एवायमिति चेत्। ननु तेऽपि केन प्रकाशनीयाः? अवयविनेति चेत्। नन्वमीषां परस्परगोचरज्ञानजनने सहकारित्वमेव तावत्प्रकाशकत्वमुच्यते। तच्चामीषामज्ञातानाम्, ज्ञातानां वा स्यात्? नाज्ञातानाम्। एवं ह्यनालोकित एव प्रदीपकुड्मलाऽऽलोकोऽपि कदाचित् कलशकुलिशादीन् ज्ञापयेत्। ज्ञातानां चेत्। इतरेतराश्रयापत्तिः—ज्ञाता खल्ववयवा अवयविनं ज्ञापयेयुः, सोऽपि च ज्ञात एव तान् ज्ञापयेदिति। अथ तेषामप्यवयवानामवयवित्वाद् निजावयवैर्ज्ञप्तिः करिष्यते, तदानीमनवस्था। अथ पर्यन्ते केचिदवयवाः स्वयमेवात्मानं ज्ञापयेयुः; तर्हि ज्ञानमपि स्वयमेवात्मानं निश्चिनोतीति किं न कक्षीकुरुषे?

§५ शंका –પ્રકાશરૂપ અવયવી પોતે પોતાનો પ્રકાશ કરે છે એમ નહીં પણ પ્રકાશરૂપ અવયવીનું પ્રકાશન તેના અવયવો વડે થાય છે, માટે તે સ્વ-પ્રકાશક છે એમ ન કહેવાય.

समाधान—એમ માનો તો–અમે પૂછીએ છીએ કે–તેના અવયવોનો પ્રકાશક કોણ છે ? જો અવયવોનો પ્રકાશક અવયવી છે એમ કહો તો અવયવો અવયવીના, અને અવયવી અવયવોના પ્રકાશમાં–એમ પરસ્પર સહકારી બને છે એવો ફલિતાર્થ થાય છે. તો તેમાં અમે પૂછીએ છીએ કે–અજ્ઞાત અવયવો પ્રકાશક છે કે જ્ઞાત અવયવો ? અજ્ઞાત અવયવો અવયવીના પ્રકાશક છે એમ તો કહી શકશો નહીં, કારણ કે–તો પછી આપણે દીવાનું તેજ ન જોયું હોય છતાં પણ તે કલશ કુલિશાદિ પદાર્થોનું પ્રકાશક બની જાય, પણ એમ તો બનતું નથી. અને જો જ્ઞાત અવયવો પ્રકાશક હોય તો–ઇતરેતરાશ્રય દોષ આવશે, કારણ કે–અવયવો જ્ઞાત હોય તો અવયવીનો બોધ કરાવે અને અવયવી જ્ઞાત હોય તો અવયવોનો બોધ કરાવે. અને જો અવયવો સ્વયં પણ પોતાના અવયવોની અપેક્ષાએ અવયવીરૂપ હોવાથી તેમનો પોતાના અવયવો વડે પ્રકાશ થાય છે, એમ કહો તો અનવસ્થા દોષ આવશે. જો એમ માનો કે–છેલ્લા કેટલાક અવયવો પોતાનો પોતે જ પ્રકાશ કરશે તો–જ્ઞાન પણ પોતે પોતાનો નિશ્ચય કરે છે એવું કેમ સ્વીકારતા નથી ?

(टि०) **ननु तेऽपी**ऽति अवयवाः। **नन्वमीषामि**ति अवयवानामवयविनश्च। अवयवप्रकाशमन्तरेणावयव्यप्रकाशकः। [3]अवयविप्रकाशादृते अवयवा निस्तेजस्काः। अत एव सहकारित्वम्। **तच्चे**ति प्रकाशनम्। **अमीषामि**त्यवयवानाम्।

---

१ तस्य पु। २ प्रदीपो पु। ३ अवयवप्र० मु।

§६ कथं च पारोक्ष्ये ज्ञानस्य ज्ञानं स्यात् ? अन्यथाऽनुपपद्यमानार्थप्राकट्यरूपार्थसमुत्थापितार्थापत्तेरिति चेत् । ननु तदर्थप्राकट्यमात्मधर्मः, ज्ञानधर्मः, अर्थधर्मो वा भवेत् ? नाद्यः प्रकारः, प्रभाकरकक्षापञ्जरप्रवेशप्रसङ्गात् । न द्वैतीयीकः, ज्ञानस्य क्षणिकत्वेन तत्क्षण एव क्षीणत्वादुपरितनक्षणोत्पदिष्णोस्तस्य तद्धर्मत्वविरोधात् । नाऽपि तार्तीयीकः, तथात्वे हि चैत्रस्येव मैत्रस्यापि स पदार्थः प्रकटः स्यात् । अथ यस्यैव ज्ञानेन जनयाम्बभूवेऽसौ, तस्यैव तत्प्रकटनम् । तद् दुर्घटम्, घटस्य प्रतिनियतप्रमातृप्रबोधितप्रदीपाङ्कुरप्रकटितस्याऽप्यनियतैर्दर्शनात् तन्नियमानुपपत्तेः ।

§ ६ વળી જ્ઞાનને પરોક્ષ માનવાથી તેનું જ્ઞાન કઇ રીતે થશે ? જો જ્ઞાન ન હોય તો અર્થપ્રાકટ્યરૂપ અર્થ અનુપપન્ન બની જાય અર્થાત્ ઘટે નહીં, માટે તે અર્થપ્રાકટ્યરૂપ અર્થને આધારે ઉપસ્થિત થતી અર્થાપત્તિને કારણે જ્ઞાનનું જ્ઞાન થશે. અર્થાત્ આપણુને અર્થ પ્રકટ થયો તે જ્ઞાન વિના સંભવે નહીં માટે જ્યારે પણ અર્થ પ્રકટ થાય ત્યારે જ્ઞાન હોવું જ જોઇએ. જો એમ માનો તો તેવા પ્રકારનું જ્ઞાન થાય ત્યારે અર્થપ્રાકટ્ય આત્મધર્મ છે, જ્ઞાન ધર્મ છે કે અર્થધર્મ છે ? જો આત્મધર્મ કહો તો–પ્રભાકરના મતને સ્વીકારવાનો પ્રસંગ આવશે. જ્ઞાનધર્મ માનો તો જ્ઞાન ક્ષણિક હોવાથી તે જ ક્ષણે નાશ પામી જવાથી ત્યાર પછી બીજી ક્ષણે ઉત્પન્ન થનાર અર્થપ્રાકટ્યને તેનો ધર્મ માનવામાં વિરોધ છે, કારણ કે–ધર્મી વિના ધર્મ હોય નહીં. અને જો તે અર્થપ્રાકટ્ય અર્થનો ધર્મ હોય તો–ચૈત્રની જેમ મૈત્રને પણ તે અર્થ પ્રકટ થઈ જશે, કારણ કે–અર્થપ્રાકટ્ય બન્નેને માટે સમાન છે.

शंका–જે પુરુષના જ્ઞાનથી અર્થપ્રાકટ્યરૂપ અર્થધર્મ ઉત્પન્ન થયો હોય તે પુરુષને જ તે અર્થ પ્રકટ થાય છે, બીજાને નહીં આવો નિયમ છે.

समाधान–એ નિયમ ઘટવો મુશ્કેલ છે, કારણ કે–પ્રતિનિયત (વ્યક્તિગત કોઈ એક) પ્રમાતાએ સળગાવેલ દીવાના પ્રકાશથી પ્રકટ થયેલ ઘડાને અનેક પુરુષો જોઇ શકે છે. માટે તમારો તે નિયમ યુક્તિયુક્ત નથી.

(प०) **तस्य तद्धर्मत्वविरोधादि**ति । **तस्या**र्थप्राकट्यस्य । **तस्य** विनष्टस्य ज्ञानस्य **धर्मस्तद्धर्म**स्तद्भावस्तस्मात् ।

(टि०) **कथञ्चे**त्यादि । **पारोक्ष्ये**ति ज्ञानस्य परोक्षत्वेऽङ्गीकृते सति ज्ञानमेव कथं ज्ञायत इत्यर्थः । **अन्यथे**ति अन्यथा ज्ञानाविनाभाविनी उपपद्यमाना पदार्थप्राकट्यलक्षणा अर्थेन कार्येण निष्पादिता या अर्थापत्तिस्तस्याः । **प्रभाकरे**ति प्राकट्यस्यात्मधर्मत्वं प्रभाकरैराश्रितं, न भट्टैः । **ज्ञानस्य क्षणिकत्व** इति । मीमांसका हि ज्ञानं क्षणिकमभ्युपगच्छेयुः । **उपरितने**ति द्वितीयक्षणोत्पत्तिशीलस्य । तस्य विनष्टस्य ज्ञानस्य धर्मस्तद्धर्मस्तस्य भावस्तत्त्वम् । **तस्ये**ति अर्थप्राकट्यस्य । **तद्धर्मत्वे**ति ज्ञानधर्मत्वे विरोधात् । **तथात्व** इति अर्थधर्मत्वे । **अथ यस्ये**त्यादि । **असावि**ति अर्थप्राकट्यरूपोऽर्थधर्मः ।

अस्तु वैतत्, तथाप्ययमर्थधर्मो जडः, चिद्रूपो वा भवेत्? यदि जडः, कथमर्थदर्शनं स्यात्? अर्थदर्शनं ह्यर्थदृष्टिरर्थज्ञप्तिरुच्यते। जडत्वे तु प्राकट्यस्य कथमिदं घटेत? ज्ञानप्रमाणशब्दयोश्चैवं सामानाधिकरण्यमसूपपादम्। यतो ज्ञायते ज्ञप्तिर्जन्यते येन तद् ज्ञानमाम्नायते। प्राकट्यस्य च जडत्वेनाऽज्ञप्तिरूपत्वे कथं तज्जनकं प्रमाणं ज्ञानं व्यपदिश्येत? चिद्रूपश्चेत्। स्वसंवेद्यः, वेदनान्तरवेद्यो वा? यदि स्वसंवेद्यः, तर्हि "कृतश्च शीलविध्वंसो न चाऽनङ्गः शमं गतः" इति न्यायः समायातः—स्वात्मनि क्रियाविरोधाद् विज्ञाने स्वसंवित्तिप्रतिक्षेपपातकं कृत्वाऽपि प्राकट्ये तस्याः स्वयं स्वीकारात्।

वेदनान्तरवेद्यत्वं पुनरस्य कुतस्त्यम्? तथा हि—किमयं यावदर्थम्, यावदक्षव्यापारं वाऽवतिष्ठेत, ज्ञानवत्क्षणिको वा भवेत्? नाद्यः पक्षः, पदार्थमालोक्य निमीलितलोचनोत्पलयुगलस्य प्रकटतत्प्रतीतिप्रसक्तेः। न द्वितीयः, अक्षादिव्यापारस्य ज्ञानोत्पत्तिमात्रे व्यापारात् प्राकट्यस्य तदपेक्षानुपपत्तेः। नापि तृतीयः, क्षणजातनष्टस्य वेदनान्तरेण वेदितुमशक्यत्वात्, वेदने तु द्वित्रिक्षणावस्थितिप्रसक्तेः। तन्न तद्वेदनमवदातम्, यतोऽर्थापत्तिरुल्लसेदिति॥

અથવા કોઇ પણ રીતે આમ બનતું હોય તો પણ આ અર્થપ્રાકટ્યરૂપ અર્થધર્મ જડ છે કે ચિદ્રૂપ? જો જડ હોય તો અર્થદર્શન કઇ રીતે થઈ શકશે? કારણ કે—અર્થદર્શન જ અર્થદૃષ્ટિ એટલે કે—અર્થજ્ઞપ્તિ (અર્થજ્ઞાન) કહેવાય છે, તો અર્થપ્રાકટ્ય જડ હોય તો—એ અર્થદર્શન કઈ રીતે ઘટી શકશે? વળી અર્થપ્રાકટ્યને જડ માનવાથી જ્ઞાન અને પ્રમાણ એ બન્ને શબ્દોનું સામાનાધિકરણ્ય (એકાર્થવાચિત્વ) પણ યુક્તિ સંગત થઇ શકશે નહીં, કારણ કે જ્ઞપ્તિ જેનાથી ઉત્પન્ન થાય અર્થાત્ જેનાથી પદાર્થ જણાય તે જ્ઞાન કહેવાય છે, અને જો પ્રાકટ્ય જડરૂપ હોય તો અજ્ઞપ્તિરૂપ થાય, તો તેવા પ્રાકટ્યને ઉત્પન્ન કરનાર પ્રમાણને જ્ઞાન કેમ કહેવાય? અને જો અર્થપ્રાકટ્યરૂપ અર્થધર્મ ચિદ્રૂપ હોય તો—સ્વસંવેદ્ય (સ્વપ્રકાશ્ય) છે કે વેદનાન્તરવેદ્ય (જ્ઞાનાન્તરપ્રકાશ્ય) છે? સ્વસંવેદ્ય કહો તો—"કોઈ સ્ત્રીએ કામને વશ થઈ પોતાના શીલનો ભંગ કર્યો, પરંતુ પુરુષમાં શક્તિ ન હોવાથી તેણીનો કામ શાંત થયો નહિ" એ ન્યાય તમોને પણ લાગુ પડયો. કારણ કે—'स्वात्मनि क्रियाविरोधात्' એ કથન દ્વારા સ્વાત્મા(જ્ઞાન)માં સ્વસંવિત્તિ (સ્વસંવેદન)ના ખંડનરૂપ પાપ કરવા છતાં પણ પ્રાકટ્યમાં તેનો (સ્વસંવેદનનો) તમારે સ્વીકાર કરવો જ પડયો.

વેદનાન્તરવેદ્ય કહો તો તે કઈ રીતે ઘટશે? કારણ કે આ અર્થધર્મરૂપ અર્થપ્રાકટ્ય જ્યાં સુધી અર્થ હોય ત્યાં સુધી હોય છે કે ઇન્દ્રિયનો વ્યાપાર હોય ત્યાં સુધી હોય છે કે જ્ઞાનની જેમ ક્ષણિક છે? પહેલો પક્ષ યુક્તિ સંગત

નથી, કારણ કે-પદાર્થને જોઈને નેત્રકમલ બંધ કરી દેનાર પુરુષને પણ સ્પષ્ટરૂપે પદાર્થનો બોધ થવો જોઈએ, પણ થતો નથી. બીજો પક્ષ પણ યુક્તિસિદ્ધ નથી કારણ કે-ઇન્દ્રિયાદિ વ્યાપાર તો જ્ઞાનોત્પત્તિમાં જ ચરિતાર્થ હોવાથી અર્થ પ્રાકટ્યને ઇન્દ્રિય વ્યાપારની અપેક્ષા નથી. ત્રીજો પક્ષ પણ સંગત નથી, કારણ કે-ક્ષણમાં ઉત્પન્ન થઈને નાશ પામનાર અર્થપ્રાકટ્ય બીજા જ્ઞાનથી જાણી શકાશે નહીં, છતાં જો બીજા જ્ઞાનથી જાણી શકાતું હોય તો તેને બે ત્રણ ક્ષણ સુધી સ્થિર માનવું પડશે. માટે ક્ષણિક અર્થપ્રાકટ્યનું જ્ઞાન યુક્તિસિદ્ધ નથી, આથી અર્થાપત્તિના ઉત્થાનને અવકાશ નથી.

(टि०) **कथमिदमि**ति अर्थदर्शनम्। **तज्जनकमि**ति प्राकट्यजनकम्, यतः कारणानुमानेन कार्यम्, कार्यानुमानतः कारणमनुमीयते । ज्ञानं तावद् ज्ञानरूपोत्पादकमेव जाघट्टि, न जडजनकम्, विरोधप्रतिबन्धात् । **स्वात्मनी**ति । **तस्या** इति स्ववित्तेः । **अस्ये**ति अर्थधर्मस्य ।

**तथा** हीत्यादि । **अयमि**ति अर्थधर्मः । **तत्प्रतीती**ति पदार्थप्रतीतिप्रसङ्गात् । **तदपेक्षे**ति तस्याक्षव्यापारस्यापेक्षा तयाऽनुत्पादात् । **तद्वेदनमि**ति क्षणिकस्यार्थप्राकट्यस्य ज्ञानम् ।

§ ८ अथ यौगाः संगिरन्ते—अहो ! आर्हताः ! नाऽस्मिन् मीमांसके वराके व्यपाकृतेऽपि संवेदने स्वसंवेदनदोहदः पूरयितुं पार्यते । तथाहि ज्ञानं स्वान्यप्रकाश्यम्, ईश्वरज्ञानान्यत्वे सति प्रमेयत्वाद्, यदेवं तदेवं यथा घटः। तथा चेदम् । तस्मात् तथा ।

§ ९ समुत्पन्नं हि ज्ञानमेकात्मसमवेतानन्तरसमयसमुत्पदिष्णुमानसप्रत्यक्षेणैव लक्ष्यते, न पुनः स्वेन । न चैवमनवस्थावल्लेरुल्लासः, अर्थावसायिवेदनोत्पादमात्रेणैवाऽर्थसिद्धेः । तद्धि पदार्थपरामर्शस्वभावमेवेत्युत्पन्नमात्रमेव पदार्थप्रथामनोरथरथस्थितं कृतार्थयति प्रमातारम् । अर्थज्ञानजिज्ञासायां तु तत्रापि ज्ञानमुत्पद्यत एवेति ॥

§ ૮ **યૌગ**-નૈયાયિક કહે છે—અહો ! હે જૈનો ! ગરીબ બિચારા મીમાંસક-ભાટ્ટનું ખંડન કરવા છતાં-જ્ઞાનમાં સ્વપ્રકાશકત્વ સિદ્ધ કરવાનો તમારો મનોરથ પૂર્ણ થવો શક્ય નથી. તે આ પ્રમાણે—જ્ઞાન સ્વાન્યપ્રકાશ્ય છે અર્થાત્ જ્ઞાનનો પ્રકાશ સ્વભિન્નથી થાય છે, એટલે કે-જ્ઞાન સ્વપ્રકાશક નથી, કારણ કે-તે ઈશ્વરજ્ઞાનથી ભિન્ન એવા પ્રમેયરૂપ છે, જે ઈશ્વરજ્ઞાનથી ભિન્ન એવા પ્રમેયરૂપ હોય તે સ્વાન્યપ્રકાશ્ય હોય છે, જેમકે-ઘટ. તેવી જ રીતે જ્ઞાન પણ ઈશ્વરજ્ઞાનથી ભિન્ન એવા પ્રમેય-રૂપ છે, માટે તે સ્વાન્યપ્રકાશ્ય છે.

§ ૯ ઉત્પન્ન થયેલ જ્ઞાનને, તે જે આત્મામાં ઉત્પન્ન થયું હોય તે જ આત્મામાં તે જ્ઞાન પછી સમવેત થનાર-એટલે કે-સમવાય સંબંધથી આત્મામાં રહેનાર માનસ પ્રત્યક્ષ જાણે છે, પણ પોતે પોતાને જાણતું નથી, આ પ્રમાણે માનવામાં અનવસ્થા દોષ પણ નથી. કારણ કે-અર્થનો નિશ્ચય કરાવનાર જ્ઞાનની ઉત્પત્તિમાત્રથી જ અર્થ સિદ્ધ થઈ જાય છે, અને અર્થનો નિશ્ચય કરાવનારું જ્ઞાન એટલે પદાર્થનો પરામર્શ કરાવી આપનારું જ્ઞાન છે. એટલે તે

ઉત્પન્ન થતાં જ પદાર્થને જાણવાની ઇચ્છારૂપ રથમાં સ્થિત પ્રમાતાને કૃતાર્થ કરે છે. અને જો અર્થજ્ઞાનનું જ્ઞાન કરવાની ઇચ્છા હોય તો તે જ્ઞાનવિષયક જ્ઞાનાન્તર પણ આત્મામાં ઉત્પન્ન થાય જ છે.

(પ૦) **न चैवमनवस्थावल्लेरुल्लास** इति। यथा किलार्थज्ञानं मानसप्रत्यक्षेण ज्ञातमेवं तदप्यन्येनेत्यनवस्था। **पदार्थप्रथामनोरथ[रथ]स्थितमि**ति **प्रथा**शब्देन प्रकाशनम्।

(टि०) **अर्थावसायी**त्यादि। **अर्थसिद्धे**रिति। न हि पूर्वज्ञानं जातमेव अकार्यसाधकं सदपि प्रमाणमिति वयं मन्यामहे। किन्तु कार्यसाधकमेव प्रमाणम्। **तद्धी**ति अर्थावसायिवेदनम्। **तत्रापी**ति एकात्मसमवेतज्ञाने। 'पूर्वज्ञानं मे घटाकारमुत्पन्नम्' इति ज्ञानं ज्ञानान्तरेण वेद्यते, न तु स्वेनैव।

§ १० तदेतदेतेषां मतेस्तरलतां तनोति, प्रकटितप्रयोगे पक्षस्यानुमानेन मानखण्डनात्। तथा च तावकाऽऽकूतेन तत्र हेतोः कालात्ययापदिष्टत्वनिष्टङ्कनाच्च। तथाहि—विवादास्पदं ज्ञानं स्वसंविदितम्, ज्ञानत्वात्, ईश्वरज्ञानवत्। वाद्यसिद्धमेतन्निदर्शनम्, जैनैरीश्वरास्वीकारेण तज्ज्ञानस्य तेषामप्रसिद्धेः—इति चेत्। तदचतुरस्रम्, अनवद्यविद्याविद्याधरीबन्धुरपरिष्वङ्गस्य पुरुषातिशेषविशेषस्य खण्डपरशोः स्वीकारात्, त्रिविष्टपघटनलम्पटपटिम्नः सकलावलोकनकौशलशालिन एव चास्य तिरस्कारात्।

व्यर्थविशेष्यश्चात्र हेतुः, समर्थविशेषणोपादानेनैव साध्यसिद्धेः, धूमध्वजसिद्धौ धूमवत्त्वे सति द्रव्यत्वादितिवत्। न हीश्वरज्ञानादन्यत् स्वसंविदितमप्रमेयं चास्ति, यदपोहाय प्रमेयत्वादिति क्रियते।

अप्रयोजकश्चायं हेतुः, सोपाधिकत्वात्, साधनाऽव्यापकः साध्येन समव्याप्तिकः खलूपाधिरभिधीयते, तत्पुत्रत्वादिना श्यामत्वे साध्ये शाकाद्याहारपरिणामवत्। कः पुनरुपाधिरत्र सूक्ष्मेक्षणैरीक्षाञ्चक्रे?—इति चेत्। उच्यते। निविडजडिमन्! जडिमलक्षणः। तथाहि—ईश्वरज्ञानान्यत्वे प्रमेयत्वे सत्यपि यदेव जडिमपात्रं पात्रादि तदेव स्वस्मादन्येनैव प्रकाश्यते। स्वप्रकाशे परमुखोत्प्रेक्षित्वं हि जडस्य लक्षणम्। न च ज्ञानं जडस्वरूपम्—इति सिद्धं साधनाव्यापकत्वं जाड्यस्य। साध्येन समव्याप्तिकत्वं चास्य स्पष्टमेव, जाड्यं विहाय स्वप्रकाशाभावस्य, तं च त्यक्त्वा जाड्यस्य क्वचिदप्यदर्शनादिति।

§ ૧૦ *જૈન*—ઉપર્યુક્ત કથન યૌગોની બુદ્ધિની તરલતા(અસ્થિરતા)ને સૂચવે છે, કારણ કે તમે કરેલ અનુમાનનો પક્ષ અનુમાનથી બાધિત થાય છે, અને તેથી તમારા મન્તવ્ય અનુસાર હેતુમાં 'કાલાત્યયાપદિષ્ટ' દોષ આવે છે. તે આ પ્રમાણે—વિવાદાસ્પદ જ્ઞાન સ્વસંવિદિત છે, કારણ કે તે જ્ઞાન છે. ઈશ્વરજ્ઞાનની જેમ.

शंका—જૈનોએ ઈશ્વરનો સ્વીકાર કરેલ ન હોવાથી ઈશ્વરજ્ઞાનરૂપ દૃષ્ટાંત વાદી જૈનને અસિદ્ધ છે, એમ માનવું જોઈએ,

समाधान—તમારું આ કથન ચતુરાઈને જણાવનાર નથી. કારણ કે-નિર્દોષ કેવલજ્ઞાનરૂપ વિદ્યાધરીના સંબંધવાળા અને અતિશયયુક્ત મહાપુરુષરૂપ ઈશ્વરને તો જૈનોએ પણ સ્વીકારેલ છે, પરંતુ ત્રણ જગતને ઉત્પન્ન કરવામાં આસક્ત અને સર્વવસ્તુને જોવાની કુશળતાવાળા ઈશ્વરનું જ ખંડન જૈનોને અભીષ્ટ છે.

વળી, 'ઈશ્વરજ્ઞાનથી ભિન્ન એવું પ્રમેયત્વ' આ–તમારા હેતુમાં વિશેષ્યની વ્યર્થતા પણ છે, કારણ કે તે વિના પણ સમર્થ વિશેષણનું ગ્રહણ થવાથી સાધ્યની સિદ્ધિ થઈ શકે છે. તેથી જેમ અગ્નિની સિદ્ધિ માટે ગ્રહણ કરેલ 'ધૂમવાળું દ્રવ્યત્વ છે' તેમાં 'ધૂમવાળું' એ અંશરૂપ સમર્થ વિશેષણથી જ સાધ્ય સિદ્ધ થઈ જતું હોવાથી 'દ્રવ્યત્વ' વિશેષ્યનું ગ્રહણ વ્યર્થ–નિષ્ફળ છે, તેમ પૂર્વોક્ત હેતુમાં 'ઈશ્વરજ્ઞાનથી ભિન્ન' એ વિશેષણથી જ સાધ્યસિદ્ધિ થઈ જતી હોવાથી તેના વિશેષ્ય તરીકે ગ્રહણ કરેલ 'પ્રમેયત્વ' વ્યર્થ છે. કારણ કે ઈશ્વરજ્ઞાન સિવાય 'સ્વપ્રકાશક' છતાં અપ્રમેય એવો બીજો કોઈ પદાર્થ નથી કે જેને દૂર કરવાને હેતુમાં 'પ્રમેયત્વ' વિશેષ્યની જરૂર પડે.

વળી, તમારો આ હેતુ ઉપાધિયુક્ત હોવાથી અપ્રયોજક પણ છે. જે પદાર્થ હેતુનો અવ્યાપક હોય અને સાધ્યનો સમવ્યાપ્તિક હોય તે 'ઉપાધિ' કહેવાય છે. જેમકે-'શ્યામત્વ'ને સાધનાર 'તત્પુત્રત્વ' હેતુમાં 'શાકાદિ આહારનો પરિણામ' તે ઉપાધિ.

शंका—સૂક્ષ્મદૃષ્ટિવાળા તમોએ અમારા ઉક્ત હેતુમાં કઇ ઉપાધિ જોઇ ?

समाधान—હે નિબિડ જડિમન્! (હે ગાઢ જડતાવાળા) તમારા હેતુમાં જડતારૂપ ઉપાધિ છે. તે આ પ્રમાણે–ઈશ્વરજ્ઞાનથી ભિન્ન અને પ્રમેયરૂપ છતાં જે જડ હોય તે પાત્ર વગેરે પદાર્થો સ્વથી નહીં પણ અન્યથી પ્રકાશિત થાય છે, કારણ કે સ્વપ્રકાશમાં બીજાની અપેક્ષા રાખવી એ જ તો જડનુ લક્ષણ છે અને જ્ઞાનમાં આ લક્ષણ ઘટતું ન હોવાથી જ્ઞાન જડરૂપ નથી, એ રીતે સાધન રૂપ 'જ્ઞાન' સાથે જડતાની–અવ્યાપકતા સિદ્ધ થઇ, અને સાધ્ય 'સ્વપ્રકાશાભાવની સાથે આ જડતારૂપ ઉપાધિનું સમવ્યાપ્તિકત્વ (વ્યાપકત્વ) તો સ્પષ્ટ જ છે, કારણ કે-જાડ્ય–જડતાને છોડીને સ્વપ્રકાશાભાવ, અને સ્વપ્રકાશાભાવને છોડીને જડતા ક્યાંઇ દેખાતી નથી, માટે તમારા હેતુમાં જડતારૂપ ઉપાધિ છે.

(५०) **अनुमानेन** प्रत्यनुमानेन । **तथा चेति** प्रत्यनुमानबाधितत्वे । **तत्रेति** प्रकटितप्रयोगे । **तज्ज्ञानस्येति** ईश्वरज्ञानस्य । **अनवद्यविद्याविद्याधरीत्यादि** गद्यम् विद्याशब्देनात्र केवलज्ञानम्, न पुनर्गिरितनया[1]ऽऽश्लेषविक्षेपलोलस्य ।

**व्यर्थविशेष्य** इति प्रमेयत्वादित्ययं हेतुः । अन्यत् स्वसंविदितमप्रमेयमिति भवन्मते सर्वस्यापि ज्ञानस्य प्रमेयत्वात् । **साधनाव्यापकः साध्येन समव्याप्तिकः सन्**-

१ °रितनयाश्लेषविश्लेषलालसस्य मु ।

**पाधिरभिधीयते** इति । यथा तत्पुत्रत्वादिना श्यामत्वे साध्ये शाकाद्याहारपरिणाम उपाधिः । न हि ये ये तत्पुत्रास्तेषां सर्वेषामपि शाकाद्याहारपरिणामः । तत्पुत्रत्वमपि भविष्यति केषाञ्चिच्छाकाद्याहारपरिणामश्च न भविष्यति इति साधनाव्यापकः । ये ये श्यामास्तेषां शाकाद्याहारपरिणामः । यत्र यत्र श्यामत्वं तत्र तत्र शाकाद्याहारपरिणामः यत्र यत्र शाकाद्याहारपरिणामस्तत्र तत्र श्यामत्वमिति साध्येन समव्याप्तिकः ॥१८॥

(टि०) **तज्ज्ञानस्ये**ति ईश्वरवेदनस्य । **तेषामि**ति जैनानाम् । **अस्ये**ति ईश्वरस्य ।

**तत्पुत्रत्वादिने**त्यादि । स श्यामः, तत्पुत्रत्वात् दृश्यमानतदितरपुत्रवत् । अत्र साधने शाकाद्याहारपरिणामलक्षणस्य उपाधेः प्रवेशप्रबन्धः सुदुःप्रतिषेधः स्यात् । साध्यं श्यामत्वं व्याप्तं तेन, तमन्तरेण श्यामत्वासम्भवात् । तत्पुत्रत्वं तु साधनं न व्याप्तम् । यत्तत्तनया अपरे गौरकाया अपि प्रेक्ष्यन्ते । **कः पुनरि**त्यादि । **अत्रे**ति 'ईश्वरज्ञानान्यत्वे सति प्रमेयत्वात्' इत्येवंरूपे । **अस्ये**ति उपाधेः । शाकाद्याहारपरिणाम उपाधिः । न हि ये ये तत्पुत्रास्तेषां सर्वेषामपि शाकाद्याहारपरिणाम इति साधनाव्यापकः । यत्र यत्र श्यामत्वं तत्र तत्र शाकाद्याहारपरिणामः । यत्र यत्र शाकाद्याहारपरिणामस्तत्र तत्र श्यामत्वमिति साध्येन समव्याप्तिकः । **तमि**ति स्वप्रकाशाभावम् ।

§ ११ यच्चोक्तम्—'समुत्पन्नं हि ज्ञानमेकात्मसमवेत'-इत्यादि । तदपि नावितथम्, इत्थमर्थज्ञानतज्ज्ञानयोरुत्पद्यमानयोः क्रमानुपलक्षणात् । आशूत्पादादत्र क्रमानुपलक्षणम्, उत्पलपत्रशतव्यतिभेदवदिति चेत् । तदचारु, जिज्ञासाव्यवहितस्याऽर्थज्ञानज्ञानस्योत्पादप्रतिपादनात् । न च जिज्ञासासमुत्पाद्यत्वं संवेदनानां संगच्छते, अजिज्ञासितेष्वपि योग्यदेशेषु गोचरेषु तदुत्पादप्रतीतेः । न चायोग्यदेशमर्थज्ञानम्, आत्मसमवेतस्याऽस्य समुत्पादात्—इति जिज्ञासामन्तरेणैवार्थज्ञाने ज्ञानोत्पादप्रसङ्गः । बाढमुत्पद्यतां नामेदम्, को दोषः ?—इति चेत् । नन्वेवमेव तज्ज्ञानज्ञानेऽप्यपरज्ञानोत्पादप्रसङ्गः, तत्राऽपि चैवमेवायम्—इत्यपरापरज्ञानोत्पादपरम्परायामेवात्मनो व्यापाराद् न विषयान्तरसंचारः स्यात् । इति न ज्ञानस्य ज्ञानान्तरज्ञेयताऽपि युक्तिमार्गमवगाहते ॥१८॥

§ ११ વળી, તમોએ 'ઉત્પન્ન થયેલ જ્ઞાનને તે જે આત્મામાં ઉત્પન્ન થયું હોય તે જ આત્મામાં તે જ્ઞાન પછી સમવેત થનાર' વિગેરે કહ્યું તે પણ સત્ય નથી, કારણ કે–એ રીતે અર્થજ્ઞાન અને અર્થજ્ઞાનના જ્ઞાનની ઉત્પત્તિનો ક્રમ દેખાતો નથી.

યૌગ—કમળના સેંકડો પત્રનો એકદમ વેધ થઇ જવાથી જેમ તેનો ક્રમ જણાતો નથી, તેમ અહીં પણ એકદમ ઉત્પત્તિ થતી હોવાથી તેનો ક્રમ જણાતો નથી.

જૈન—તમારું આ કથન યોગ્ય નથી. કારણ કે–જિજ્ઞાસાનું વ્યવધાન જ્ઞાનના જ્ઞાનની ઉત્પત્તિમાં તમોએ માન્યું છે. તેથી જ્ઞાન અવશ્ય ક્રમિક ભાસવું જોઇએ. વળી જ્ઞાનની ઉત્પત્તિ જિજ્ઞાસાથી થાય છે, તે પણ યુક્તિસંગત નથી, કારણ કે–યોગ્ય દેશમાં રહેલ અજિજ્ઞાસિત પદાર્થોનું પણ જ્ઞાન થઇ જાય છે, એવી પ્રતીતિ સૌને છે. વળી, અર્થજ્ઞાનને અયોગ્યદેશવૃત્તિ પણ કહી શકાય નહીં કારણ કે

આત્મામાં સમવાય સંબંધથી જ્ઞાન ઉત્પન્ન થાય છે, એટલે તે યોગ્યદેશસ્થિત હોઇ જિજ્ઞાસા સિવાય પણ અર્થજ્ઞાનના જ્ઞાનની ઉત્પત્તિ થઇ જવી જોઇએ.

शंका—જિજ્ઞાસા સિવાય પણ અર્થજ્ઞાનના જ્ઞાનની ઉત્પત્તિ ભલે થાય. તેમાં શું દોષ છે?

समाधान—જો એમ થતું હોય તો—એ જ પ્રમાણે અર્થજ્ઞાનના જ્ઞાન વિશે અન્ય જ્ઞાનની ઉત્પત્તિનો પ્રસંગ આવશે. અને વળી તે જ્ઞાનમાં પણ અન્ય જ્ઞાનની ઉત્પત્તિ, અને એ રીતે અન્ય અન્ય જ્ઞાનની ઉત્પત્તિની પરંપરામાં જ આત્માનો વ્યાપાર થવાને લીધે તેનો બીજા વિષયોમાં સંચાર થઇ શકશે નહીં. અર્થાત્ બીજા વિષયોનું જ્ઞાન થઇ શકશે નહીં.

માટે એક જ્ઞાન બીજા જ્ઞાનનો વિષય બને છે, એ કથન પણ યુક્તિસિદ્ધ નથી. ૧૮.

(ટિ૦) **तदुत्पादे**ति संवेदनोत्पत्तिप्रतीतेः । **नचायोग्ये**ति न विद्यते योग्यो देशोऽस्य तत् । **अस्ये**ति ज्ञानस्य ॥१८॥

प्रमाणं विविच्याऽस्यैव प्रामाण्यस्वरूपं धर्ममाविष्कुर्वन्ति—

**ज्ञानस्य प्रमेयाऽव्यभिचारित्वं प्रामाण्यम् ॥१९॥**

§ १ प्रमीयमाणार्थाऽव्यभिचरणशीलत्वं यज् ज्ञानस्य तत् प्रामाण्यमित्यर्थः ॥१९॥

प्रसङ्गायातमप्रामाण्यरूपमपि धर्मं प्रकटयन्ति—

**तदितरत्त्वप्रामाण्यम् ॥२०॥**

§ १ तस्मात् प्रमेयाव्यभिचारित्वात्, इतरत् प्रमेयव्यभिचारित्वम्, अप्रामाण्यं प्रत्येयम् । प्रमेयव्यभिचारित्वं च ज्ञानस्य स्वव्यतिरिक्तग्राह्यापेक्षयैव लक्षणीयम्, स्वस्मिन् व्यभिचारस्यासंभवात् । तेन सर्वं ज्ञानं स्वापेक्षया प्रमाणमेव, न प्रमाणाभासम् । वहिरर्थापेक्षया तु किञ्चित् प्रमाणम्, किञ्चित् प्रमाणाभासम् ॥२०॥

પ્રમાણનું વિવેચન કરીને હવે તેના પ્રામાણ્યરૂપ ધર્મનું નિરૂપણ આચાર્ય કરે છે—

**જ્ઞાનનું પ્રમેય સાથે અવ્યભિચારી હોવું, તે જ્ઞાનનું પ્રામાણ્ય છે. ૧૯.**

§ ૧ પ્રમીયમાણ—પ્રમાણનો વિષય બનતા પદાર્થ વિશે અવ્યભિચારી રહેવાનો જ્ઞાનનો જે સ્વભાવ તે પ્રામાણ્ય કહેવાય છે. ૧૯.

પ્રામાણ્યના પ્રસંગથી અપ્રામાણ્યના સ્વરૂપનું પણ નિરૂપણ કરે છે—

**તેથી અન્ય તો અપ્રામાણ્ય છે. ૨૦**

§ ૧ તેથી અર્થાત્ પ્રમેયાવ્યભિચારિત્વથી અન્ય એટલે પ્રમેયવ્યભિચારિત્વ તે 'અપ્રામાણ્ય' જાણવું. જ્ઞાનમાં જે 'પ્રમેયવ્યભિચારિત્વ' છે તે સ્વ(જ્ઞાન)થી વ્યતિરિક્ત–ભિન્ન જે ગ્રાહ્ય (ઘટાદિ પદાર્થ) છે, તેની અપેક્ષાએ જાણવું, કારણ કે—સ્વવિષયક જ્ઞાનમાં અર્થાત્ જ્ઞાન પોતે જ પોતાને વિષય કરે છે ત્યારે તો વ્યભિ-

ચારનો અસંભવ છે. તેથી કરીને દરેક જ્ઞાન પોતાની અપેક્ષાએ તો પ્રમાણ સ્વરૂપ જ છે, પરંતુ પ્રમાણાભાસ નથી. પણ બાહ્યપદાર્થની અપેક્ષાએ કોઈ જ્ઞાન પ્રમાણરૂપ હોય છે, તો કોઈ જ્ઞાન પ્રમાણાભાસ (અપ્રમાણ)રૂપ હોય છે. ૨૦.

(પ૦) **स्वस्मिन् व्यभिचारस्यासम्भवा**दिति । संशयविपर्ययादीनामपि स्वविषये प्रमाणत्वात् ॥२०॥

(टि०) **ज्ञानस्ये**त्यादि । **प्रमेयम**व्यभिचारि यत्र तत्तस्य भावः ॥१९॥

§१ अथोत्पत्तौ स्वनिश्चये च ज्ञानानां स्वत एव प्रामाण्यम्, अप्रामाण्यं तु परत एव यज्जैमिनीया जगुः, तद् निराकुर्वन्ति–

**तदुभयमुत्पत्तौ परत एव, ज्ञप्तौ तु स्वतः परतश्च ॥२१॥**

§२ अत्र ल्यब्लोपे पञ्चमी परं स्वं चापेक्ष्येत्यर्थः । ज्ञानस्य हि प्रामाण्यमप्रामाण्यं च द्वितयमपि ज्ञानकारणगतगुणदोषरूपं परमपेक्ष्योत्पद्यते । निश्चीयते त्वभ्यासदशायां स्वतः, अनभ्यासदशायां तु परत इति ।

तत्र ज्ञानस्याऽभ्यासदशायां प्रमेयाऽव्यभिचारि, तदितरच्चा[1]स्मीति प्रामाण्याप्रामाण्यनिश्चयः संवादकबाधकज्ञानमनपेक्ष्य प्रादुर्भवन् स्वतो भवतीत्यभिधीयते । अनभ्यासदशायां तु तदपेक्ष्य जायमानोऽसौ परत इति ॥

§૧ ઉત્પત્તિ અને સ્વનિશ્ચયમાં જ્ઞાનનું પ્રામાણ્ય સ્વતઃ છે, પરંતુ અપ્રામાણ્ય તો પરતઃ છે એમ જે જૈમિનીય(મીમાંસક)કહે છે, તેનું નિરાકરણ–

**તે બન્નેની ઉત્પત્તિ પરથી જ થાય છે, પરંતુ જ્ઞપ્તિ સ્વતઃ અને પરતઃ છે. ૨૧.**

§ ૨ આ સૂત્રમાં 'સ્વતઃ' અને 'પરતઃ' શબ્દમાં જે પંચમી વિભક્તિ છે, તેનો અર્થ 'સ્વ' અને 'પર'ની અપેક્ષા રાખીને, એવો છે. જ્ઞાનમાં જે પ્રામાણ્ય અને અપ્રામાણ્ય છે, તે બન્ને કારણમાં રહેલ યથાક્રમે ગુણ અને દોષરૂપ પર– પદાર્થની અપેક્ષાએ ઉત્પન્ન થાય છે, પરંતુ એ બન્નેનો નિશ્ચય અભ્યાસદશામાં સ્વતઃ અને અનભ્યાસદશામાં પરતઃ થાય છે.

તેમાં જ્ઞાનનો અભ્યાસદશામાં 'પ્રમેય સાથે અવ્યભિચારી છુ' એવો પ્રામાણ્યનો નિશ્ચય, અને 'પ્રમેય સાથે વ્યભિચારી છુ' એવો અપ્રામાણ્યનો નિશ્ચય સંવાદક જ્ઞાન અથવા બાધક જ્ઞાનની અપેક્ષા વિના જ ઉત્પન્ન થતો હોવાથી 'સ્વતઃ' કહેવાય છે. જ્યારે અનભ્યાસદશામાં પ્રામાણ્ય કે અપ્રામાણ્યનો નિશ્ચય સાધક કે બાધકની અપેક્ષાથી ઉત્પન્ન થતો હોવાથી 'પરતઃ' કહેવાય છે.

(टि०) **अनभ्यासदशाया**मित्यादि । **तदि**ति संवादकबाधकज्ञानम् । **असावि**ति प्रामाण्याप्रामाण्यनिश्चयः ।

§ ३ अत्रैवं मीमांसका मीमांसामांसलतां दर्शयन्ति– स्वत एव सर्वथा प्रमाणानां प्रामाण्यं प्रतीतिकोटिमाटीकते । तथाहि– तदुत्पत्तिप्रगुणा गुणाः प्रत्यक्षेण,

---

१ अस्तीति मुपा ।

अनुमानेन वा मीयेरन्? यदि प्रत्यक्षेण, तत् किमैन्द्रियेण, अतीन्द्रियेण वा? नैन्द्रियेण, अतीन्द्रियेन्द्रियाऽधिकरणत्वेन तेषां तद्ग्रहणाऽयोग्यत्वात्। नाप्यतीन्द्रियेण, तस्य चारुविचारगोचरचरिष्णुत्वाभावात्। अनुमानेन तान् निरणेष्महीति चेत्। कुतस्तत्र नियमनिर्णयः स्यात्? [1]न प्रत्यक्षाद्, गुणेषु तत्प्रवृत्तेः परास्तत्वात्। तथा च—

"द्विष्ठसंबन्धसंवित्तिर्नैकरूपप्रवेदनात्।"[2] [ प्रवाअ० २. १. ३ ]

नाप्यनुमानात्, तत एव तन्निश्चितावितरेतराश्रयस्य, तदन्तरात् पुनरनवस्थायाः प्रसक्तेः। ततो न गुणाः सन्ति केचित्। इति स्वरूपावस्थेभ्य एव कारणेभ्यो जायमानं तत् कथमुत्पत्तौ परतः स्यात्?

§ ४ निश्चयस्तु तस्य परतः कारणगुणज्ञानात्, बाधकाभावज्ञानात्, संवादिवेदनाद् वा स्यात्? तत्र प्राच्यं प्रकारं प्रागेव प्रास्थाम, गुणग्रहणप्रवीणप्रमाणपराकरणात्। द्वितीये तु, तात्कालिकस्य, कालान्तरभाविनो वा बाधकस्याऽभावज्ञानं तन्निश्चायकं स्यात्? पौरस्त्यं तावत् कूटहाटकनिष्टङ्कनेऽपि स्पष्टमस्त्येव। द्वितीयं तु न चर्मचक्षुषां संभवति।

संवादिवेदनं तु सहकारिरूपं सत् तन्निश्चयं विरचयेद्, ग्राहकं वा?। नाद्यमिद्, भिन्नकालत्वेन तस्य सहकारित्वासंभवात्। द्वितीयपक्षे तु, तस्यैव ग्राहकं सत्, तद्विषयस्य वा, विषयान्तरस्य वा? न प्रथमः पक्षः, प्रवर्तकज्ञानस्य सुदूरनष्टत्वेन ग्राह्यत्वायोगात्। द्वितीये तु, एकसन्तानम्, भिन्नसन्तानं वा तत् स्यात्? पक्षद्वयेऽपि, [3]तैमिरिकावलोक्यमानमृगाङ्कमण्डलद्वयदर्शिदर्शनेन व्यभिचारः। तद्धि चैत्रस्य पुनःपुनर्मैत्रस्य चोत्पद्यत एव। तृतीये पुनः, अर्थक्रियाज्ञानम्, अन्यद् वा तद् भवेत्? न पौरस्त्यम्, प्रवर्तकस्य प्रामाण्यानिश्चये प्रवृत्त्यभावेनार्थक्रियाया एवाभावात्। निश्चितप्रामाण्यात् तु प्रवर्तकज्ञानात् प्रवृत्तौ चक्रकम्— निश्चितप्रामाण्यात् प्रवर्तकात् प्रवृत्तिः, प्रवृत्तेरर्थक्रियाज्ञानम्, तस्माच्च प्रवर्तकज्ञानस्य प्रामाण्यनिश्चय इति। कथं चार्थक्रियाज्ञानस्यापि प्रामाण्यनिश्चयः? अन्यस्मादर्थक्रियाज्ञानाच्चेत्। अनवस्था। प्रवर्तकज्ञानाच्चेत्। अन्योन्याश्रयः। स्वतश्चेत्। प्रवर्तकज्ञानस्यापि तथैवाऽस्तु। अन्यदपि विज्ञानमेकसन्तानम्, भिन्नसन्तानं वा? द्वयमपि चैतदेकजातीयम्, भिन्नजातीयं वा?। चतुष्टयमपि चैतद् [4]व्यभिचाराभिचारदुस्संचरम्। तथाहि— एकसन्तानं भिन्नसन्तानं चैकजातीयमपि तरलतरतुङ्गतरङ्गतरङ्गिणीनीरज्ञानम्, भिन्नजातीयं च कुम्भाम्भोरुहादिज्ञानं मरुवसुन्धरानीरिचतुरतरतरणिकिरणश्रेणिसङ्क्रान्तिसंक्लिष्टं

१ 'न' नास्ति मु। २ अस्योत्तरार्धमपि मुद्रिते दत्तम्, किन्तु पञ्जिका-टिप्पणानुसारेण तन्नास्ति। ३ तैमिरिकाऽऽलो° मु। ४ 'चारि' इति मु पा।

दनस्य न संवादकमिति न ज्ञप्तावपि तत् परतः ।

अप्रामाण्यं तूत्पत्तौ दोषापेक्षत्वात्, ज्ञप्तौ तु बाधकापेक्षत्वात् परत एवेति ॥

§ ૩ આ બાબતમાં મીમાંસકો પોતાની મીમાંસા વિષે માંસલતા-પુષ્ટિ દર્શાવે છે. તે આ પ્રમાણે—

પ્રમાણગત પ્રામાણ્ય સર્વથા (ઉત્પત્તિ અને જ્ઞપ્તિરૂપ સર્વપ્રકારે) સ્વતઃ છે—એમ પ્રતીતિકોટિને પ્રાપ્ત થાય છે. અર્થાત્ અનુભવમાં આવે છે. તે આ પ્રમાણે—

પ્રામાણ્યની ઉત્પત્તિ સ્વતઃ ન માનતા જો ગુણથી માનવામાં આવે તો પ્રશ્ન એ છે કે પ્રામાણ્યની ઉત્પત્તિમાં તત્પર એ ગુણો પ્રત્યક્ષથી જણાય છે કે અનુમાનથી? પ્રત્યક્ષથી કહો તો—ઐન્દ્રિય પ્રત્યક્ષથી છે કે અતીન્દ્રિય પ્રત્યક્ષથી? અતીન્દ્રિય—ઇન્દ્રિયો વડે અગ્રાહ્ય એવી ઇન્દ્રિયોમાં ગુણો રહે છે, માટે ઇન્દ્રિય તેને જાણી શકે નહિ, એટલે ઐન્દ્રિય પ્રત્યક્ષથી ગુણો જણાય છે એ પક્ષ યુક્ત નથી. અતીન્દ્રિય પ્રત્યક્ષ તો સૂક્ષ્મ વિચારનો વિષય જ થઈ શકતું નથી. અર્થાત્ તે અતીન્દ્રિય પ્રત્યક્ષ સ્વયં અસિદ્ધ છે. માટે અતીન્દ્રિય પ્રત્યક્ષથી ગુણો જણાય છે એ પક્ષ પણ યુક્ત નથી. અનુમાનથી ગુણોનો નિશ્ચય છે— એમ કહો તો ગુણોમાં વ્યાપ્તિનો નિર્ણય કોનાથી થશે— પ્રત્યક્ષથી કે અનુમાનથી? પ્રત્યક્ષથી તો થાય નહીં. કારણ કે—ગુણોમાં પ્રત્યક્ષની પ્રવૃત્તિનું ખંડન પહેલાં જ કરી ચૂકયા છીએ. વળી કહ્યું પણ છે કે—"એકનું સ્વરૂપ જાણવાથી એમાં રહેલ સંબંધનું જ્ઞાન થતું નથી" અને અનુમાનથી પણ વ્યાપ્તિ જ્ઞાન થશે નહીં કારણ કે—તે જ અનુમાનથી વ્યાપ્તિનો નિશ્ચય કહો તો—ઇતરેતરાશ્રય દોષ આવશે અને જો બીજા અનુમાનથી વ્યાપ્તિનિશ્ચય માનો તો—અનવસ્થા દોષ આવશે. માટે પ્રામાણ્યના જનક કોઈ ગુણો યુક્તિસિદ્ધ નથી. આથી સ્વરૂપાવસ્થ અર્થાત્ જ્ઞાનના સ્વરૂપે રહેલા કારણોથી જ ઉત્પન્ન થતું પ્રામાણ્ય પરતઃ કઈ રીતે થઇ શકે? સારાંશ કે ઉત્પત્તિની અપેક્ષાએ પ્રામાણ્ય સ્વતઃ છે, એ સિદ્ધ થયું.

§૪ પ્રામાણ્યનો નિશ્ચય અર્થાત્ જ્ઞપ્તિ પણ પરતઃ નથી. કારણ કે 'પર' એટલે શું? કારણભૂત ગુણનું જ્ઞાન કે બાધકાભાવનું જ્ઞાન કે સંવાદી જ્ઞાન? આ ત્રણ પક્ષમાંથી પ્રથમ પક્ષનું ખંડન તો—પૂર્વે ગુણગ્રાહક પ્રમાણનું ખંડન કરવાથી થઇ ચૂકયું છે. 'બાધકાભાવનું જ્ઞાન' એ બીજો પક્ષ કહો તો—તાત્કાલિક (જ્ઞાનકાલીન) બાધકના અભાવનું જ્ઞાન પ્રામાણ્યનું નિશ્ચાયક છે કે કાલાન્તરભાવી બાધકના અભાવનું જ્ઞાન પ્રામાણ્યનું નિશ્ચાયક છે? પ્રથમ વિકલ્પ માનો તો—તે સોનાના ખોટા સિક્કાના જ્ઞાનમાં પણ સ્પષ્ટપણે વિદ્યમાન જ છે. અર્થાત્ તાત્કાલિક બાધકાભાવનું જ્ઞાન ખોટા સિક્કાને સાચો જાણીએ છીએ ત્યારે પણ છે. તો ત્યાં પણ પ્રામાણ્યનો નિશ્ચય થવો જોઇએ. બીજો વિકલ્પ—કાલાંતરભાવી બાધકાભાવનું જ્ઞાન તો ચર્મચક્ષુવાળા આપણી જેવાને સંભવતું જ નથી. કારણ આગળ કોઈ પણ કાળે બાધક નહીં થાય તે આપણે જાણી શકતા નથી.

સંવાદી વેદન કહો તો—તે સંવાદીવેદન સહકારીરૂપે પ્રામાણ્યનો નિશ્ચય કરાવે છે કે ગ્રાહકરૂપે ? પહેલો પક્ષ કહી શકશો નહીં, કારણ કે—સંવાદીવેદન ભિન્નકાલીન હોવાથી તેમાં સહકારિત્વનો અસંભવ છે. અર્થાત્ તે સહકારી થઈ શકતું નથી સંવાદીવેદન ગ્રાહકથઈ નિશ્ચય કરાવે છે—એ વિષે પ્રશ્ન છે કે—તે તેનું જ અર્થાત્ પ્રવર્તક જ્ઞાનનું જ ગ્રાહક થઈને તેના પ્રામાણ્યનો નિશ્ચય કરાવે છે કે પ્રવર્તક જ્ઞાનના વિષયનું ગ્રાહક થઈને નિશ્ચય કરાવે છે કે વિષયાન્તરનું ગ્રાહક થઈને નિશ્ચય કરાવે છે ? પ્રથમ પક્ષ યુક્તિસિદ્ધ નથી, કારણકે બહુ વહેલા નાશ પામી જનાર પ્રવર્તકજ્ઞાન તેનો ગ્રાહ્ય—વિષય બની શકશે નહીં. બીજો પક્ષ કહો તો—તે સંવાદીવેદન એકસંતાનમાં છે કે ભિન્નસંતાનમાં ? બન્ને પક્ષમાં નેત્રમાં તૈમિરિક રોગવાળા ( મોતીયા—ઝામર કે તેવા બીજા રોગવાળા ચૈત્ર અને મૈત્ર જેવા ) પુરુષોથી કરાતા ચંદ્રમંડળયુગલના દર્શનવડે વ્યભિચાર છે, કારણ કે ચૈત્રને થતું તેવું દર્શન પુનઃ પુનઃ થાય છે અને મૈત્રને પણ થાય છે પણ ચૈત્રમૈત્રના તેવાં જ્ઞાનો તે વિષયને જ ગ્રહણ કરવા છતાં પ્રામાણ્ય નિશ્ચાયક નથી. વિષયાન્તરનું ગ્રાહક સંવાદીજ્ઞાન પ્રામાણ્યનું નિશ્ચાયક છે એવો ત્રીજો પક્ષ કહો તો—તે અર્થક્રિયાનું જ્ઞાન છે કે કોઈ બીજું જ જ્ઞાન છે ? પૂર્વ પક્ષ સંગત નથી, કારણ કે—પ્રવર્તકજ્ઞાનમાં પ્રામાણ્યનો નિશ્ચય ન હોય ત્યાં સુધી પ્રવૃત્તિ થશે નહીં, અને પ્રવૃત્તિ ન હોય તો અર્થક્રિયા જ ન થાય અને પ્રવર્તકજ્ઞાનના પ્રામાણ્યનો નિશ્ચય થવાથી જો પ્રવૃત્તિ થતી હોય તો ચક્રક દોષ આવશે. તે આ પ્રમાણે—પ્રવર્તકજ્ઞાનના પ્રામાણ્યનો નિશ્ચય હોય તો તે પ્રવર્તકજ્ઞાનથી પ્રવૃત્તિ, પ્રવૃત્તિથી અર્થક્રિયાજ્ઞાન અને અર્થક્રિયાજ્ઞાનથી પ્રવર્તક જ્ઞાનના પ્રામાણ્યનો નિશ્ચય. વળી, અર્થક્રિયાજ્ઞાનના પ્રામાણ્યનો નિશ્ચય પણ કઈ રીતે થશે ? જો અન્ય અર્થક્રિયાજ્ઞાનથી કહો તો અનવસ્થા દોષ આવશે. અને જો પ્રવર્તકજ્ઞાનથી કહો તો—અર્થક્રિયાજ્ઞાનના પ્રામાણ્યનો નિશ્ચય પ્રવર્તકજ્ઞાનથી અને પ્રવર્તકજ્ઞાનના પ્રામાણ્યનો નિશ્ચય અર્થક્રિયાજ્ઞાનથી—એમ અન્યોન્યાશ્રય દોષ આવશે. અને જો અર્થક્રિયાજ્ઞાનના પ્રામાણ્યનો નિશ્ચય 'સ્વતઃ' કહો તો પ્રવર્તકજ્ઞાનના પ્રામાણ્યનો નિશ્ચય પણ સ્વતઃ થાઓ. અર્થક્રિયાજ્ઞાનથી ભિન્ન એવું કોઈ વિષયાન્તરનું જ્ઞાન સંવાદી હોય તો તે પણ એકસંતાનનું છે કે ભિન્નસંતાનનું ? વળી, એ એકસંતાન અને ભિન્નસંતાનનાં જ્ઞાનો એકજાતીય છે કે ભિન્નજાતીય ? આ ચારે વિકલ્પ વ્યભિચારરૂપ અભિચાર—મારણપ્રયોગથી દુઃસંચર છે. એટલે કે વ્યભિચાર દોષથી દૂષિત છે. તે આ પ્રમાણે—જો એકસંતાન કે ભિન્નસંતાન પણ એક જાતીયજ્ઞાન હોય તો તે અત્યંત ચપલ, ઉન્નત અને ઉછળતા તરંગવાળી નદીના પાણીનું જ્ઞાન છે, અને જો એકસંતાન કે ભિન્નસંતાન ભિન્નજાતીયજ્ઞાન હોય તો તે-કુંભ, કમલ વિગેરેનું જ્ઞાન છે. તે બન્ને જ્ઞાનો મરુભૂમિ—મારવાડની રેતાળભૂમિમાં પ્રચંડ પ્રકાશ દેનારા સૂર્યના કિરણોના સંબંધને કારણે દેખાતા પાણીના—મૃગજળ વિષેના જ્ઞાનનાં સંવાદક બનતાં નથી. માટે જ્ઞપ્તિ અર્થાત્ નિશ્ચયમાં પણ—પ્રામાણ્ય પરતઃ નથી. પણ સ્વતઃ છે.

પરંતુ અપ્રામાણ્ય ઉત્પત્તિમાં દોષની અપેક્ષા રાખતું હોઇ અને જ્ઞપ્તિમાં બાધકજ્ઞાનની અપેક્ષા રાખતું હોઈ પરતઃ જ છે.

(प०) **मीमांसामांसलतामि**ति मीमांसा ग्रन्थविशेषः। **स्वत एव सर्वथा प्रमाणानामि**ति उत्पत्तौ ज्ञप्तौ च। **तदि**ति प्रामाण्यम्। **तेषामि**ति गुणानाम्। **तद्ग्रहणायोग्यत्वात्** इति इन्द्रियग्रहणायोग्यत्वात्। **तत्रे**ति अनुमाने। **नियमनिर्णय** इति प्रतिबन्धनिर्णयः। **न प्रत्यक्षादि**ति धूमधूमध्वजयोर्ह्यविनाभावं प्रत्यक्षान्निश्चिन्वन्ति कृतिनः। इह च न प्रत्यक्षात्। **तत्प्रवृत्तेरि**ति प्रत्यक्षप्रवृत्तेः। **द्विष्ठसम्बन्धसंवित्तिरि**ति इन्द्रियाणां गुणिनां परिज्ञानेऽपि गुणानामपरिज्ञानात्। **द्विष्ठसम्बन्धे**त्यादि पूर्वार्द्धं ग्रन्थेऽस्ति, अपरार्द्धं तु "द्वयस्वरूपग्रहणे सति सम्बन्धवेदनम्"। **तत एवे**ति गुणनिर्णायकानुमानादेव। **तदन्तरादि**ति। अनुमानान्तरात्। **तत् कथमिति तत्** प्रामाण्यम्।

**तन्निश्चयं विरचयेदि**ति। अर्थज्ञाननिश्चयं प्रामाण्यमित्यर्थः। **तस्यैव ग्राहकं सत् तन्निश्चयं विरचयेदि**ति योगः। **तद्धी**ति तैमिरिकावलोक्यमानमृगाङ्कमण्डलद्वयदर्शिदर्शनम्। **चैत्रस्य पुनः पुनर्मैत्रस्य चोत्पद्यत एवे**ति। तस्यैव तैमिरिकस्य चैत्राख्यस्य पुनः पुनर्दर्शनं संवादिज्ञानमेकसन्तानम्, मैत्रस्यापि द्विचन्द्रदर्शने भिन्नसन्तानम्। तद्यदि संवादिज्ञानेन तद्विषयग्रहणमात्रेणैव प्रामाण्यनिश्चयः सोऽत्रापि प्रसज्येत। **तद्भवेदि**ति विषयान्तरग्राहकं भवेत्। **अर्थक्रियाज्ञानस्यापि प्रामाण्यनिश्चय** इति। प्रवर्त्तकज्ञानस्य तावदर्थक्रियाज्ञानात् प्रामाण्यनिश्चयः। तस्यैव तु **कथमि**त्याह।

(टि०) **सर्वथे**ति उत्पत्तौ ज्ञप्तौ च। **तदुत्पत्ती**ति प्रामाण्योत्पादप्रवणा। **अतीन्द्रिये**ति अतीन्द्रियमिन्द्रियगोचरातीतमिन्द्रियमाभ्यन्तरं निवृत्तिरूपमधिकरणमाधारो येषां तद्भावस्तत्त्वम्। **तेषामि**ति गुणानाम्। **तद्ग्रहणे**ति तेनैन्द्रियेण ज्ञानाऽसम्भवात्। **तस्य चावि**ति अतीन्द्रियप्रत्यक्षस्य। अतीन्द्रियप्रत्यक्षसिद्धौ हि सर्वज्ञः सिध्यति। न चामी तं मन्यन्ते। **अनुमानेन तानि**ति गुणान्। **निरणेष्महि**ति निश्चयपूर्वं मन्यामहे। **तत्रे**ति तेषु गुणेषु। **नियमनिर्णय** इति अनुमानाविनाभावनिश्चयः। **तत्प्रवृत्तेरि**ति प्रत्यक्षप्रवृत्तेः। **परास्तत्वादि**ति अपाकृतत्वात्। **द्विष्ठसम्बन्धेति**

"द्वयोः स्वरूपग्रहणे सति सम्बन्धवेदनम्।"

**तत एवे**ति गुणसाधकादेवानुमानात। **तन्निश्चितावि**ति अविनाभावसम्बन्धनिश्चितौ **इतरेतराश्रयस्य** प्रसक्तिः। **तदन्तरादि**ति अनुमानान्तरात् तन्निश्चितौ।

[1]**निश्चयस्त्वि**त्यादि। **तस्ये**ति प्रामाण्यस्य। **प्रास्थामे**ति क्षिप्तवन्तः। **तन्निश्चायकमि**ति प्रामाण्यनिर्णायकम्।

**भिन्नकालत्वेन** तस्येति संवादकज्ञानस्य। **तस्यैवे**ति प्रामाण्यस्य। **तद्विषयस्ये**ति प्रामाण्यविषयस्य। **प्रवर्त्तके**ति संवादकज्ञानस्य। **तदि**ति संवादिवेदनम्। **पक्षद्वयेपी**ति तिमिररोगाभिभूतनयनो जनः चन्द्रमण्डलद्वितयं पुनः पुनः पश्यति। प्रथमालोकितशशियुगलस्य संवादकं पुनः पुनर्विधुवीक्षणं भवेत्, तथापि तद् ज्ञानं संवाददत्तहस्तावलम्बमपि न प्राज्ञप्रवृत्तिप्रतिपत्तिनिमित्तम्, विमलनयनजनविलोकनेन व्यभिचारात् तस्य प्रामाण्यगोचराभावात्। **तद्धी**ति। ननु एकपुरुषप्रतिष्ठं शशिद्वयावलोकनमप्रमाणं भवतु, पुनर्धन(पुनरन्य ?)जननयनगोचरीभूतं तत्कथमप्रमाणं स्यात्। मैवम्। य एकत्र दोषः सर्वत्रापि स एव। **अन्यदपी**ति विषयान्तरसम्बन्धि।

---

१ तन्निश्चिताविति। मु।

§५ अत्राभिदध्महे—यत्तावद् 'गुणाः प्रत्यक्षेणाऽनुमानेन वा मीयेरन्' इत्यादि न्यगादि, तदखिलं न खलु न दोषप्रसरेऽपि प्रेरयितुं पार्यते। अथाध्यक्षेणैव चक्षुरादिस्थान् दोषान् निश्चिक्यिरे लोकाः। किं न नैर्मल्यादीन् गुणानपि? अथ तिमिरादिदोषाभावमात्रमेव नैर्मल्यादि, न तु गुणरूपमिति कथमध्यक्षेण गुणनिश्चयः स्यात्? एवं तर्हि नैर्मल्यादिगुणाभावमात्रमेव तिमिरादि, न तु दोषरूपमिति विपर्ययकल्पना किं न स्यात्?

अस्तु वा दोषाभावमात्रमेव गुणः, तथापि नायं तुच्छः कश्चित् संगच्छते,

"भावान्तरविनिर्मुक्तो भावोऽत्रानुपलम्भवत्।
अभावः संमतः ॥१॥"[1]

इति स्वयं भट्टेन प्रकटनात्। तदपेक्षायामपि च कथं न परतः प्रामाण्योत्पत्तिः? अथाऽऽसतां नैर्मल्यादयो गुणाः। तथाप्यधिष्ठानप्रतिष्ठानेव तान् प्रत्यक्षं साक्षात्करोति, न करणस्थान्, तेषां परोक्षत्वात्। तर्हि तत एव दोषानपि तत्स्थानेव तत् साक्षात् कुर्यात्। इति कथं दोषा अपि प्रत्यक्षलक्ष्याः स्युः?

अथ—अप्रामाण्यं विज्ञानमात्रोत्पादककारणकलापातिरिक्तकारकोत्पाद्यम्, [2]विज्ञानमात्रानुवृत्तावपि व्यावर्तमानत्वात्। [3]यदनुवृत्तावपि यद् व्यावर्तते तत्तन्मात्रोत्पादककारणकलापातिरिक्तकारकोत्पाद्यम्। यथा पाथःपृथिवीपवनातपानुवृत्तावपि व्यावर्तमानः कोद्रवाङ्कुरस्तदतिरिक्तकोद्रवोत्पाद्यः—इत्यनुमानाद् दोषप्रसिद्धिरिति चेत्। चिरं नन्दताद् भवान्। इदमेव ह्यनुमानमप्रामाण्यपदं निरस्य प्रामाण्यपदं च प्रक्षिप्य गुणसिद्धावपि विदध्यात् इति कथं न दोषवद् गुणा अपि सिद्ध्येयुः, यतो नोत्पत्तौ परतः प्रामाण्यं स्यात्? प्रतिबन्धश्च यथा दोषानुमाने तथा गुणानुमानेऽपि निर्णेयः। कथं वाऽऽदित्यगत्यनुमाने तन्निर्णयः? दृष्टान्ते तु यथाऽत्र साध्यसाधनसंबन्धोद्बोधोऽस्ति, तथा गुणानुमानेऽपि।

§५ જૈન—મીમાંસકના આ મન્તવ્યના વિરોધમાં અમે હવે આ પ્રમાણે કહીએ છીએ કે પ્રથમ તો 'ગુણો પ્રત્યક્ષથી જણાય છે કે અનુમાનથી?' વિગેરે જે કંઇ કહ્યું તે સઘળું દોષોને વિષે પણ કહી શકાય તેમ છે. લોકો ચક્ષુ વગેરે ઇન્દ્રિયોમાં રહેલ દોષોનો નિશ્ચય પ્રત્યક્ષથી જ કરે છે, એમ કહો તો—અમારો ઉત્તર એ છે કે—લોકો ચક્ષુ વગેરે ઇન્દ્રિયોમાં રહેલ નિર્મલતાદિ ગુણોનો નિશ્ચય પણ શું પ્રત્યક્ષથી નથી કરતા? કરે જ છે.

१ अत्र संदर्भः श्लोको दृश्यते त्रुटितः। २ तदनुवृत्तावपि-इति टिप्पणसंमतः पाठः। ३ यदित्थं तदित्थं यथा-सुपा।

**મીમાંસક**—તિમિરાદિ રોગરૂપ જે દોષ છે, તેનો અભાવ એ નિર્મલતાદિ છે. આથી તે ગુણરૂપે સ્વતંત્ર ભાવરૂપ નથી, માટે પ્રત્યક્ષથી ગુણોનો નિશ્ચય કેમ થાય ?

**જૈન**—તો પછી નિર્મલતાદિ ગુણોનો અભાવ એ જ તિમિરાદિ છે, પણ દોષરૂપે તે સ્વતંત્ર ભાવરૂપ નથી, એવી વિપરીત કલ્પના કેમ ન થાય ? અર્થાત્ ગુણના અભાવરૂપ દોષ કેમ ન માનવા ?

અથવા, ગુણ એ માત્ર દોષાભાવરૂપ ભલે હોય, તો પણ એ તુચ્છરૂપ શશશૃંગના અભાવ જેવો સિદ્ધ થઈ શકતો નથી, કારણ કે મીમાંસક–ભટ્ટ પોતે જ કહે છે કે–"પદાર્થાન્તરથી રહિત એવો ભાવ એ જ અનુપલંભવાળો હોઈ અભાવ અમને સંમત છે" અર્થાત્ ભૂતલમાં જ્યારે ઘટ ન હોય ત્યારે ભૂતલમાં ઘટાનુપલબ્ધિ છે, તેથી તે ભૂતલ જ ઘટાભાવ કહેવાય છે, આથી અભાવ એ તુચ્છ નહીં પણ ભાવાન્તરરૂપ છે– એવો ભટ્ટનો મત છે. આ પ્રમાણે દોષાભાવરૂપ ગુણો માનવામાં આવે તો પણ તે તુચ્છ ન હોવાથી પ્રામાણ્યની ઉત્પત્તિ જો ગુણસાપેક્ષ હોય તો તે પરતઃ કેમ ન કહેવાય ?

**મીમાંસક**—નિર્મલતાદિને ભલે ગુણો માનીએ તો પણ ગોલકાદિરૂપ ઇન્દ્રિયના અધિષ્ઠાનમાં રહેલા ગુણોનો જ પ્રત્યક્ષ સાક્ષાત્કાર કરે છે, પરંતુ ચક્ષુ આદિ ઇન્દ્રિયોમાં રહેલ ગુણોનો સાક્ષાત્કાર પ્રત્યક્ષ કરી શકતું નથી. કારણ કે–ઇન્દ્રિયો સ્વયં અતીન્દ્રિય હોવાથી તદ્‌ગત ગુણો પરોક્ષ જ છે.

**જૈન**—તો તો એ જ યુક્તિ પ્રમાણે ગોલકાદિ સ્થાનમાં રહેલા દોષોનો જ સાક્ષાત્કાર થઈ શકે પણ ઇન્દ્રિયોમાં રહેલ દોષોનો સાક્ષાત્કાર થઇ શકે નહીં. તો દોષોને પ્રત્યક્ષ કેમ કહેવાય ? અને જો તે દોષો પ્રત્યક્ષ ન હોય તો અપ્રામાણ્યની ઉત્પત્તિ પરતઃ કેવી રીતે સિદ્ધ થાય ?

**મીમાંસક**—દોષની સિદ્ધિ અમે અનુમાનથી આ પ્રમાણે કરીશું—વિજ્ઞાનને ઉત્પન્ન કરનારા કારણોથી ભિન્ન એવા કારણોથી અપ્રામાણ્યની ઉત્પત્તિ થાય છે,કારણ કે વિજ્ઞાનનો અન્વય છતાં તે અપ્રમાણરૂપ વિજ્ઞાન સામાન્યવિજ્ઞાનથી વિલક્ષણ છે. આ પ્રમાણે જે અન્વિત છતાં વિલક્ષણ હોય તેની કારણસામગ્રી સામાન્ય કારણસામગ્રીથી ભિન્ન હોવી જોઇએ, જેમકે–જલ, પૃથ્વી, પવન, આતપ આદિ સાધારણ કારણોનો અન્વય હોવા છતાં કોદ્રવનો અંકુર જલાદિ સામાન્ય સામગ્રીથી અતિરિક્ત કોદ્રવ બીજની અપેક્ષા રાખે છે, તેમ વિજ્ઞાનનું અપ્રામાણ્ય પણ વિજ્ઞાનની સામાન્ય સામગ્રીથી અતિરિક્ત કારણની અપેક્ષા રાખે છે, અને તે અતિરિક્ત કારણ દોષ છે.

**જૈન**–ભાઇ લાંબાકાળ સુધી આનંદ કરો અર્થાત્ ઘણું જીવો. પ્રસ્તુત અનુમાનમાં 'અપ્રામાણ્ય' શબ્દને દૂર કરી તેને સ્થાને પ્રામાણ્ય શબ્દ મૂકીને એ જ અનુમાનને ગુણની સિદ્ધિમાં પણ કહી દ્યો, અને એથી દોષોની જેમ ગુણો પણ કેમ સિદ્ધ નહીં થાય ? અને ગુણો સિદ્ધ થાય તો પ્રામાણ્ય પણ ઉત્પત્તિમાં પરતઃ સિદ્ધ કેમ ન થાય ? અર્થાત્ દોષની જેમ ગુણો પણ સિદ્ધ થવાથી પ્રામાણ્યની ઉત્પત્તિ

પણ પરતઃ સિદ્ધ થશે. અને જે રીતે દોષના અનુમાનમાં વ્યાપ્તિનો નિશ્ચય કરતા હો તેજ રીતે ગુણના અનુમાનમાં પણ વ્યાપ્તિનો નિશ્ચય કરી લેવો. અદૃષ્ટના સંબંધનો નિર્ણય જો થઇ જ શકતો ન હોય તો સૂર્યની ગતિના અનુમાનમાં સંબંધનો નિશ્ચય કઇ રીતે થશે? અને દૃષ્ટાંતમાં તો જે રીતે દોષના અનુમાનમાં સાધ્ય અને સાધનના સંબંધનો બોધ થાય છે તેવીજ રીતે ગુણના અનુમાનમાં પણ સાધ્ય અને સાધનના સંબંધનો બોધ થાય છે.

(प०) **अभावः सम्मत** इत्यतोऽग्रे "तस्य हेतोः किं न समुद्भवः" ।

(टि०) **किं न नैर्मल्यादीनि**ति उत्तरयन्ति सूरयः ।

**तथापी**ति । **अयमि**ति गुणः । **तुच्छ** इति अभावरूपः ।

**भावान्तरे**त्यादि भावान्तरेण विवक्षितघटादिना रहितो भावो भूतलादिः । यथा घटाभावो भूतलम् । तत्र भूतलं भावरूपमस्त्येव[1],अपरेपि भावाः सन्ति । किन्तु विवक्षितो घट एव नास्ति । **अनुपलम्भे**ति यथात्र भूतले घटस्यानुपलम्भस्तथाऽभावोपि । **तदपेक्षायामि**ति दोषाभावापेक्षायाम् । **तेषामि**ति गुणानाम् । **तत्स्थाने**वेति अधिष्ठानप्रतिष्ठान् । **तदि**ति प्रत्यक्षम् । **तदनुवृत्तावि**ति विज्ञानानुवृत्तावपि । **प्रतिबन्ध** इति अविनाभावः । **तन्निर्णय** इति अविनाभावनिश्चयः ।

§६ यच्चाऽवाचि–'निश्चयस्तु तस्य परतः' इत्यादि । तत्र संवादिवेदनादिति ब्रूमः । कारणगुणज्ञान-बाधकाभावज्ञानयोरपि च संवादकज्ञानरूपत्वं प्रतिपद्यामहे । यादृशोऽर्थः पूर्वज्ञाने प्रथापथमवतीर्णस्तादृश एवासौ येन विज्ञानेन व्यवस्थाप्यते तत् संवादकमित्येतावन्मात्रं हि तल्लक्षणमाचचक्षिरे धीराः । यस्तु गुणग्रहणप्रवणप्रमाणपराकरणपरायणातिदेशप्रयासः, प्रयास एव केवलमयमजनि भवतः, दोषसंदोहवद् गुणगणेऽपि प्रमाणप्रवृत्तेरनिवारणात् । यत्तु बाधकाभावज्ञानपक्षे विकल्पितम्–'तात्कालिकस्य कालान्तरभाविनो वा' इत्यादि । तत्राद्यविकल्पपरिकल्पनाऽल्पीयसी । न खलु साधननिर्भासिसंवेदनोदयकाले क्वापि कस्यापि बाधकस्योदयः संभवी, उपयोगयौगपद्यासंभवात् । भविष्यत्कालस्य तु बाधकस्याभावज्ञानात् प्रामाण्यनिर्णयो निरवद्य एव । न च चर्मचक्षुषां तदभावो भवितुमर्हति, यदुदग्रसमग्रसामग्रीसंपाद्यसंवेदनं न तत्र भाविबाधकावकाश इत्येवं तन्निर्णयात् । यदि च भाविवस्तुसंवेदनमस्मादृशां न स्यादेव, तदा कथं कृत्तिकोदयात् शकटोदयानुमानं नाम्नमियात् ?

यत्पुनरवादि–'संवादिवेदनं तु' इत्यादि । तत्र संवादिवेदनात् साधननिर्भासिप्रतिभासविषयस्य, विषयान्तरस्य वा ग्राहकात् प्रामाण्यनिर्णय इति ब्रूमः । भवति हि तिमिरनिकुरम्बकरम्बितालोकसहकारिकुम्भावभासस्य नैर्मल्यकल्पनानं भिन्नसन्तानं च निरन्तरालोकसहकारिसामर्थ्यसमुद्भूतं संवेदनं संवादकम् । न च नैमित्तिकादि-

१ 'नास्तीव मु ।

वेदनेऽपि तत्प्रसङ्गः, तत्र परतो बाधकात् स्वतःसिद्धप्रामाण्यादुत्तरस्याऽप्रामाण्यनिर्णयात्[1]। विषयान्तरग्राहकमपि संवादकमेव, यथा अर्थक्रियाज्ञानम्। न चात्र चक्रकावकाशः, प्रवर्तकप्रमाणप्रामाण्यनिर्णयादिप्रयोजनायाः प्रथमप्रवृत्तेः संशयादपि भावात्।

§ ९ વળી, તમે 'પ્રામાણ્યનો નિશ્ચય પરથી કહો તો' એમ કહીને જે વિકલ્પો કર્યા તે બાબતમાં સંવાદક જ્ઞાનથી પ્રામાણ્યનો નિશ્ચય થાય છે-એમ અમે કહીએ છીએ અને કારણગુણજ્ઞાન તથા બાધકાભાવના જ્ઞાનને પણ અમે સંવાદક જ્ઞાનરૂપે જ માનીએ છીએ, કારણ કે-જેવા પ્રકારની જાતિ કે આકૃતિથી યુક્ત પદાર્થ પૂર્વજ્ઞાનનો વિષય થયો હોય તેવા જ પ્રકારની જાતિ-આકૃતિથી યુક્ત પદાર્થ જે જ્ઞાનથી વ્યવસ્થાપિત-સિદ્ધ કરાય તે જ્ઞાન સંવાદક જાણવું. બુદ્ધિમાન્ પુરુષોએ સંવાદકનું આટલું જ લક્ષણ કહ્યું છે.

અને વળી ગુણનું ગ્રહણ કરનાર-ગુણનો સાક્ષાત્કાર કરનાર પ્રમાણના ખંડન માટે ભલામણ કરવાનો જે પ્રયાસ કર્યો તે તો માત્ર પ્રયાસ જ થયો, અર્થાત્ ફોગટની મહેનત થઇ. કારણ કે-દોષોની જેમ ગુણોમાં પણ પ્રમાણોની પ્રવૃત્તિ રોકી શકાય તેમ નથી.

વળી, બાધકાભાવ પક્ષમાં 'તાત્કાલિક અથવા કાલાન્તરભાવી' એમ કહીને જે વિકલ્પો કર્યા (પૃષ્ઠ ૧૧૨) તેમાં પહેલા વિકલ્પની કલ્પના તુચ્છ છે, કારણ કે-સાધન (હેયોપાદેય વસ્તુ)ને જણાવનાર જ્ઞાનની ઉત્પત્તિ સમયે કોઈ જગ્યાએ કોઈને પણ બાધક જ્ઞાનના ઉદયનો સંભવ નથી. કારણ કે-એકી સાથે બે ઉપયોગની ઉત્પત્તિનો સંભવ નથી. ભવિષ્યકાળમાં બાધકોના અભાવના જ્ઞાનથી થતો પ્રામાણ્યનો નિર્ણય તો નિર્દોષ જ છે. અને વળી આપણા જેવા ચર્મચક્ષુવાળાને ભાવિબાધકાભાવનું જ્ઞાન થતું નથી-એમ પણ નથી. કારણ કે-જ્યાં ઉચ્ચ પ્રકારની સમસ્ત સામગ્રીની ઉપસ્થિતિથી જ્ઞાન ઉત્પન્ન થયું હોય ત્યાં ભાવિબાધકને અવકાશ જ નથી—એ પ્રકારે પ્રામાણ્યનો નિર્ણય છે અને જો ભાવિવસ્તુનું જ્ઞાન આપણી જેવાને થતું જ ન હોય તો કૃત્તિકા નક્ષત્રના ઉદયથી રોહિણી નક્ષત્રના ઉદયનું અનુમાન પણ થવું ન જોઈએ.

વળી, તમે 'સંવાદી વેદન કહો તો' ઇત્યાદિ કહીને એ વિષયમાં જે વિકલ્પો કર્યા (પૃષ્ઠ ૧૧૩) તેમાં પ્રવર્તક જ્ઞાનના વિષય કે વિષયાન્તરને ગ્રહણ કરનાર સંવાદીવેદનથી પ્રામાણ્યનો નિર્ણય થાય છે, એમ અમે કહીએ, કારણ કે અંધકારના સમૂહને નિરસ્ત કરનાર પ્રકાશના સહકારથી થતા ઘટજ્ઞાનનું એ જ સ્થળે એકસંતાન કે ભિન્નસંતાનમાં નિરંતર પ્રકાશના સહકારના સામર્થ્યથી ઉત્પન્ન થયેલું જ્ઞાન સંવાદક છે જ. આમ માનવામાં તિમિર આદિ રોગવાળાઓથી કરાયેલ જ્ઞાનમાં પણ સંવાદકતાનો પ્રસંગ આવશે, એમ નથી. કારણ કે સંવાદક તરીકે મનાયેલ તે ઉત્તરજ્ઞાનના અપ્રમાણ્યનો નિશ્ચય અન્ય બાધક પ્રમાણથી છે. અર્થાત્ દોષરહિત ચક્ષુવાળા પુરુષનું દર્શન તેમાં બાધક છે અને તે બાધકરૂપ જ્ઞાનનું પ્રામાણ્ય તો સ્વતઃ સિદ્ધ છે. અર્થક્રિયાજ્ઞાનની

1 °दुत्तरस्याप्रामाण्यानिर्णयात्- इत्यपि प्रतिषु दृश्यते ।

જેમ વિષયાન્તરનું ગ્રાહક જ્ઞાન પણ સંવાદક બને છે. અને એમાં ચક્રક દોષ પણ નથી, કારણ કે–પ્રવર્તકપ્રમાણમાં પ્રામાણ્યનો નિશ્ચય કરવા માટેની પ્રથમ પ્રવૃત્તિ સંશયથી પણ થાય છે.

(પ૦) **तत्प्रसङ्ग इति** संवादकत्वप्रसङ्गः । **तत्र परतो बाधकादिति** निर्मलचक्षुराप्तपुरुषदर्शनप्राक्कालानुभूतचन्द्रैक्यस्मरणाद्वा ।

(टि०) **न खलु साधने**ति कारणावभासि । **यदुदग्रे**त्यादि । **तत्रे**ति संवेदने । **तन्निर्णयादि**ति प्रामाण्यनिश्चयात् ।

**भवती**त्यादि । **तत्रैवे**ति प्रदेशे स्वल्पालोकस्य संपूर्णालोकः संवादकः स्यात्, उभयोरप्येकत्र प्रवृत्तेः । **तत्प्रसङ्ग** इति संवादकत्वप्रसङ्गः ।

§७ अर्थक्रियाज्ञानस्य तु स्वत एव प्रामाण्यनिश्चयः, अभ्यासदशापन्नत्वेन दृढतरस्यैवास्योत्पादात् । न च साधननिर्भासिनोऽपि तथैवाऽयमस्त्विति वाच्यम्, तस्य तद्विलक्षणत्वात् । अन्यदप्येकसन्तानं भिन्नसन्तानं चैकजातीयं च यथैकदस्रदर्शनं दस्रान्तरदर्शनस्य, भिन्नजातीयं च यथा निशीथे तथाविधरसास्वादनं तथाभूतरूपस्य संवादकं भवत्येव । न च मिथ्यापाथःप्रथायाः पाथोऽन्तरे कुम्भादौ वा संवेदनं संवादकं प्रसज्यते । यतो न खलु निखिलं प्रागुक्तं संवेदनं संवादकं संगिरामहे । किं तर्हि ? यत्र पूर्वोत्तरत्रज्ञानगोचरयोरव्यभिचारस्तत्रैव ।

§ ८ किञ्च, स्वत एव प्रामाण्यनिर्णयवर्णनसकर्णेनाऽनेन स्वशब्द आत्मार्थः, आत्मीयार्थो वा कथ्येत ? नाद्यः पक्षः, स्वाववोधविधानेऽप्यन्धया बुद्ध्या स्वधर्मस्य प्रामाण्यस्य निर्णेतुमशक्तेः । द्वितीये तु, प्रकटकपटनाटकघटनपाटवं प्राचीकटत्, प्रकारान्तरेणास्मन्मताश्रयणात् । अस्माभिरप्यात्मीयेनैव ग्राहकेण प्रामाण्यनिर्णयस्य स्वीकृतत्वात् ।

§ ७ અર્થક્રિયા જ્ઞાન તો અભ્યાસદશાપન્ન હોવાથી અતિદૃઢપણે ઉત્પન્ન થાય છે, માટે તેમાં પ્રામાણ્યનો નિશ્ચય સ્વતઃ થાય છે.

શંકા—તો પછી પ્રવર્તક જ્ઞાનમાં પણ પ્રામાણ્યનો સ્વત નિશ્ચય કેમ ન માનવો ?

સમાધાન— એટલા માટે કે પ્રવર્તક જ્ઞાન અર્થક્રિયા જ્ઞાનથી વિલક્ષણ–ભિન્ન છે. અન્ય જ્ઞાન પણ સંવાદક બને જ છે જેવું કે એક સંતાનનું કે ભિન્નસંતાનનું એક જાતીય–એક દસ્ર–અશ્વિનકુમારનું દર્શન બીજા દસ્રના દર્શનનું: અને ભિન્નજાતીય અન્યજ્ઞાન જેવું કે રાત્રિમાં તથા પ્રકારના રસનું આસ્વાદન તથા પ્રકારના રૂપનું.

શંકા—પણ આમ અન્ય જ્ઞાનને સંવાદક માનતા જતાં મિથ્યાજલ (મૃગજલ) નું જ્ઞાન બીજા જલનું કે કુંભાદિક વિષે સંવાદક થઈ જશે.

समाधान—એમ નહીં બને. કારણ કે-પૂર્વે કહેલનું તાત્પર્ય એવું નથી કે બધાં જ્ઞાનો સંવાદક છે, પરંતુ જે સ્થળે પૂર્વજ્ઞાન અને ઉત્તરજ્ઞાનના વિષયોમાં વ્યભિચાર ન હોય અર્થાત્ અવિનાભાવ હોય તે સ્થળે જ અન્ય જ્ઞાનને સંવાદક કહીએ છીએ.

§ ૮. વળી, પ્રામાણ્યનો નિર્ણય સ્વતઃ જ છે, એવું સમર્થન કરવામાં તત્પર વિદ્વાન મીમાંસકને મતે 'स्व' શબ્દનો અર્થ આત્મા પોતે છે કે આત્મીય-પોતાનું છે ? પહેલો પક્ષ યુક્ત નથી, કારણ કે-જો જ્ઞાન પોતે પોતાનો બોધ કરાવવામાં પણ આંધળું હોય તો પછી તે સ્વયં પોતાના પ્રામાણ્યરૂપ ધર્મનો નિશ્ચય કઇ રીતે કરાવી શકે ? અર્થાત્ ન કરાવી શકે. બીજો પક્ષ માનો તો તો સ્પષ્ટપણે કપટનાટકની રચના કરવાની તમારી ચતુરાઈ જ પ્રકટ થાય છે, કારણ કે-પ્રકારાન્તરથી તમોએ અમારા જ મતનો આશ્રય કર્યો એમ કહેવાશે. કારણ કે અમોએ આત્મીય એટલે કે જ્ઞાનના પોતાના જ ગ્રાહકથી પ્રામાણ્યનો નિશ્ચય સ્વીકારેલ છે.

(प०) **पाथोन्तरे** इति तरङ्गिणीतोयज्ञाने ।

(टि०) **अर्थक्रिये**त्यादि । **अस्ये**ति अर्थक्रियाज्ञानस्य । **साधननिर्भासिन** इति प्रवर्त्तकज्ञानस्य । **तथैवे**ति अभ्यासदशापन्नत्वेनैव । **अयमि**ति प्रामाण्यनिश्चयः । **तस्ये**ति प्रवर्त्तकज्ञानस्य । **तद्वि-लक्षणे**ति अर्थक्रियाज्ञानविपरीतत्वात् । **अन्यदप्येके**त्यादि । **भिन्नजातीयमि**ति रूपाद्रसो भिन्न-जातीयः ।

§९ अथ येनैव ज्ञानमात्रं निर्णीयते तेनैव तत्प्रामाण्यमपि, इति स्वतः प्रामाण्य-निर्णयो वर्ण्यते । नन्वर्थप्राकटचोत्थापितार्थापत्तेः सकाशात् त्वया ज्ञाननिर्णीतिस्तावद-भीप्सामासे । अर्थप्राकटचं च यथार्थत्वविशेषणविशिष्टम्, निर्विशेषणं वाऽर्थापत्तिमुत्था-पयेत् ? प्राचि पक्षे, तस्य तद्विशेषणग्रहणं प्रथमप्रमाणात्, अन्यस्मात्, स्वतो वा भवेत् ? प्रथमपक्षे, परस्पराश्रयप्रसङ्गः— निश्चितप्रामाण्याद्धि प्रथमप्रमाणाद् यथार्थ-त्वविशिष्टार्थप्राकटचग्रहणम्, तस्माच्च प्रथमप्रमाणे प्रामाण्यनिर्णय इति । द्वितीय-विकल्पे तु अनवस्था—अन्यस्मिन्नपि हि प्रमाणे प्रामाण्यनिर्णायकार्थापत्त्युत्थापकस्यार्थ-प्राकटचस्य यथार्थत्वविशेषणग्रहणमन्यस्मात् प्रमाणादिति ।

§ १० अथ स्वतस्तद्विशेषणग्रहणम् । तथाहि—स्वसंविदितमर्थप्राकटचं तच्चा-त्मानं निर्णयमानं स्वधर्मभूतं यथार्थत्वमपि निर्णयते । तथा च ततोऽनुमीयमाने ज्ञाने स्वतः प्रामाण्यज्ञप्तिरिति । तदेतदनवदातम् । एवं सत्यप्रामाण्यस्यापि स्वतो ज्ञप्तिप्रसक्तेः । स्वतो निश्चितवैतथ्यविशेषणादर्थप्राकटचाद् विज्ञानमनुमीयमानमास्क-न्दिताप्रामाण्यमेवानुमीयते । ततः कथं प्रामाण्यवदप्रामाण्यस्यापि स्वतो निर्णीतिर्न स्यात् ?

अथ तत्र बाधकादेवाऽप्रामाण्यनिर्णयो न पुनर्ज्ञाननिर्णायकात् । एवं तर्हि संवादकादेव प्रामाण्यस्यापि निर्णयोऽस्तु—इति तदपि कथं स्वतो निर्णीतं स्यात् ?

§ ११ निर्विशेषणं चेत् तदर्थप्राकट्यमर्थापत्त्युत्थापकम्, तर्ह्यप्रमाणेऽपि प्रामाण्यनिर्णायकार्थापत्त्युत्थापनाऽऽपत्तिः, अर्थप्राकट्यमात्रस्य तत्रापि सद्भावात् । इति सूत्रोक्तैव व्यवस्था सिद्धिसौधमध्यमध्यरुक्षत् ॥२१॥

इति प्रमाणनयतत्त्वालोके[१] श्रीरत्नप्रभाचार्यविरचितायां रत्नाकरावतारिकाख्यलघुटीकायां प्रमाणस्वरूपनिर्णयो नाम प्रथमः परिच्छेदः ।

---

§९ मीमांसक—જેનાથી જ્ઞાન માત્રનો નિશ્ચય થાય છે, તેનાથી જ જ્ઞાનમાં રહેલ પ્રામાણ્યનો પણ નિશ્ચય થાય છે, અર્થાત્ તે માટે અન્ય જ્ઞાનની આવશ્યકતા નથી. એટલા માટે પ્રામાણ્યનો નિર્ણય સ્વતઃ કહેવાય છે.

जैन—પણ તમે તો અર્થપ્રાકટ્યથી ઉત્થાપિત અર્થાપત્તિ વડે જ્ઞાનના અસ્તિત્વનો નિર્ણય માનો છો પણ તે વિશે પ્રશ્ન છે કે તે અર્થપ્રાકટ્ય યથાર્થત્વ વિશેષણથી યુક્ત થઈ અર્થાપત્તિનું ઉત્થાપક છે કે વિશેષણ વિનાનું અર્થપ્રાકટ્ય અર્થાપત્તિનું ઉત્થાપક છે ? અર્થપ્રાકટ્ય યથાર્થ હોય તો તેના યથાર્થત્વનું ગ્રહણ પ્રથમ પ્રમાણથી થશે કે બીજા પ્રમાણથી થશે કે સ્વતઃ થશે ? પ્રથમ પ્રમાણથી માનવામાં પરસ્પરાશ્રય દોષ છે, તે આ પ્રમાણે—નિશ્ચિતપ્રામાણ્યવાળા પ્રથમ પ્રમાણથી યથાર્થત્વયુક્ત અર્થપ્રાકટ્યનું જ્ઞાન, અને યથાર્થત્વ વિશેષણયુક્ત અર્થપ્રાકટ્યથી પ્રથમ જ્ઞાનના પ્રામાણ્યનો નિશ્ચય. યથાર્થત્વ વિશેષણના ગ્રાહક તરીકે બીજું પ્રમાણ માનો તો અનવસ્થા થશે. તે આ પ્રમાણે—તે બીજા પ્રમાણના પ્રામાણ્યનો નિર્ણય પણ અર્થાપત્તિના ઉત્થાપક અર્થપ્રાકટ્યના યથાર્થ વિશેષણના ગ્રાહક તરીકે અન્ય પ્રમાણ માનીને જ થઈ શકશે, અને તે અન્ય પ્રમાણના પ્રામાણ્યનો નિર્ણય પણ તે જ પ્રકારે અન્ય પ્રમાણથી થશે—આ રીતે અનવસ્થા દોષ આવશે.

मीमांसक—તે યથાર્થત્વ વિશેષણનું ગ્રહણ સ્વતઃ થાય છે, તે આ પ્રમાણે—અર્થપ્રાકટ્ય સ્વસંવિદિત છે. અને તે જ્યારે પોતાનો નિર્ણય કરે છે ત્યારે જ પોતાના ધર્મરૂપ યથાર્થત્વનો પણ નિર્ણય કરે છે. તો તેવા પ્રકારના અર્થપ્રાકટ્યથી અનુમિત જ્ઞાનમાં પણ સ્વતઃ પ્રામાણ્યનો નિશ્ચય થાય છે.

जैन—તમારું આ કથન નિર્દોષ નથી. કારણ કે-એમ માનવાથી તો અપ્રામાણ્યમાં પણ સ્વતઃ નિશ્ચયનો પ્રસંગ આવશે, કારણ કે-સ્વતઃ નિશ્ચિત અયથાર્થ વિશેષણવાળા અર્થપ્રાકટ્યથી અનુમિત થતું જ્ઞાન અપ્રામાણ્યથી

१ ०लोकालङ्कारे सु ।

આક્રાન્તઃ--સમ્બદ્ધ હોય તે જ રીતે જ્ઞાત થાય છે. એટલે પ્રામાણ્યની જેમ અપ્રામાણ્યનો પણ સ્વતઃ નિર્ણય કેમ ન થાય ? અર્થાત્ સ્વતઃ નિર્ણય થશે.

मीमांसकः—અપ્રામાણ્યનો નિર્ણય બાધક જ્ઞાનથી જ થાય છે, પરંતુ જ્ઞાનના નિર્ણાયકથી તેનો નિશ્ચય થતો નથી.

जैनः—તો પછી પ્રામાણ્યનો નિર્ણય પણ સંવાદક જ્ઞાનથી જ થાય છે, એમ માનો તેથી પ્રામાણ્ય પણ સ્વતઃ નિર્ણીત કઇ રીતે હોઇ શકે ? અર્થાત્ તેને પણ પરતઃ માનવું જાઈએ.

§ ૧૦ मीमांसकः—વિશેષણરહિત અર્થપ્રાકટ્યથી અર્થાપત્તિનું ઉત્થાપન છે.

जैन—અપ્રમાણમાં પણ પ્રામાણ્યની નિર્ણાયક અર્થાપત્તિના ઉત્થાનનો પ્રસંગ આવશે, કારણ કે–માત્ર અર્થપ્રાકટ્ય તો ત્યાં પણ છે. માટે ગ્રન્થકારે સૂત્રમાં કરેલી વ્યવસ્થા જ યુક્તિયુક્ત છે. ૨૧.

એ પ્રમાણે 'પ્રમાણનયતત્ત્વાલોક' નામના ગ્રંથમાં શ્રીરત્નપ્રભાચાર્ય વિરચિત 'રત્નાકરાવતારિકા' નામની લઘુટીકામાં 'પ્રમાણસ્વરૂપનો નિર્ણય' નામનો પ્રથમ પરિચ્છેદ પૂર્ણ થયો.

રૈવતાચલચિત્રકૂટાદિ પ્રાચીન (જીર્ણ) તીર્થોદ્ધારક શ્રીવિજયનીતિસૂરીશ્વરજીના શિષ્યાણુ મુનિ મલયવિજયજીએ સ્વઅભ્યાસ સમયે કરેલ પ્રથમ પરિચ્છેદનો ગુર્જર ભાષાનુવાદ પૂર્ણ થયો.

(प०) **निर्णीतिः न स्यादि**त्यतोग्रे 'येन तत्[1] परतः कल्प्यते' इति गम्यम् ।

**अप्रमाणेऽपी**ति द्विचन्द्रज्ञाने-मृगतृष्णजलज्ञाने वा ॥२१॥

॥ समाप्तः प्रथमः परिच्छेदः ॥

अत्र वादस्थलानि शब्दार्थयोः सम्बन्धनिराकरणम्, तत् स्थापनं च १। परोक्षप्रमाणलक्षण-निराकरणम् २। स्वप्रमाणलक्षणकण्टकोद्धारः ३। सन्निकर्षप्रामाण्यनिराकरणम् ४। निर्विकल्पकनिराक-रणम् ५। प्रभाकराभिमतविवेकाख्यातिनिराकरणं विपर्यये ६। शून्यवादिनिराकरणम् ७। तत्रैवावय-विवादनिराकरणम् ७। ब्रह्माद्वैतवादिनिराकरणम् ८। त्रिपुटीप्रत्यक्षवादिभट्टनिरासेन ज्ञानस्य स्वसंवे-द्यत्वनियमनम् ९। यौगाभिप्रेतस्य ज्ञानान्तरवेद्यज्ञानस्य निराकरणम् १०। जैमिनीयाभिमतं यत् ज्ञानस्य स्वत एव प्रामाण्यं परत एव त्वप्रमाण्यम् तस्य निराकरणम्, यच्च स्वमते प्रामाण्यमप्रामाण्यं चोत्पत्तौ परत एव ज्ञप्तौ तु स्वतः परतश्चेति तस्य स्थापनं ११ एवमेकादश ॥

(टि०) **अथ स्वत** इत्यादि । **तच्चे**ति अर्थप्राकट्यम् । **तत** इति अर्थप्राकट्यात् ॥ २१ ॥

**इति श्री साधुपूर्णिमागच्छीयश्रीमदाचार्यगुणचन्द्रसूरिशिष्यपं०ज्ञानचन्द्र-विरचिते रत्नाकरावतारिकाटिप्पणके प्रथमः परिच्छेदः[2] समाप्तः ।**

१ तत् पुनरतः ल॰ । पुरतः डे१ । २ ॰दः संपूर्णः । ग्रन्थाग्रम् ४१० ॥ पु ।

अर्हम्

# द्वितीयः परिच्छेदः ।

§ १ एवं प्रमाणस्य स्वरूपं प्रतिपाद्य संख्यां समाख्यान्ति—

**तद् द्विभेदं प्रत्यक्षं च परोक्षं च ॥१॥**

§ २ अक्षमिन्द्रियं प्रतिगतम्—इन्द्रियाधीनतया यदुत्पद्यते तत्प्रत्यक्षमिति तत्पुरुषः ।

§ ३ नन्वक्षिशब्दादपि प्रतिपूर्वात् "प्रतिसमनुभ्योऽक्ष्णः" इत्यव्ययीभावसमासान्ते टचि प्रत्यक्षमिति सिध्यति । तत् किं न कक्षीचक्रिवांसः ? न च—एवं स्पार्शनादिप्रत्यक्षं नैतच्छब्दवाच्यं स्यात्—इति वाच्यम्, तत्प्रवृत्तिनिमित्तस्य स्पष्टत्वस्य तत्रापि भावेन तच्छब्दवाच्यतोपपत्तेः । व्युत्पत्तिनिमित्तमात्रतया ह्यत्राऽक्षिशब्दः शब्द्यते । कथमन्यथाऽक्षशब्दोपादानेऽप्यनिन्द्रियप्रत्यक्षस्य तच्छब्दवाच्यता चतुरस्रा स्यात् ? अथ कथमेवं प्रत्यक्षः प्रेक्षाक्षणः, प्रत्यक्षा पक्ष्मलाक्षीति स्त्रीपुंसभावः, अस्याव्ययीभावस्य सदा नपुंसकत्वाद् ? नैवम्, प्रत्यक्षमस्यास्तीत्यर्शआदित्वेनादन्तत्वात् तद्भावसिद्धेः ।

§ ४ अत्रोच्यते—एवमपि प्रत्यक्षो बोधः, प्रत्यक्षा बुद्धिरित्यत्र पौंस्नं स्त्रैणं च न प्राप्नोति । न ह्यत्र मत्वर्थीयार्थो घटते, प्रत्यक्षस्वरूपस्यैव वेदनस्य बोधबुद्धिशब्दाभ्यामभिधानात् ।

§ ૧ એ પ્રકારે પ્રમાણનું સ્વરૂપ જણાવીને પ્રમાણની સંખ્યા કહે છે–

**તેના બે ભેદ છે–પ્રત્યક્ષ અને પરોક્ષ ૧**

§ ૨ અક્ષ એટલે ઇન્દ્રિય. પ્રતિ એટલે પ્રતિગત અર્થાત ઇન્દ્રિયને અધીન રહીને ઉત્પન્ન થનાર જ્ઞાન પ્રત્યક્ષ છે. આમાં પ્રતિ+અક્ષનો તત્પુરુષ સમાસ જાણવો.

§ ૩ પૂર્વપક્ષ–પ્રત્યક્ષ શબ્દની નિષ્પત્તિ તત્પુરુષ સમાસને બદલે અવ્યયીભાવ સમાસથી કરવી જોઈએ. તે આ પ્રમાણે–પ્રતિ+અક્ષિ=પ્રત્યક્ષ. આમાં 'પ્રતિસમનુભ્યોઽક્ષ્ણઃ' એ સૂત્રથી પ્રતિ, સમ્ અને અનુ શબ્દ પછી અક્ષિ શબ્દના સમાસના અંતમાં ટચ્ પ્રત્યય થતો હોઈ પ્રત્યક્ષ શબ્દ સિદ્ધ થાય છે.

શંકા—અક્ષિ શબ્દનો અર્થ માત્ર ચક્ષુ થતો હોઈ તમે સૂચવેલ સમાસમાં સ્પાર્શન, રાસન વગેરે જ્ઞાનો પ્રત્યક્ષ કહેવાશે નહીં. માટે ઇન્દ્રિયવાચક અક્ષ શબ્દનો પ્રતિ સાથે તત્પુરુષ યોગ્ય છે.

પ્રથમ પક્ષમાં એટલે કે બાહ્ય પદાર્થના જ્ઞાનમાં અભિમુખ હોય તે જો બાહ્યેન્દ્રિય કહેવાય તો મનને પણ બાહ્યેન્દ્રિય કહેવું જોઈએ. કારણ કે–મન અપ્રાપ્યકારિ હોવા છતાં પણ મેરૂપર્વત, ગંગા નદી આદિ બાહ્ય પદાર્થોનું જ્ઞાન કરાવે છે. ૩૮.

બીજા પક્ષમાં એટલે કે બાહ્ય કારણથી જન્ય હોવાથી બાહ્યેન્દ્રિય કહેવાતી હોય તો પણ તે જ દોષ છે એટલે કે, મનવડે હેતુમાં વ્યભિચાર આવશે. કારણ કે પુદ્ગલ આત્માથી બાહ્ય છે, અને મન પુદ્ગલ વર્ગણાથી ઉત્પન્ન થાય છે, માટે મન પણ બાહ્યકારણજન્ય તો છે જ અને છતાં તે અપ્રાપ્યકારી છે. ૩૯.

**નૈયાયિક**—મન નિત્ય છે અને અણુરૂપ છે તેથી તે બાહ્ય કારણજન્ય કહેવાય નહીં.

**જૈન**—તમારૂં આ કથન કામી પુરુષ સ્ત્રીના પ્રેમથી માની લ્યે તો ભલે માની લ્યે પણ તર્ક જાણનાર બુદ્ધિશાળી પુરુષ તો કદી પણ નહીં માને. ૪૦.

આ સ્થળે મનનો નિત્યાનિત્યત્વનો વિચાર અપ્રસ્તુત જેવો છે. વળી, તેનો વિચાર વિસ્તારથી કરવો પડે માટે અહીં વિશેષ લખતા નથી. તો જિજ્ઞાસુ પુરુષોએ અમારા ગુરુજીએ રચેલ 'સ્યાદ્વાદરત્નાકર' નામની વૃત્તિ જોઈ વિચારી લેવું. ૪૧.

'બાહ્યપ્રદેશમાં સ્થાયિત્વ–સ્થિતિ કરે' તે 'બાહ્યેન્દ્રિય' એ ત્રીજા પક્ષમાં બાહ્યપ્રદેશ એટલે વિષયપ્રદેશ માનો છો કે શરીરપ્રદેશ? 'વિષયપ્રદેશમાં સ્થિતિ' એ પ્રથમ પક્ષનો અર્થ 'વિષયને આશ્રિત' એ છે કે 'વિષયોન્મુખી પ્રવૃત્તિ' છે? ૪૨.

'વિષયપ્રદેશમાં સ્થિતિ'નો અર્થ 'વિષયને આશ્રિત' એવો હોય તો પ્રતિવાદ્યસિદ્ધિ (અન્યતરાસિદ્ધિ) નામનો દોષ આવશે, કારણ કે–સ્યાદ્વાદમતાવલમ્બી પ્રતિવાદિએ ચક્ષુને વિષયાશ્રિત માનેલ નથી. ૪૩.

(प०) **तर्कतज्ज्ञा** इति। नित्यानित्यं मनः, शुभाशुभचिन्ताहेतुस्वभावात्; मनोऽणुपरिमाणं न भवति करणत्वाल्लोचनादिवत्–एवंप्रायःप्रयोगविदुराः॥४०॥

(टि०) **तत्रादिमायामि**त्यादि। **तत्रे**ति बाह्येन्द्रियत्वादिति हेतौ। **एतदि**ति मनः॥३८॥ **दोषः स एवे**त्यादि। **एष** इति चेतोवर्गणारूपः। **तस्मादि**ति पुद्गलात्॥३९॥ अथैवं मन्यसे–चेतो नित्यम्। ततः कथंकारं कारणजन्यं स्यादित्याशङ्क्याह–**चेतः सनातने**त्यादि। **सनातने**ति नित्यतया–तन्मते चेतो नित्यमित्यर्थः। **सर्वापकृष्टे**ति अणुपरिमाणं मनः॥४०॥ **प्राचीने**त्यादि। **अस्ये**ति विषयाश्रितत्वरूपस्य हेतोः॥४३॥

पक्षे तथा साधनशून्यताऽस्मिन् दृष्टान्तदोषः प्रकटः पटूनाम्।
जिह्वेन्द्रियं नार्थसमाश्रितं यद् विलोकयामासुरमी कदाचित्॥४४॥
द्वितीयकल्पे किमसौ प्रवृत्तिरर्थाभिमुख्येन विसर्पणं स्यात्?।
आश्रित्य किं वा विषयप्रपञ्चं प्रतीतिसंपत्प्रतिबोधकत्वम्?॥४५॥

पक्षे पुरश्चारिणि सिद्धिवन्ध्यं स्यात् साधनं जैनमतानुगानाम् ।
यस्माद् न तैर्लोचनरश्मिचक्रमङ्गीकृतं वस्तुमुखं प्रसर्पत् ॥४६॥
निदर्शनस्य स्फुटमेव दृष्टं वैकल्यमत्रैव हि साधनेन ।
पदार्थसार्थं प्रति यद् न सर्पज्जिह्वेन्द्रियं केनचिदिष्टपूर्वम् ॥४७॥
पक्षान्तरे तु व्यभिचारमुद्रा किं चेतसा नैव समुज्जजृम्भे ? ।
यस्मात् तदप्राप्य सुपर्वशैलस्वर्गौ समुत्पादयति प्रतीतिम् ॥४८॥

વળી, આ પક્ષમાં જિહ્વેન્દ્રિયરૂપ દૃષ્ટાંત સાધનશૂન્ય હોઈ તે દૃષ્ટાંતાભાસ થશે, કારણ કે કુશલ પુરુષોએ જિહ્વાને કદીપણ વિષયને આશ્રિત હોય એ રીતે જોઇ નથી. ૪૪.

વિષયોન્મુખી પ્રવૃત્તિ કરે તે બાહ્યેન્દ્રિય છે, એ બીજો પક્ષ કહો તો વિષયોન્મુખી પ્રવૃત્તિ એટલે વિષયની સન્મુખ વિસર્પણ–ગમન છે કે વિષય પ્રપંચની અપેક્ષા રાખીને બોધજનક થવું તે છે ? ૪૫.

પ્રથમ વિકલ્પમાં જૈન મતાનુસારે હેતુમાં અસિદ્ધિ (અન્યતરાસિદ્ધ) નામનો દોષ છે કારણ કે જૈનોએ પદાર્થ તરફ ગમન કરતું નેત્રગત રશ્મિચક્ર સ્વીકાર્યું નથી. ૪૬.

વળી, જિહ્વેન્દ્રિયનું પણ વિષય તરફ ગમન કોઈએ પણ માનેલ નથી. માટે દૃષ્ટાંતમાં પણ સાધનશૂન્યતા નામનો દોષ સ્પષ્ટ જણાય છે. ૪૭.

બીજા વિકલ્પમાં શું મનથી વ્યભિચાર નથી ? કારણ કે મન વિષયપ્રપંચની અપેક્ષા રાખવા છતાં મેરૂપર્વત સ્વર્ગાદિ પદાર્થને પ્રાપ્ત કર્યા વિના જ તેમનું જ્ઞાન કરાવે છે. ૪૮.

(पं०) **अर्थसमाश्रितमि**ति अर्थाधेयम् । ॥४४॥ **आश्रित्येति** उद्दिश्य । ॥४५॥ **पुरश्चा-रिणी**ति प्रथमे ॥४६॥

(टि०) **पक्षे पुर** इत्यादि । **साधनमि**त्यर्थाभिमुख्येन विसर्पणं जैनानामसिद्धम् । **तैरि**ति जैनैः ॥४६॥

शरीरस्य बहिर्देशे स्थायित्वं यदि जल्प्यते ।
बाह्येन्द्रियत्वमत्र स्यात् संदिग्धव्यभिचारिता ॥४९॥
अप्राप्तार्थपरिच्छेदेनाऽपि सार्धं न विद्यते ।
हेतोर्बाह्येन्द्रियत्वस्य विरोधो बत कश्चन ॥५०॥
क्वचित् साध्यनिवृत्त्या तु हेतुव्यावृत्तिदर्शनात् ।
प्रतिबन्धप्रसिद्धिश्चेत् तदाऽत्रापि कथं न सा ? ॥५१॥
रसनस्पर्शनघ्राणश्रोत्रान्येन्द्रियताबलात् ।
चक्षुरप्राप्यविज्ञातृ मनोवत् प्रतिपद्यताम् ॥५२॥

साध्यव्यावृत्तितोऽत्रापि हेतुव्यावृत्तिरीक्षिता ।
न च कश्चिद् विशेषोऽस्ति येनैकत्रैव सा मता ॥५३॥
बाह्येन्द्रियत्वं सकलङ्कमेवं न तार्किकान् प्रीणयितुं तदीष्टे ।
भ्रूविभ्रमो दुर्भगभामिनीनां वैदग्ध्यभाजो भजते न चेतः ॥५४॥

શરીરના બાહ્ય દેશમાં રહે તે બાહ્યેન્દ્રિય એમ કહો તો હેતુમાં સંદિગ્ધ-વ્યભિચાર–અનૈકાન્તિક દોષ આવશે. ૪૯.

કારણ કે આવા બાહ્યેન્દ્રિયત્વ હેતુને અપ્રાપ્યકારિત્વ સાથે કોઈ જાતનો વિરોધ નથી. ૫૦.

નૈયાયિક–કોઇ કોઈ ઠેકાણે સાધ્યનિવૃત્તિને કારણે સાધનનિવૃત્તિને લઇને પણ વ્યાપ્તિ સિદ્ધ થાય છે, તો તે પ્રમાણે જે પ્રાપ્યકારી નથી તે બાહ્યેન્દ્રિય પણ નથી જેમ કે મન—આમ વ્યાપ્તિની સિદ્ધિ શા માટે ન થાય ? ૫૧.

જૈન—તે જ પ્રકારે ચક્ષુમાં પણ અપ્રાપ્યકારિત્વની સિદ્ધિ સ્વીકારો. અર્થાત્ એ જ ન્યાયે ચક્ષુમાં પણ અપ્રાપ્યકારિત્વની સિદ્ધિ થશે. ૫૧.

જેમ કે–ચક્ષુ અપ્રાપ્યકારી છે, કારણ કે રસન-સ્પર્શન-ઘ્રાણ અને શ્રોત્ર ઇન્દ્રિયથી ભિન્ન ઇન્દ્રિય તે છે, મનની જેમ. ૫૨.

અમારા આ અનુમાનમાં પણ તમારા અનુમાનની જેમ સાધ્યાભાવને કારણે સાધનાભાવ સિદ્ધ થઈ શકે છે તેથી તમારા અને અમારા અનુમાનમાં કંઈ પણ ફેર નથી, કે જેથી કરીને તમારા અનુમાનમાં સાધ્યની વ્યાવૃત્તિથી હેતુની વ્યાવૃત્તિ દ્વારા સાધ્યની સિદ્ધિ થાય, અને અમારા અનુમાનમાં ન થાય. સારાંશ એ છે કે વ્યાપ્તિની સિદ્ધિ એકાદ દૃષ્ટાંતથી નહીં પણ સર્વવિપક્ષોમાંથી હેતુની વ્યાવૃત્તિ હોય તો જ થાય છે. તમે માત્ર એક મનમાં જ હેતુની વ્યાવૃત્તિ બતાવી વ્યાપ્તિ સિદ્ધ કરવા પ્રયત્ન કર્યો તે બરાબર નથી. ૫૩.

આથી અભાગિની(વિધવા) સ્ત્રીના કટાક્ષો ઉત્તમ (સાધુ) પુરુષના ચિત્તને મોહ પમાડી શકતા નથી, તેમ તમારો આ હેતુ સકલંક સંદિગ્ધવ્યભિચારી હોવાથી તાર્કિક પુરુષોને પ્રસન્ન કરવા સમર્થ નથી. ૫૪.

(प०) **संदिग्धव्यभिचारित्ते**ति अनैकान्तिकत्वम् ॥४९॥ **अप्राप्तार्थपरिच्छेदेनापी**ति अप्राप्यकारित्वेनापि ॥५०॥ **क्वचिदिति** यत् प्राप्यकारि न भवति, तद् बाह्येन्द्रियमपि न भवति, यथा मनः । एवंविधे जैनोक्ते व्यावृत्तिप्रधाने साधने । **अत्रापीति** उत्तरपद्येन वक्ष्यमाणे प्रयोगे । **सेति** प्रतिबन्धप्रसिद्धिः ॥५१॥ **सकलंकमति** संदिग्धानैकान्तिकत्वदूषितम् ॥५२॥

(टि०) **अप्राप्तार्थे**त्यादि । चक्षुरप्राप्य विषये मतिं करोति, बाह्येन्द्रियत्वाज्जिह्वावदित्यपि हेतोर्न विरोधः ॥५०॥ **क्वचित्साध्ये**त्यादि । तन्मते हि[1] विपक्षव्याप्तावपि [2]साधनव्यावृत्तेः पूर्वं साध्यव्यावृत्तिरिष्यते । अतः **क्वत्साध्ये**ति प्राप्यकारित्वव्यावृत्त्या **हेतोरि**ति बाह्येन्द्रियत्वस्य । यत्प्राप्यकारि न स्यात् तद्बाह्येन्द्रियमपि न, यथा मनः । एवं विधे व्यावृत्तिप्रधाने साधने । **प्रतिबन्धेति** । **प्रतिबन्धस्या**विनाभावस्य **प्रसिद्धिः** । **अत्रापी**ति चक्षुरप्राप्यकारीत्येवंरूपे । **सेति** प्रतिबन्धप्रतिपत्तिः । अस्मन्मतेऽयं स्वभावो विपक्षे साध्यव्यावृत्तिपूर्वा साधननिवृत्तिः ॥५१॥ **साध्य-**

---

१ विपक्षे व्या० मु । २ साधनस्य व्यावृत्तिपूर्वं सा० मु ।

व्यावृत्तेत्यादि। सेति प्रतिबन्धप्रसिद्धिः। तावकानुमाने आस्माकीने च समाना उभयोर्विशेषाभावात् ॥५३॥ सकलङ्कमिति सन्दिग्धानैकान्तिकत्वदूषितम् ॥५४॥

किञ्चाऽत्र संसूचितमादिशब्दात् वृत्ते पुरश्चारिणि कारकत्वम्।
यत् प्राप्यकारित्वसमर्थनाय नेत्रस्य तत् काणदृगञ्जनाभम् ॥५५॥
यस्मादिदं मन्त्रजपोपसर्पत्प्रोद्दामरामाव्यभिचारदोषात्।
उत्तालवेतालकरालकेलीकलङ्कितश्रीकमिवाऽवभाति ॥५६॥

વળી, 'ચક્ષુ પ્રાપ્યકારી છે, બાહ્યેન્દ્રિયાદિરૂપ હોવાથી' આ પ્રમાણે ચક્ષુમાં પ્રાપ્યકારિત્વની સિદ્ધિ માટે કહેલ હેતુમાં આદિ શબ્દથી 'કારકત્વ' રૂપ હેતુનું સૂચન કર્યું છે પણ તે કાણી આંખને આંજવાની જેમ વ્યર્થ છે. ૫૫.

કારણ કે આ 'કારકત્વ' હેતુમાં મન્ત્રજાપથી નજીક આવતી ઉદ્ધત સ્ત્રીથી વ્યભિચાર છે, માટે તે ઉત્કટ મહોન્મત્ત વેતાલની ભયંકર ક્રીડાથી કલંકિત થયેલી શોભાવાળો જણાય છે. ૫૬.

(प०) पुरश्चारिणीति चक्षुः प्राप्येत्यस्मिन् ॥५५॥

(टि०) कारकत्वमिति यत्कारकं तत्प्राप्यकारीति व्याप्तिः ॥५५॥ यस्मादिदमिति यस्मादिति कारणात्। इदमिति कारकत्वम्। मन्त्रः [अ]प्राप्यकारी, रामाद्याकर्षणकारकत्वात्। अत एवानैकान्तिकोऽयं हेतुः ॥५६॥

तथाहि—

कनकनिकषस्निग्धां मुग्धां मुहुर्मधुरस्मितां
चटुलकुटिलभ्रूविभ्रान्तिं कटाक्षपटुच्छटाम्।
त्रिजगति गतां कश्चिद् मन्त्री समानयति क्षणात्
तरुणरमणीमाराद् मन्त्रान् मनोभुवि संस्मरन् ॥५७॥
कश्चिदत्र गदति स्म यत् पुनर्मन्त्रमन्त्रणगवी समानयेत्।
युक्तमेव मदिरेक्षणादिकं तेन नाऽभिहितदूषणोदयः ॥५८॥
मन्त्रस्य साक्षाद् घटना प्रियादिना परम्परातो यदि वा निगद्यते ?।
साक्षात् न तावद् यदयं विहायसो ध्वनिस्वरूपस्तव संमतो गुणः ॥५९॥
ततोऽस्य तेनैव समं समस्ति संसक्तिवार्ता न तु पक्ष्मलाक्ष्या।
अथाऽक्षरालम्बनवेदनं स्याद् मन्त्रस्तथाऽप्यस्त्वियमात्मनैव ॥६०॥

તે આ પ્રમાણે–મનમાં મંત્રનો જપ કરનાર કોઈ માંત્રિક પુરુષ ત્રણ જગત્‌માં કોઇ પણ સ્થળે રહેલી, સુવર્ણની કસોટી સમાન સ્નિગ્ધ, ભોળી, વારંવાર મધુર હાસ્ય કરતી, ચપલ અને વક્રભ્રુકુટિના વિલાસવાળી કટાક્ષની સુંદર છટાવાળી સ્ત્રીને દૂરથી પણ ક્ષણવારમાં ખેંચી લાવે છે. અહિં મંત્રમાં 'કારકત્વ' તો છે, પણ પ્રાપ્યકારિત્વ નથી. માટે આ હેતુ વ્યભિચારી છે. ૫૭.

**નૈયાયિક**—આ વિષયમાં અમારું કહેવું એમ છે કે–મંત્રમાં યોજાયેલ વાણી સ્રીને ખેંચી લાવે છે માટે ઉપર કહેલ વ્યભિચાર દોષ આવશે નહીં. ૫૮.

**જૈન**—એમ કહો તો પૂછીએ છીએ કે–સ્રીની સાથે મંત્રનો સંબંધ સાક્ષાત છે કે પરંપરાએ? સાક્ષાત્ સંબંધ તો સંભવે નહીં. કારણકે મંત્ર શબ્દરૂપ છે, અને તમો શબ્દને આકાશનો ગુણ માનો છો. ૫૯.

માટે આ શબ્દરૂપ મન્ત્રનો સાક્ષાત્ સંબંધ તો આકાશ સાથે જ ઘટી શકે છે, પરંતુ સ્રી સાથે ઘટી શકે નહીં.

**નૈયાયિક**-અક્ષરોના આલમ્બનથી ઉત્પન્ન થયેલ જ્ઞાન એ જ મંત્ર છે.

**જૈન**–એમ માનો તો જ્ઞાન આત્માનો ગુણ છે. માટે જ્ઞાનરૂપ મન્ત્રનો સાક્ષાત્ સંબંધ આત્મા સાથે જ થશે, પરંતુ સ્રી સાથે નહીં થાય આથી મંત્રનો સાક્ષાત્સંબંધ સ્રી સાથે છે, એમ કહી શકશો નહીં. ૬૦.

(प०) **आरादिति** दूरात् ॥५७॥ **युक्तमिति** सम्बद्धम् ॥५८। **अस्येति** शब्दस्य। **तेनैवेति** विहायसा ॥६०॥

(टि०) **कश्चिदत्रे**त्यादि । **युक्तमि**ति सम्बद्धमेव । **मदिरे**ति नारीप्रभृतिकम् । **तेने**ति कारेणन भवद्भिर**भिहितमुक्तं दूषणं** तस्यो**दयो** न ॥५८॥ **मन्त्रस्ये**त्यादि । **विहायस** इति आकाशस्य। शब्दो ह्यम्बरगुणो भवतः सम्मतः । यो यस्य गुणः स तेनैव सम्बद्धो भवति नान्येन ॥५९॥ **ततोऽस्ये**त्यादि । **ततः** कारणा**दस्ये**ति ध्वनिरूपस्य मन्त्रस्य [1]**तेने**ति आकाशेन । **वेदनमि**ति ज्ञानम् । **इयमि**ति संसक्तिवर्त्ता । ज्ञानमात्मगुणः । अत एवात्मसम्बद्धो भवतु ॥६०॥

अथापि मन्त्रस्य निवेद्यते त्वया संसक्तिरेतत्पतिदेवताऽऽत्मना ।
संतोषपोषप्रगुणा च सा प्रियां प्रियं प्रति प्रेरयति स्वयोगिनीम् ॥६१॥

ब्रूमहेऽत्र ननु देवताऽऽत्मना मन्त्रवर्णविसरस्य का घटा ?।
अम्बरस्य गुण एष तत् कथं देवताऽऽत्मनि भजेत सङ्गतिम् ? ॥६२॥

आश्रयद्वारतोऽप्यस्य संसर्गो नास्ति सर्वथा ।
व्यापकद्रव्ययोर्यस्मात् संसर्गो नाऽमुना मतः ॥६३॥

व्यापकेषु वदति व्यतिपङ्गं यस्तु तेन मनसा ध्वनिना च ।
वीतवस्तुविषयेण विमृश्यः स्पष्ट एव विलसन् व्यभिचारः ॥६४॥

अयस्कान्तादनेकान्तस्तथाऽत्र परिभाव्यताम् ।
आक्षेपश्च समाधिश्च ज्ञेयौ रत्नाकरादिह ॥६५॥

---

१ 'अनेन' इति सर्वासु प्रतिषु ।

कारकत्वमपि तद् न शोभते प्राप्यकारिणि यदीक्षणे मतम् ।
प्राप्य वस्तु वितनोति तद् मतिं नैव चक्षुरिति तत्त्वनिर्णयः ॥६६॥
अद्रिचन्द्रकलनेपु येत्यदः प्राक् प्ररूपितमुपैति नो घटाम् ।
रश्मिसंचयविपञ्चितं हि तत् ते च तत्र [1]नितरां व्यपाकृताः ॥६७॥

**નૈયાયિક**–મંત્રનો સાક્ષાત્સંબંધ એના સ્વામી (અધિષ્ઠાયક) દેવ સાથે છે, અને દેવનો સંબંધ સ્ત્રી સાથે છે. એટલે મંત્રોચ્ચારથી પ્રસન્ન થયેલ તે દેવતા પોતાસાથે સંબંધવાળી સ્ત્રીને મંત્ર ભણનાર પુરુષ પ્રત્યે પ્રેરણા કરે છે–એમ પરંપરા સંબંધ છે. ૬૧.

**જૈન**–આ વિષયમાં તમને પૂછીએ છીએ કે–મન્ત્રાક્ષરોના સમૂહનો દેવના આત્મા સાથે કયો સંબંધ છે? કારણ કે તમારા મતાનુંસાર આ મન્ત્રાક્ષરોનો સમૂહ શબ્દરૂપ હોવાથી આકાશનો ગુણ છે, તો પછી દેવને વિષે મન્ત્રનો સંબંધ છે, એ કથન કઈ રીતે સંગત થશે? અર્થાત્ નહીં થાય. ૬૨

**નૈયાયિક**–શબ્દોનો આશ્રય આકાશ છે, અને તે વ્યાપક છે. તો તે આકાશ દ્વારા શબ્દરૂપ મન્ત્રાક્ષરોના સમૂહનો દેવના વ્યાપક આત્મા સાથે સંબંધ થશે.

**જૈન**–એમ પણ તમે કહી શકશો નહીં, કારણ કે–વ્યાપક દ્રવ્યોનો પરસ્પર સંસર્ગ તમોએ માનેલ નથી. ૬૩.

વળી (નવીન નૈયાયિકાદિ કે વૈશેષિકાદિ) જેઓ વ્યાપક દ્રવ્યોનો પણ પરસ્પર સંયોગ સંબંધ માને છે, તેઓના મતે પણ અતીત વસ્તુને વિષય કરનાર મન અને શબ્દ વડે હેતુમાં સ્પષ્ટ વ્યભિચાર દેખાય છે. અર્થાત્ જે વસ્તુ નષ્ટ થઈ ગઈ તેની સાથેના સંસર્ગનો અસંભવ છતાં મન અને શબ્દ તેના બોધના કારક છે. ૬૪. વળી આ કારકત્વ હેતુમાં લોહચુંબક વડે પણ વ્યભિચાર છે, કારણ કે, ચુંબક શક્તિ લોહચુંબકમાં સ્થિત હોઈ લોહને અપ્રાપ્ત છતાં દૂરગત લોહનું આકર્ષણ કરે છે, આ અંગે શંકા અને સમાધાન વિગેરે જિજ્ઞાસુ બુદ્ધિમાનોએ સ્યાદ્વાદરત્નાકર( પૃ. ૩૩૦–૩૧ )માંથી જાણી લેવાં. ૬૫

માટે ઉપર મુજબ વિચારતાં ચક્ષુમાં પ્રાપ્યકારિત્વની સિદ્ધિ માટે અપાતો આ કારકત્વ હેતુ જરાએ શોભાસ્પદ નથી, તેથી કરીને ચક્ષુ પદાર્થને પ્રાપ્ત કર્યા વિના જ જ્ઞાન કરાવે છે, એ અબાધિત સિદ્ધાન્ત જાણવો. ૬૬.

વળી પર્વત અને ચંદ્રજ્ઞાનમાં તમોએ જે કાલવિલમ્બ ( શ્લોક ૩ ) કહ્યો હતો તે પણ યુક્તિયુક્ત નથી કારણ કે–રશ્મિચક્રને માનવાથી આ કથન થઈ શકે છે, પરંતુ ચક્ષુમાં તે રશ્મિચક્રનું અમોએ સર્વથા ખંડન કરી નાંખેલ છે. ૬૭.

(५०) **अथापीति** परम्परापक्षस्योपक्षेपः । **स्वयोगिनीमिति** स्वसम्बद्धाम् ॥६१॥ **आश्रयद्वारत** इति । शब्दस्याश्रयो ह्याकाशः । स च सर्वव्यापी । **अस्येति** मन्त्रवर्णविसरस्य ॥६३॥ **व्याप-**

१ तत्र किमपि व्य० **मुपा** । ।

**केष्विति** आत्मादिषु । **यस्त्विति** मनसः प्राप्यकारित्ववादी वैशेषिकादिः । **व्यभिचार** इति कारकत्वहेतोरनैकान्तिकत्वम् । को भावः ? अतीतवस्तुविषयस्य मनसः शब्दस्य च यद्यपि चिन्तकत्वेनार्थप्रकाशकत्वेन च कारकत्वमस्ति तथापि प्राप्यकारित्वं नास्ति विषयस्यातीतत्वात् ॥६४॥ **अयस्कान्तादनेकान्त** इति । स हि कारकमस्ति परं अप्राप्यकारी । **अत्रेति** कारकत्वहेतौ ॥६५॥ **मतमिति** भवतां इष्टम् । **प्राप्य वस्त्वि**त्यादि चक्षुः कर्तृ **वस्तु प्राप्य मति नैव वितनो**तीति योजना ॥६६॥ **तत्रेति** नयने ॥६७॥

(टि०) **अथापी**त्यादि । **एतत्पती**ति एतस्य मन्त्रस्याधिष्ठातृदेव्या । **सेति** अधिष्ठात्री । **स्वयोगिनीमि**त्यात्मसम्बद्धाम् ॥६१॥ **आश्रये**त्यादि । परम्परापक्षस्य परिहारः । **आश्रयस्य** गगनस्य **द्वारेण** मंत्रवर्णविसरो गगने संसज्यते, अकाशं पक्ष्मलाक्ष्या इत्यपि नघटते । **व्यापके**ति आकाशात्मनोः । **अमुने**ति भवदाचार्येण ॥६३॥ **व्यापकेष्वि**त्यादि । **व्यतिषङ्गमि**ति संयोगम् । **तेने**ति भवतां चतुर्णां मध्ये केनापि । **य** इति मनसः प्राप्यकारित्ववादिवैशेषिकादिः । **मनसे**ति अप्राप्यकार्यपि मनो ध्वनिश्च कारकम् । **व्यभिचारः** कारकत्वाख्यहेतोः । कारकत्वहेतोरनैकान्तिकत्वम् । को भावः ? अतीतवस्तुविषयस्य मनसः, शब्दस्य च, यद्यपि चिन्तकत्वेनार्थप्रकाशकत्वेन च कारकत्वमस्ति, तथापि प्राप्यकारित्वं नास्ति, विषयस्यातीतत्वात् । अयस्कान्तो हि कारकमस्ति परमप्राप्यकारी ॥६४–६५॥ **अद्रिचन्द्रे**त्यादि । **ते** इति रश्मयः । **तत्रेति** चक्षुषि । **व्यपाकृता** इति पूर्वोक्तप्रकारेण निराकृताः ॥६७॥

§ ६ किञ्च,

चक्षुरप्राप्य धीकृद् व्यवधिमतोऽपि प्रकाशकं यस्मात् ।
अन्तःकरणं यद्वद् व्यतिरेके स्यात् पुना रसना ॥६८॥

अथ द्रुमादिव्यवधानभाजः प्रकाशकत्वं ददृशे न दृष्टौ ।
ततोऽप्ययं हेतुरसिद्धतायां धौरेयभावं बिभराम्बभूव ॥६९॥

एतन्न युक्तं शतकोटिकाचस्वच्छोदकस्फाटिकभित्तिमुख्यैः ।
पदार्थपुञ्जे व्यवधानभाजि संजायते किं नयनाद् न संवित् ? ॥७०॥

दम्भोलिप्रभृति प्रभिद्य भिदुराश्चेद् रोचिषश्चक्षुषः
संसर्गोपगताः पदार्थपटलीं पश्यन्ति तत्र स्थिताम् ।
एवं तर्हि समुच्छलन्मलभरं भित्त्वा जलं तत्क्षणात् ।
तेनाऽप्यन्तरितस्थितीननिमिपानालोकयेयुर्न किम् ? ॥७१॥

विध्यातास्तेन ते चेद् विमलजलभरात् किं भजन्ते न शान्तिं
किञ्चाऽम्भः काचकूपोदरविवरगतं निष्पतेन्न तत् तदानीम् ।
दीपश्चेद् नैष तूर्णं यदयमुदयते नूतनव्यूहरूपः
सर्पेयुस्तर्हि नैताः कथमपि रुचयो लोचनस्यापि तस्मिन् ॥७२॥

भवति परिगमश्चेद् वेगवत्त्वादमीषां
कतिपयकलयाऽस्तु क्षीरपातस्तदानीम् ।
न च भवति कदाचिद् बुद्बुदस्यापि तस्मात्
प्रपतनमिति युक्तस्तस्य नाशः किमाशु ? ॥७३॥

किञ्च,

कलशकुलिशप्राकारादित्रिविष्टपकन्दरा–
कुहरकलितं विश्वं वस्तु प्रतिक्षणभङ्गुरम् ।
ज्वलनकलिकावत् किन्त्वस्मिन् निरन्तरताभ्रमः
प्रभवति वदन्नित्थं शाक्यः कथं प्रतिहन्यते ? ॥७४॥

तस्थौ स्थेमा तदस्मिन् व्यवधिमदमुना प्रेक्ष्यते येन सर्वं
तत् सिद्धा नेत्रबुद्धिर्व्यवधिपरिगतस्यापि भावस्य सम्यक् ।
कुडचावष्टब्धबुद्धिर्भवति किमु न चेद् नेदृशी योग्यताऽस्य
प्राप्तस्यापि प्रकाशे प्रभवति न कथं लोचनाद् गन्धबुद्धिः ? ॥७५॥

किं वा न प्रतिभासते शशधरे कर्मापि तद्रूपवद्
दूराच्चेद् विलसत् तदस्य हृदये लक्ष्येत किं लाञ्छनम् ? ।
तस्माच्चक्षुषि योग्यतैव शरणं साक्षी च नः प्रत्यय-
स्तत् तर्कप्रगुण ! प्रतीहि नयनेष्वप्राप्य धीकर्तृताम् ॥७६॥

§ ६ વળી, ચક્ષુ અપ્રાપ્યકારી અર્થાત્ પદાર્થને પ્રાપ્ત થયા વિના જ્ઞાન કરાવનારી છે, વ્યવધાનવાળા પદાર્થોને પણ જણાવતી હોવાથી, મનની જેમ. આ અન્વયી–સાધર્મ્ય દૃષ્ટાન્ત છે. અને વ્યતિરેકી–વૈધર્મ્ય દૃષ્ટાન્ત તરીકે અહીં જીભ જાણવી. ૬૮.

**નૈયાયિક**–ઝાડ વિગેરેથી વ્યવધાનવાળા પદાર્થોનું ચક્ષુ પ્રકાશક–જ્ઞાપક નથી, માટે તેમાં અપ્રાપ્યકારિત્વનો સાધક 'વ્યવધાનવાળા પદાર્થોને પણ જણાવતી હોવાથી' એ હેતુ સ્વરૂપાસિદ્ધ છે. ૬૯.

**જૈન**–તમારું આ કથન યુક્તિયુક્ત નથી, કારણ કે–મણિ, કાચ, સ્વચ્છ જળ અને નિર્મળસ્ફટિકની ભીંત વગરેથી વ્યવધાનવાળા પદાર્થોનું જ્ઞાન શું નેત્રથી નથી થતું ? અર્થાત્ થાય છે; માટે અમારો હેતુ સ્વરૂપાસિદ્ધ નથી. ૭૦.

**નૈયાયિક**–ચક્ષુના કિરણો વજ્ર, મણિ, જળ, સ્ફટિકાદિ પદાર્થોને ભેદવાનાં સ્વભાવવાળાં છે, તેથી તે પદાર્થોને ભેદીને પદાર્થને પ્રાપ્ત થઈને તેનો બોધ કરાવે છે.

**જૈન**–જો એમ હોય તો–ઉછળતા મલિન પાણીને ભેદીને તેમાં રહેલ માછલાંઓનો બોધ નેત્ર કેમ કરાવતાં નથી ? ૭૧.

---

१ °रायत्रि° मु ।

**નૈયાયિક**–મલિન જળવડે તે નેત્રરશ્મિઓ બુઝાઈ જાય છે, તેથી મેલા જળમાં રહેલ માછલાં વિગેરે દેખી શકાતાં નથી.

**જૈન**–તો પછી નિર્મળ જળના સમૂહથી નેત્ર રશ્મિ કેમ બુઝાઈ જતાં નથી? અર્થાત્ નેત્ર કિરણો જો મલિન જળથી બુઝાઈ જતા હોઈ મલિન જળમાં રહેલ પદાર્થના બોધમાં સમર્થ થતાં ન હોય તો નિર્મળ જળમાં રહેલ પદાર્થના બોધમાં પણ સમર્થ નહીં થાય. વળી, ચક્ષુકિરણોને તમો પદાર્થના ભેદક માનો છો. તેથી કાચની શીશીમાં રહેલું પાણી ચાક્ષુષપ્રત્યક્ષ સમયે બહાર નીકળી જવું જોઇએ. કારણ કે તે વખતે તમારા મતાનુસાર ચક્ષુકિરણોથી કાચની શીશીનો ભેદ થવાથી તે છિદ્રમય બની ગયેલ છે.

**નૈયાયિક**—પાણી શીશીમાંથી બહાર નથી આવતું કારણ કે–ચક્ષુરશ્મિથી ભેદાયેલ (છિદ્રમય બની ગયેલ) કાચની શીશી જલદીથી નવીન ઉત્પન્ન થઈ જાય છે.

**જૈન**—જો એમ થતું હોય તો પછી નેત્રકિરણો પણ તેમાં કોઈ પણ રીતે પ્રવેશ કરી શકશે નહીં. ૭૨

**નૈયાયિક**—નેત્રકિરણો અતિ વેગવાળાં હોવાથી કાચની શીશીમાં પ્રવેશ કરી જશે.

**જૈન**—એમ કહો તો તે વખતે કાચની શીશીમાંથી થોડુંક પાણી તો બહાર નીકળવું જ જોઈએ, પરંતુ ચાક્ષુષ પ્રત્યક્ષસમયે કાચની શીશીમાંથી પાણીનું બિન્દુ પણ બહાર નીકળતું નથી. તો પછી આ રીતે તે કાચની શીશીનો શીઘ્ર નાશ અને પુનઃ નવીન શીશીની ઉત્પત્તિ એ પ્રક્રિયા યુક્તિયુક્ત નથી .૭૩.

વળી, જો તેમ થતું હોય તો 'ત્રણે લોકમાં રહેલ ઘટપટાદિ સમસ્ત વસ્તુ પ્રતિક્ષણે ભંગુર છે, છતાં તે વસ્તુમાં જે નિરન્તરતાનું જ્ઞાન થાય છે અર્થાત્ 'આ તે જ છે' એવું ભાન થાય છે, તે તો આ 'તેજ દીપકલિકા છે' એ જ્ઞાનની જેમ ભ્રમરૂપ છે'–આ પ્રમાણે બોલનાર બૌદ્ધનો નિરાસ કેવી રીતે થશે ? અર્થાત્ તમારા અને બૌદ્ધના મતમાં ભેદ નહીં રહે. ૭૪.

માટે કાચનો કુંપો (શીશી) સ્થિર રૂપવાળો એનો એ જ છે, અને તેનાથી વ્યવહિત (એટલે કે તેમાં રહેલ) જળ વિગેરે સર્વ પદાર્થો ચક્ષુ વડે જોઈ શકાય છે. આ પ્રકારે વ્યવધાનવાળા પદાર્થોમાં પણ ચાક્ષુષ જ્ઞાનની સિદ્ધિ યુક્તિયુક્ત છે, તેથી ચક્ષુ અપ્રાપ્યકારી છે.

**નૈયાયિક**—જો ચક્ષુ વ્યવહિત પદાર્થોને જોઈ શકતી હોય તો ભીંત વિગેરેથી વ્યવહિત પદાર્થોનું ચાક્ષુષજ્ઞાન કેમ થતું નથી ?

**જૈન**—ભીંત વિગેરેથી વ્યવધાનવાળા પદાર્થોના બોધની યોગ્યતા ચક્ષુમાં ન હોવાથી તે તેનું જ્ઞાન કરાવતી નથી. ચક્ષુને પ્રાપ્ત છતાં ગન્ધનું જ્ઞાન કેમ નથી થતું ? અર્થાત્ પ્રાપ્ત છતાં અયોગ્યનું જ્ઞાન તે કરાવી શકે નહીં. ૭૫.

વળી, ચન્દ્રનું રૂપ જેમ ચક્ષુથી જાણી શકાય છે, તેમ તેની ક્રિયા (ગતિ) કેમ જાણી શકાતી નથી ?

**નૈયાયિક**—અતિ દૂર હોવાથી ચંદ્રની ક્રિયા જાણી શકાતી નથી.

જૈન—જો એમ હોય તો ચંદ્રમાં રહેલાં લાંછન (કલંક)નો બોધ પણ કઈ રીતે થશે ? અર્થાત્ તેનો પણ બોધ થવો ન જોઈએ. માટે ચક્ષુમાં યોગ્યતા એ જ કારણ છે. અને તેમાં આપણો અનુભવ જ સાક્ષીરૂપ છે. માટે હે તર્કવિદ્ ! તમે પણ ચક્ષુ વસ્તુને પ્રાપ્ત થયા વિના જ્ઞાન કરાવે છે–એમ સ્વીકારો. ૭૬.

(પ૦) **नूतनव्यूहरूप** इति नवीनरचनारूपः ॥७२॥ **परिगम** इति प्रवेशः । **क्षीरपात** इति जलगलनम् ॥७३॥ **कर्मापि** [इति] तद्रूपं प्रकाशते एवं गमनमपि प्रकाशताम् । न च प्रकाशते । तस्माद् यौग्यतैव प्रमाणम् । **अस्येति** शशधरस्य ॥७६॥

(टि०) **चक्षुरप्राप्येत्यादि** । **व्यतिरेक** इति यत्प्राप्यकारि भवति तद्व्यवधिमत्प्रकाशक न भवति यथा जिह्वा ॥६८॥ **अथ द्रुमेत्यादि** । **ततोऽपीति** अदर्शनादेव । **अयमिति** व्यवधिमतोपि प्रकाशकत्वादित्येवंरूपः ॥६९॥ **एतदित्यादि** शतकोटिर्वज्रं हीरकश्च । **संविदिति** ज्ञानम् । ॥७०॥ **दम्भोलीति** । **भिदुरा** इति भेदनशीलाः । **तत्रेति** व्यवधाने **मलभरमिति** कलुषमित्यर्थः । **तेनेति** सलिलेन । **अनिमिषानिति** मत्स्यान् ॥७१॥ **विध्याता** इत्यादि । **विध्याताः** उपशान्ताः । **तेनेति** कलुषजलेन । **ते** इति नयनरश्मयः । **नूतनेति** नव्यकाचकूपरचनाविशेषः । **एता** इति लोचनरुचयः । **तस्मिन्निति** काचकूपे नव्यव्यूहस्य तत्कालोत्पद्यमानत्वात् ॥७२॥ **भवतीत्यादि** । **परिगम** इति वेगेन गमनम् । **अमीषामिति** नेत्रकिरणानाम् । **कतिपयेति** लेशेनापि । **तस्मादिति** काचकूपात् । **तस्येति** काचकूपस्य ॥७३॥ **कलशेत्यादि** । **त(अ)स्मिन्निति** कलशकुलिशादौ । यथा नवनवोत्पद्यमानापि ज्वाला सैवेयमिति प्रतीयते, कलशकुलिशादिरपि ॥७४॥ **तस्थावित्यादि** । **अस्मिन्निति** काचकूपादौ स्थिर एव काचकूपः । **अमुनेति** चक्षुषा । **अस्येति** चक्षुषः ॥७५॥ **किंत्रा नेत्यादि** । **कर्मापीति** गतिक्रियापि । **तद्रूपवदिति** वर्तुलनिर्मलशशलाञ्छनरूपवत् । **अस्येति** निशाकरस्य । **न** इत्यस्माकम् । **तर्कप्रगुणेति** न्यायतर्कन्यायसारकन्दलीकिरणावलीप्रमुखप्रमाणग्रन्थवीथीविचारणप्रवणप्रोल्लसत्प्रचुरप्रज्ञाप्राग्भारविस्फूर्जितगुणगणकलितेति तज्जयात् सोपहासवाक्यम् ॥७६॥

§ ७ बौद्धाः पुनरिदमाहुः श्रोत्रं न प्राप्य बुद्धिमाधत्ते ।
दिग्देशव्यपदेशान् करोति शब्दे यतो दृग्वत् ॥७७॥

तथाहि—

प्राच्यामत्र विजृम्भते जलमुचामत्यूर्जितं गर्जितं
प्रोन्मीलत्यलमेष चातकरवोऽक्षामः क्षणं दक्षिगः ।
केकाः केकिकुटुम्बकस्य विलसन्त्येताः कलाः कानने[2]
दिग्देशव्यपदेशवानिति न किं शब्देऽस्ति संप्रत्ययः ? ॥७८॥

प्राप्यकारि यदि तु श्रवणं स्यात् तर्हि तत्र न कथञ्चन सैषः ।
प्रस्तुतः समुदियाद् व्यपदेशः शर्करास्पृशि यथा रसनायाम् ॥७९॥

---

१ °कारि न भ° मु । २ काननाद् मु ।

§ ७ બૌદ્ધ—ચક્ષુ ઇંદ્રિય જેમ પોતાના વિષયને પ્રાપ્ત કર્યા વિના-જ પોતાના વિષયના દિગ્દેશ (દિશા અને સ્થાન)નો નિશ્ચય કરાવે છે, તેમ શ્રોત્રેન્દ્રિય પણ પોતાના વિષયરૂપ શબ્દના દિગ્દેશનો નિશ્ચય કરાવનાર હોવાથી અપ્રાપ્યકારી છે. ૭૭.

તે આ પ્રમાણે–આ પૂર્વ દિશામાં મેઘનો ઘણો મોટો ગડગડાટ થાય છે, આ દક્ષિણ દિશામાં ચાતકપક્ષીનો મન્દ અવ્યક્ત મધુર શબ્દ ક્ષણભર સંભળાય છે, આ વનમાંથી મોરના સમૂહની સુંદર કેકાનો અવાજ આવી રહ્યો છે. આ પ્રમાણે શ્રોત્રેન્દ્રિય દ્વારા સર્વાનુભવસિદ્ધ દિગ્દેશનો વ્યવહાર શબ્દમાં શું નથી થતો ? અર્થાત્ થાય છે. ૭૮.

પ્રાપ્યકારી સ્વભાવવાળી રસનેન્દ્રિય સાકરમાં (સાકરના રસમાં) દિગ્દેશનો વ્યવહાર કરી શકતી નથી તેમ શ્રોત્રેન્દ્રિયને પ્રાપ્યકારી માનશો તો શ્રોત્રેન્દ્રિયથી પણ દિગ્દેશનો વ્યવહાર થઈ શકશે નહીં. ૭૯.

(प०) **कानने** इति देशव्यपदेशः ।७८।

( टि० ) **प्राप्यकारी**त्यादि । **तत्रे**ति श्रवणे। **प्रस्तुत** इति प्राच्यादिदिग्देशलक्षणः ।।७९।।

§ ८ वेश्याऽनुरागप्रतिमं तदेतत् सुस्पष्टदृष्टव्यभिचारदोषात् ।
घ्राणं यदेतद् व्यपेदशभाजं प्राप्तप्रकाशं कुरुते मनीषाम् ॥८०॥

तथा च—

मन्दं मन्दमुदेत्ययं परिमलः प्राग् माधवीमण्डपाद्
भूयः सौरभमुद्वमन्त्युपवने फुल्लाः स्फुटं मल्लिकाः ।
गन्धो बन्धुर एष दक्षिणदिशः श्रीचन्दनात् प्राप्तवा-
नित्येवं ननु विद्यते तनुभृतां घ्राणात् तथा प्रत्ययः ॥८१॥
अस्ति त्वगिन्द्रियेणापि व्यभिचारविनिश्चयः ।
शेमुषीमादधानेन दिग्देशव्यपदेशिनीम् ॥८२॥

तथाहि—

सेयं समीरलहरी हरिचन्दनेन्दुसंवादिनी वनभुवः प्रसभं प्रवृत्ता ।
स्फीतस्फुरत्पुलकपल्लविताङ्गयष्टिं मामातनोति [1]तरुणीकरपल्लवश्च ॥८३॥
अथानुमानादधिगम्य तेषां हेतूंस्ततस्तद्व्यपदेशिनी धीः ।
न घ्राणतः स्पर्शनतश्च तादृक् प्रत्यक्षरूपा प्रथते मनीषा ॥८४॥
श्रोत्रेऽपि सर्वं तदिदं समानमालोकमानोऽपि न मन्यसे किम् ? ।
दृष्टव्यलीकामपि कामिनीं यत् संमन्यते कामुक एव साध्वीम् ॥८५॥

१ °नोति गगनाद् नवचन्द्रिका च-**मुपा** ।

स्मृत्वा यथैव प्रतिबन्धमाशु शङ्खादिशब्दोऽयमिति प्रतीतिः ।
प्राच्यादिदूरादिगतेऽपि शब्दे तथैव युक्ता प्रतिपत्तिरेषा ॥८६॥
दिग्देशानां श्रुतिविषयता किञ्च नो युक्तियुक्ता
युक्तत्वे वा भवति न कथं ध्वानरूपत्वमेषाम् ? ।
तस्माद् भिन्नप्रमितिविषयास्ते विशिंषन्ति शब्दं
सिद्धे चैवं भवतु सुतरां साधने साऽप्यसिद्धिः ॥८७॥

§ ८ જૈન—તમારું ઉપરોક્ત કથન વેશ્યા ના પ્રેમના જેવું વ્યભિચારી છે. કારણ કે- ઘ્રાણેન્દ્રિય પ્રાપ્યકારી હોવા છતાં પણ તેમાં દિગ્દેશનો વ્યવહાર થતો હોવાથી હેતુમાં સ્પષ્ટ વ્યભિચાર છે. ૮૦. તે આ પ્રમાણે-પૂર્વ દિશામાં રહેલ માધવી મંડપમાંથી મન્દ મન્દ ગન્ધ આવી રહેલ છે; ઉપવનમાં ખીલેલ મલ્લિકા તીવ્ર ગન્ધ ફેલાવી રહી છે, અને દક્ષિણ દિશામાં રહેલ શ્રીચન્દનની મોહક ગન્ધ આવી રહેલ છે. આ પ્રમાણે પ્રાપ્યકારી હોવા છતાં પણ ઘ્રાણેન્દ્રિયથી દિગ્દેશનો અનુભવ સર્વજન વિદિત છે. ૮૧.

વળી, તમારો આ દિગ્દેશવ્યવહારરૂપ હેતુ ત્વગિન્દ્રિયથી પણ વ્યભિચારી છે કારણ કે તે પણ દિગ્દેશ વ્યવહારની જનક છે. ૮૨. તે આ પ્રમાણે–વનમાંથી ઊઠેલ અને હરિચન્દન અને ચન્દ્રની હરિફાઈમાં ઊતરે એવી વાયુની શીતલ લહરીઓ, અને તરુણ સ્ત્રીનો હસ્તપલ્લવ મારા શરીરને અત્યંત સ્ફુરાયમાન રોમાંચથી પલ્લવિત કરે છે. ૮૩

બૌદ્ધ—પૂર્વોક્ત ગન્ધાદિના કારણોને અનુમાનથી જાણી ત્યાર પછી ગન્ધાદિમાં દિગ્દેશનું જ્ઞાન થાય છે, પરંતુ ઘ્રાણેન્દ્રિય કે ત્વગિન્દ્રિયથી દિગ્દેશનું પ્રત્યક્ષ જ્ઞાન થતું નથી ૮૪.

જૈન—શ્રોત્રેન્દ્રિયમાં પણ તે સઘળી બાબતો સમાન જોવા છતાં તેને પ્રાપ્યકારી કેમ માનતા નથી ? પરંતુ એ વાત ચોક્કસ છે કે–કામી પુરુષ પોતાની સ્ત્રીમાં પ્રત્યક્ષ વ્યભિચાર જુએ તો પણ તેને તે સાધ્વી તરીકે જ માને છે. અર્થાત્ પોતાના મતમાં દોષ તમે જોઈ શકતા નથી. ૮૫. શબ્દને સાંભળીને તરત સંબંધને યાદ કરીને એટલે કે–પૂર્વે સાભળેલ શંખનો શબ્દ જેવો હતો તેવો જ આ શબ્દ હોવાથી આ શબ્દ શંખનો છે, એમ વ્યાપ્તિપૂર્વક અનુમાનથી પ્રતીતિ થાય છે, તેમ શબ્દને લગતો દિગ્દેશવ્યવહાર પણ તેવી જ રીતે એટલે કે–વ્યાપ્તિપૂર્વક અનુમાનથી થાય છે. ૮૬.

વળી, દિગ્દેશને શ્રોત્રેન્દ્રિયનો વિષય કહેવો તે યુક્તિયુક્ત પણ નથી, કારણ કે-જો તેને શ્રોત્રેન્દ્રિયનો વિષય માનવામાં આવે તો તે પણ શબ્દરૂપ કેમ નહીં બની જાય ? અર્થાત્ શ્રોત્રનો વિષય હોવાથી દિગ્દેશ શબ્દરૂપ બની જશે. માટે ભિન્નજ્ઞાનના વિષયભૂત તે દિગ્દેશો શબ્દનાં વિશેષણો બને છે, અર્થાત્ શબ્દ તેથી વિશિષ્ટ થાય છે. એટલે કે–આ પ્રમાણે શબ્દમાં દિગ્દેશવ્યવહાર ભિન્ન પ્રતીતિ-વિષયક સિદ્ધ થવાથી, અને શ્રોત્રનો વિષય નહીં થવાથી 'દિગ્દેશવ્યપદેશકારિત્વ'

હેતુ સ્વરૂપાસિદ્ધ થયો. અર્થાત્ શ્રોત્રવિજ્ઞાન દિગ્દેશવ્યવહારમાં કારણભૂત નથી, તેથી હેતુ સ્વયં સ્વરૂપથી જ અસિદ્ધ છે. ૮૭.

(પ૦) **यदिति** यस्मात् कारणात् । **एतद्व्यपदेशभाजमिति** दिग्देशव्यपदेशाश्रितम् । **प्राप्तप्रकाशमिति** प्राप्तं सत् प्रकाशयति प्राप्यकारीत्यर्थः । **घ्राणं** कर्तृ **एतद्व्यपदेशभाजं मनीषां कुरुत** इति योगः ॥८०॥ **उपवने** इति देशनिर्देशः ॥८१॥ **वनभुव** इति देशकथनम् । **गगनादिति** दिग्भणनम् ॥८३॥ **अथानुमानादित्यादि** परवाक्यम् । **तेषामिति** गन्धादीनाम् । **हेतूनिति** माधवीमण्डपादीन् । **तादृगिति** दिग्देशव्यपदेशवती मनीषा न प्रवर्त्तते घ्राणतः स्पर्शनतश्च ॥८४॥ **श्रोत्रेऽपि सर्वमिति** । अत्राप्यनुमानादेव दिग्देशव्यपदेशवती धीः प्रवर्त्तते न प्रत्यक्षरूपा ॥८५॥ **प्रतिबन्धमिति** । प्रत्यक्षं हि शब्दोऽयमिति ज्ञात्वा कृतार्थम् । पश्चाच्छङ्खशब्दोऽयमिति या प्रतीतिर्भवति सा च प्रतिबन्धपूर्वकादनुमानादेव जायते । यः किल शब्दो मया पूर्वमुपलब्धस्तत्सदृशोऽयमुपलभ्यमानः शब्दः । स च शङ्खशब्द आसीत् । तस्मादनेन शङ्खशब्देन भाव्यम् । **तथैवेति** अनुमानादेव । **प्रपिपत्तिरेषेति** दिग्देशव्यपदेशवती ॥८६॥ **ध्वानरूपत्वमिति** । यो यः श्रुतिविषयः स स शब्दो यथा शङ्खशब्दः । **भिन्नप्रमितिविषया** इति भिन्नानुमानलक्षणप्रमाणविषयाः । **ते** इति दिग्देशाः । **साधने** इति दिग्देशव्यपदेशवत्त्वे ॥८७॥

(टि०) **यथा रसनायामिति** । कोऽर्थः ? शर्करास्वादे रसनाशब्दे किमेवं जानाति यदेषा शर्करा पूर्वदिश आगता ॥८९॥ **मन्दं मन्दमित्यादि** । **तथेति** दिग्देशव्यपदेशप्रत्ययः ॥८१॥ **अथानुमानेत्यादि** । **तेषामिति** परिमलादीनाम् । **हेतूनिति** माधवीमण्डपादीनि निमित्तानि । **तद्व्यपदेशिनीति** परिमलादिव्यपदेशिनी ॥८४॥ **दिग्देशानामित्यादि** । **श्रुतिविषयतेति** कर्णगोचरता । **एषामिति** दिग्देशानाम् । दिग्देशा अपि शब्दरूपा भवेयुः । **भिन्नेति** अपरप्रमाणविषयाः । येन प्रमाणेन[1] शब्दग्रहणं तेन न दिग्देशग्रहणं किंत्वपरेण । **ते** इति दिग्देशाः । **विशिंषन्तीति** विशिष्टरूपं दर्शयन्ति ॥८७॥

अपि च,

गृह्यते यदि विनैष सङ्गतिं किं तदाऽनुगुणमारुते ध्वनौ ? ।
दूरतोऽपि धिषणा समुन्मिषेदन्यथा तु निकटेऽपि नैव सा ॥८८॥

मुहुर्मरुति मन्थरं स्फुरति सानुलोमागमे
समुल्लसितवल्लकीक्वणकलाकलापप्लुता ।
सकामनवकामिनीकलितघोलनाडम्बरा
न किं निशि निशम्यते सपदि दूरतः काकली ? ॥८९॥

पटुघटितकपाटसंपुटौघे भवति कथं सदनेऽथ शब्दबुद्धिः ? ।
पटुघटितकपाटसंपुटौघे भवति कथं सदनेऽपि गन्धबुद्धिः ? ॥९०॥

तथाहि—

कर्पूरपारीपरिरम्भभाजि श्रीखण्डखण्डे मृगनाभिमिश्रे ।
धूमायमाने पिहितेऽप्यगारे गन्धप्रबन्धो बहिरभ्युपैति ॥९१॥

---

१ 'येन न शब्द॰ मु ।

द्वारावृतेऽपि सदने प्रणयप्रकर्षादेवं प्रिये स्फुरदपत्रपया स्खलन्ती ।
द्वारि स्थितस्य सरसा कुलबालिकायाः कर्णातिथीभवति मन्मनसूक्तिमुद्रा ॥९२॥
एवं च प्राप्त एवैष शब्दः श्रोत्रेण गृह्यते ।
श्रोत्रस्याऽपि ततः सिद्धा निर्बाधा प्राप्यकारिता ॥९३॥ ५॥

વળી, શ્રોત્રેન્દ્રિય સાથે સંબદ્ધ થયા વિના જ શબ્દનું જ્ઞાન થઈ જતું હોય તો–અનુકૂળ વાયુમાં દૂરથી આવતા શબ્દનું જ્ઞાન અને પ્રતિકૂળ વાયુથી નજીકના પણ શબ્દના જ્ઞાનનો અભાવ કઈ રીતે સંભવી શકશે ? માટે શબ્દજ્ઞાન શ્રોત્રના સંબંધથી જ થાય છે, અર્થાત્ શ્રોત્રેન્દ્રિય પ્રાપ્યકારી છે એ સિદ્ધ થયું. ૮૮. રાત્રે મધુર મંદ મંદ વારંવાર વાયુ વાવાથી જેનુ આગમન અનુકૂલ બને છે એવી, ઉલ્લાસવતી વીણાના કલાયુકત ઝંકારથી વ્યાપ્ત, વાજિંત્રના અવાજ સાથે આલાપના આડંબરવાળી કામવતી નવોઢા સ્ત્રીની કાકલી– મધુર અને મંદ ધ્વનિ શું દૂર દૂરથી નથી સંભળાતી ? અર્થાત્ અનુકૂળ વાયુને કારણે મંદધ્વનિ પણ શ્રોત્રને રાત્રિમાં પ્રાપ્ત થાય છે. ૮૯.

બૌદ્ધ—શ્રોત્રેન્દ્રિય પ્રાપ્યકારી હોય તો મજબૂત રીતે બંધ કરેલ બારણા-વાળા ઘરમાંના શબ્દની પ્રતીતિ કેમ થાય છે? એટલે કે શબ્દ ઓરડામાંથી બહાર આવતો નથી છતાં તેનું જ્ઞાન થાય છે. આમ થવાનું કારણ શબ્દની અપ્રાપ્ય-કારિતા જ છે.

જૈન—મજબૂત રીતે બારણાવાળા ઘરમાંથી ગન્ધનું જ્ઞાન પણ કેમ થાય છે ? અર્થાત્ બારણાં બંધ છતાં શબ્દ જ્ઞાનની જેમ ગન્ધ જ્ઞાન પણ થાય છે. ૯૦. એટલે કે ઘ્રાણની જેમ શ્રોત્રને પણ પ્રાપ્યકારી માનવું જોઈએ. તે આ પ્રમાણે –કપૂરથી ભરપૂર અને કસ્તૂરીથી મિશ્ર ચન્દનના ચૂર્ણનો–(કપૂર-કસ્તૂરી અને ચન્દન વિગેરે ગન્ધ દ્રવ્યનો) ધૂપ કર્યો હોય તો ઘરનાં બારણાં બંધ હોવા છતાં ગન્ધનો પ્રવાહ બહાર આવે છે. ૯૧. પ્રિયને વિષે સ્ફુરાયમાન લજ્જાથી સ્ખલના પામતી કુલબાલિકા (પ્રિયા)ની રસયુક્ત મંદ મંદ મધુર વાણી બારણાં બંધ હોવા છતાં બારણામાં ઊભો રહેલ પ્રિય (અથવા કોઈ પણ પુરુષ) સાંભળી શકે છે. ૯૨. અને એ રીતે પ્રાપ્ત થયેલો જ આ શબ્દ શ્રોત્રેન્દ્રિયથી ગ્રહણ થાય છે, (અર્થાત્ સંભળાય છે) માટે શ્રોત્રેન્દ્રિય પ્રાપ્યકારી છે, એ અબાધિતરૂપે સિદ્ધ થયું ૯૩. ૫.

(प०) **सङ्गतिमि**ति सम्बन्धम् । **अन्यथे**ति प्रतिलोममारुते ध्वनौ । **निकटेऽपी**त्यादि । यदि हीदमप्राप्यकारि स्यात् तदा मारुतकृतानुकूल्यापेक्षा न स्यात् यथा चक्षुषः ॥८८॥ **पटुघटिते**त्यादि पद्यं परो वक्ति । अपरार्द्धं सूरिवाक्यम् ॥९०॥ **द्वारिस्थितस्ये**ति कस्यचित् पुरुषस्य ॥९२॥५॥

(टि०) **गृह्यत** इत्यादि । **सङ्गतिमि**ति सम्बन्धं विना । **अनुगुणे**ति अनुकूलवायौ शब्दे । **धिषणे**ति बुद्धिः । **समुन्मिषे**दिति उल्लसेत् । **अन्यथे**ति प्रतिकूलपवने । **सेति** बुद्धिः ॥८८॥५॥

अथाऽस्य द्विविधस्यापि प्रकारान् प्रकटयन्ति–

**एतद् द्वितयमवग्रहेहावायधारणाभेदादेकशश्चतुर्विकल्पम् ॥६॥**

§१ अवग्रहश्चेहा चाऽवायश्च धारणा च ताभिर्भेदो विशेषस्तस्मात्, प्रत्येकमिन्द्रियानिन्द्रियनिबन्धनप्रत्यक्षं चतुर्भेदमिति ॥६॥

બન્ને પ્રકારના સાંવ્યહારિક પ્રત્યક્ષના ભેદોનું કથન—

**એ (ઇન્દ્રિયનિબન્ધન અને અનિન્દ્રિયનિબન્ધન) બન્ને પ્રકારના સાંવ્યવહારિકપ્રત્યક્ષના અવગ્રહ-ઇહા-અવાય અને ધારણા એમ ચાર ભેદો છે. ૬**

§ ૧ સૂત્રમાં અવગ્રહ-ઇહા-અવાય અને ધારણાનો દ્વન્દ્વ સમાસ કરીને 'ભેદ' પદ સાથે તત્પુરુષ સમાસ છે એમ જાણવું. પ્રત્યેકના એટલે કે ઇન્દ્રિયજન્ય અને અનિન્દ્રિય જન્ય એ બન્નેના ચાર ચાર ભેદ છે. ૬.

अवग्रहादीनां स्वरूपं सूत्रचतुष्टयेन स्पष्टयन्ति-

**विषयविषयिसंनिपातानन्तरसमुद्भूतसत्तामात्रगोचरदर्शनाज्जातमाद्यमवान्तरसामान्याकारविशिष्टवस्तुग्रहणमवग्रहः ॥७॥**

§ १ विषयः सामान्यविशेषात्मकोऽर्थः, विषयी चक्षुरादिः, तयोः समीचीनो भ्रान्त्याद्यजनकत्वेनाऽनुकूलो निपातो योग्यदेशाद्यवस्थानं तस्मादनन्तरं समुद्भूतमुत्पन्नं यत् सत्तामात्रगोचरं निःशेषविशेषवैमुख्येन सन्मात्रविषयं दर्शनं निराकारो बोधस्तस्माद् जातमाद्यं सत्त्वसामान्यादवान्तरैः सामान्याकारैर्मनुष्यत्वादिभिर्जातिविशेषैर्विशिष्टस्य वस्तुनो यद् ग्रहणं ज्ञानं तदवग्रह इति नाम्ना गीयते ॥७॥

હવે પછીના ચાર સૂત્ર દ્વારા અવગ્રહાદિના સ્વરૂપનું સ્પષ્ટીકરણ કરે છે.

**વિષય અને વિષયીનો યથોચિત દેશમાં સંબંધ થવાથી સત્તા માત્રને (પરસામાન્યને) વિષય કરનાર દર્શન ઉત્પન્ન થાય છે અને તે દર્શનથી પ્રથમ ઉત્પન્ન થનાર અવાન્તર સામાન્યથી યુક્ત વસ્તુનું ગ્રહણ તે અવગ્રહ છે. ૭.**

§૧ વિષય-સામાન્યવિશેષાત્મક પદાર્થ, વિષયી-નેત્રાદિ ઇન્દ્રિયો, આ બન્નેનું સમીચીન એટલે કે ભ્રાન્ત્યાદિ ઉત્પન્ન ન થાય તેવી રીતનું અનુકૂલ નિપાતન-યોગ્ય દેશાદિમાં અવસ્થાન. આવા અવસ્થાન પછી સત્તામાત્ર(મહાસામાન્ય)ને વિષય કરનાર દર્શન ઉત્પન્ન થાય છે. આમાં કોઈ પણ પ્રકારના વિશેષનું ભાન હોતું નથી, તેથી તે નિરાકાર બોધ કહેવાય છે. ત્યાર પછી અવાન્તર સામાન્યાકાર (મનુષ્યત્વાદિ જાતિવિશેષ)થી યુક્ત પદાર્થનું સૌથી પહેલું ગ્રહણ-જ્ઞાન અવગ્રહ કહેવાય છે. સારાંશ એ છે કે જૈન સિદ્ધાંતમાં ઉપયોગ બે પ્રકારે છે- દર્શનોપયોગ અને જ્ઞાનોપયોગ. આપણને સૌને પ્રથમ દર્શનોપયોગ થાય છે, પછી જ્ઞાનોપયોગ થાય છે. અહીં જ્ઞાનોપયોગનું વર્ણન કરવા માટે તેનાથી પૂર્વમાં થનાર દર્શનોપયોગનું પણ કથન કરવામાં આવ્યું છે. ૭.

(टि०) **निराकार** इति विशेषाग्राहकः । **यद् ग्रहणमिति** साकारो बोधः सामान्यग्राहक इत्यर्थः ॥७॥

## अवगृहीतार्थविशेषाऽऽकाङ्क्षणमीहा ॥८॥

§१ अवगृहीतोऽवग्रहेण विषयीकृतो योऽर्थोऽवान्तरमनुष्यत्वादिजातिविशेषलक्षणस्तस्य विशेषः कर्णाटलाटादिभेदस्तस्याकाङ्क्षणं भवितव्यताप्रत्ययरूपतया ग्रहणाभिमुख्यमीहेत्यभिधीयते ॥८॥

**અવગ્રહથી જાણેલ પદાર્થના વિશેષ જાણવાની આકાંક્ષા તે ઈહા છે. ૮.**

§ ૧ અવગૃહીત એટલે અવગ્રહનો વિષય બનેલ અવાંતર મનુષ્યત્વાદિ જાતિ રૂપ વિશેષસ્વરૂપવાળો જે અર્થ છે, તેનો વિશેષ એટલે કર્ણાટ અને લાટાદિ પ્રકાર એ પ્રકારોમાંથી કયો પ્રકાર સંભવે છે, તેની આકાંક્ષા કરવી એટલે કે આ માણસ કર્ણાટનો હશે કે લાટનો એ પ્રમાણે સંશય જ્ઞાન થયા પછી તથાપ્રકારના કારણો દ્વારા 'આ કર્ણાટનો હોવો જોઈએ'–એવું સંભાવનાપ્રત્યયરૂપે જે ગ્રહણાભિમુખ જ્ઞાન તે ઈહા કહેવાય છે. ૮.

## ईहितविशेषनिर्णयोऽवायः ॥९॥

ईहितस्येहया विषयीकृतस्य विशेषस्य कर्णाटलाटादेर्निर्णयो याथात्म्येनाऽवधारणमवाय इति कीर्त्यते ॥९॥

**ઈહિત વિશેષનો નિર્ણય તે અવાય છે. ૯.**

ઈહિત એટલે ઈહા દ્વારા વિષય બનેલ વિશેષ–કર્ણાટ લાટાદિ, તેનો નિર્ણય એટલે કે–યથાર્થરૂપે નિશ્ચયનું નામ અવાય છે. ૯.

## स एव दृढतमावस्थापन्नो धारणा ॥१०॥

§ १ स इत्यवायो दृढतमावस्थापन्नो विवक्षितविषयावसाय एव सादरस्य प्रमातुरत्यन्तोपचितः कञ्चित् कालं तिष्ठन् धारणेत्यभिधीयते। दृढतमावस्थापन्नो ह्यवायः स्वोपढौकितात्मशक्तिविशेषरूपसंस्कारद्वारेण कालान्तरे स्मरणं कर्तुं पर्याप्नोतीति ॥१०॥

**દૃઢતમ અવસ્થાને પામેલ તે જ ધારણા છે ૧૦.**

§ ૧ તે એટલે અવાય, અત્યંત દૃઢ જ્યારે બને છે એટલે કે વિવક્ષિત વિષયના નિર્ણયમાં પ્રમાતા આદરવાળો હોવાથી જ્યારે તેનો નિર્ણય અત્યંત ઉપચિત થઈને કેટલાક કાળ સુધી ટકી રહે છે, ત્યારે તે ધારણા કહેવાય છે. અત્યન્ત દૃઢ-પુષ્ટ સ્થિતિને પામેલ અવાય આત્મશક્તિવિશેષરૂપ સંસ્કારને ઉત્પન્ન કરે છે અને તે દ્વારા અવાય કાલાન્તરમાં પણ સ્મરણ કરાવવા સમર્થ બને છે. ૧૦.

(પ૦) **स्वोपढौकिते**ति गद्ये स्वशब्देनाऽवायः ॥१०॥

नन्वनिश्चयरूपत्वादीहायाः संशयस्वभावतैव, इत्यारेकामपाकुर्वन्ति—

## संशयपूर्वकत्वादीहायाः संशयाद् भेदः ॥११॥

§१ पुरुषावग्रहानन्तरं हि 'किमयं दाक्षिणात्य उतोदीच्यः' इत्यनेककोटिपरामर्शिसंशयः । ततोऽपि प्रमातुर्विशेषलिप्सायां 'दाक्षिणात्येनाऽनेन भवितव्यम्' इत्येवमीहा जायते–इति हेतुहेतुमद्भावात् तन्तुपटवद् व्यक्तमनयोः पृथक्त्वम् ॥११॥

ઈહા અનિશ્ચય રૂપ હોવાથી સંશય સ્વરૂપ જ છે–એવી શંકાનું નિરાકરણ–

**સંશયપૂર્વક થાય છે, માટે ઈહા સંશયથી ભિન્ન છે. ૧૧.**

§૧ પુરુષવિષયક અવગ્રહ થયા પછી આ પુરુષ દક્ષિણનો નિવાસી હશે કે ઉત્તરનો નિવાસી હશે ?–આવી રીતે અનેક કોટીનો પરામર્શ કરતું સંશયજ્ઞાન ઉત્પન્ન થાય છે. ત્યાર પછી પ્રમાતાને વિશેષ જિજ્ઞાસા થતાં તથાપ્રકારના લક્ષણો હોવાથી 'આ દક્ષિણનો હોવો જોઈએ' એ પ્રમાણે યથાર્થજ્ઞાનની અભિમુખતાવાળું ઈહાજ્ઞાન ઉત્પન્ન થાય છે. એટલે કે તંતુ અને પટની જેમ સંશયજ્ઞાન અને ઈહાજ્ઞાન પરસ્પર કાર્યકારણરૂપ હોવાથી બન્ને જુદાં છે, એ સ્પષ્ટ જાણી શકાય તેવું છે. ૧૧

(૫૦) **हेतुहेतुमद्भावादि**ति । संशयो हेतुः ईहा हेतुमती ॥११॥

दर्शनादीनां कथञ्चिदव्यतिरेकेऽपि संज्ञाभेदं समर्थयन्ते—

**कथञ्चिदभेदेऽपि परिणामविशेषादेषां व्यपदेशभेदः ॥१२॥**

§१ यद्प्येकजीवद्रव्यतादात्म्येन द्रव्यार्थादेशादमीषामैक्यम्, तथापि पर्यायार्थादेशाद् भेदोऽपीति तदपेक्षया व्यपदेशभेदोऽपि सूपपाद इति ॥१२॥

अथाऽमीषां भेदं भावयन्ति—

**असामस्त्येनाऽप्युत्पद्यमानत्वेनाऽसंकीर्णस्वभावतयाऽनुभूयमानत्वात्, अपूर्वापूर्ववस्तुपर्यायप्रकाशकत्वात्, क्रमभावित्वाच्चैते व्यतिरिच्यन्ते ॥१३॥**

§१ असंकीर्णस्वभावतया परस्परस्वरूपवैविक्त्येनाऽनुभूयमानत्वाद् दर्शनादयो भिद्यन्ते । तथाऽनुभवनमप्यमीषामसामस्त्येनाऽप्येकद्वित्र्यादिसंख्यतयोत्पद्यमानत्वादवसेयम् । तथाहि प्रमातुर्विचित्रक्षयोपशमवशात् कदाचिद् दर्शनावग्रहौ, कदाचिद् दर्शनावग्रहसंशयादयः क्रमेण समुन्मज्जन्तीति सिद्धमतोऽसंकीर्णत्वेनैतेषामनुभवनम् । अपूर्वापूर्ववस्तुपर्यायप्रकाशकत्व-क्रमभावित्वे अपि प्रत्यात्मवेद्ये एव ।

§ २ अत्र प्रयोगाः पुनरेवम्—येऽसंकीर्णस्वभावतयाऽनुभूयन्ते, अपूर्वापूर्ववस्तुपर्यायप्रकाशकाः, क्रमभाविनो वा, ते परस्परं व्यतिरिच्यन्ते, यथा स्तम्भादयः, अनुमानादयः, अङ्कुर-कन्दल-काण्डादयो वा, तथा चैत इति ॥१३॥

દર્શનાદિ પરસ્પર કથંચિત્ અભિન્ન હોવા છતાં પણ સંજ્ઞાભેદનું સમર્થન–

**કથંચિત્ અભેદ હોવા છતાં પણ પરિણામના ભેદથી દર્શનાદિનાં જુદાં જુદાં નામ છે. ૧૨.**

§१ એક જીવરૂપ દ્રવ્યમાં દ્રવ્યાર્થિકનયની અપેક્ષાએ દર્શનાદિનું તાદાત્મ્ય હોઈ એ બધાનું ઐક્ય (અભેદ) હોવા છતાં પણ પર્યાયાર્થિક નયની અપેક્ષાએ દર્શનાદિનો ભેદ પણ છે, તેથી તેમના નામનો ભેદ યુક્તિયુક્ત છે.

સારાંશ એ છે કે જીવનું લક્ષણ ઉપયોગ છે. એ ઉપયોગની ભિન્ન ભિન્ન અવસ્થાઓ થાય છે. જેના દર્શન, અવગ્રહ, ઈહા વિગેરે ભિન્ન-ભિન્ન નામ આપવામાં આવ્યાં છે. આ અવસ્થાઓનો ક્રમ દર્શન, અવગ્રહ, ઈહા અવાય અને ધારણા એવો છે. જેમ દરેક મનુષ્ય શિશુ, કુમાર, પ્રૌઢ વિગેરે અવસ્થાઓને ક્રમપૂર્વક પ્રાપ્ત કરે છે, તેમ ઉપયોગ પણ દર્શન, અવગ્રહ વિગેરે અવસ્થાઓને પ્રાપ્ત કરતો ધારણારૂપ થાય છે. શિશુ વિગેરે અવસ્થામાં મનુષ્ય એક જ હોય છે છતાં અવસ્થાભેદથી અવસ્થાતા ભિન્ન ભિન્ન નામે ઓળખાય છે. તે જ રીતે ઉપયોગ પણ એક જ હોવા છતાં પરિણામની અપેક્ષાએ તે અવગ્રહ, ઈહા, વિગેરે જુદા જુદા નામે ઓળખાય છે. જૈન પરિભાષામાં તે અવસ્થાઓનો દ્રવ્યાર્થિક નયની અપેક્ષાએ અભેદ અને પર્યાયાર્થિક નયની અપેક્ષાએ ભેદ છે. ૧૨.

હવે આચાર્ય દર્શનાદિના પરસ્પર ભેદનો વિચાર કરે છે—

**અસમગ્રભાવે ઉત્પન્ન થતા હોવાથી પણ ભિન્ન ભિન્ન સ્વભાવે અનુભવાય છે, પદાર્થોના નવા નવા પર્યાયોને પ્રકાશિત કરે છે, અને ક્રમશઃ ઉત્પન્ન થાય છે—માટે તે સૌ જુદા જુદા છે. ૧૩.**

§૧ દર્શન, અવગ્રહ વિગેરે ભિન્ન ભિન્ન સ્વરૂપે અનુભવાતાં હોવાથી તે દરેક જુદા-જુદા છે, તેમની ઉત્પત્તિ સમગ્રભાવે નથી એટલે કે કોઈ વખત એકની, કોઈ વખત ક્રમે બેની તો ક્યારેક ક્રમે ત્રણ કે ચારની ઉત્પત્તિ થાય છે માટે તે સૌનો અનુભવ ભિન્ન ભિન્ન રૂપે થાય છે. તે આ પ્રમાણે-કર્મના વિચિત્ર ક્ષયોપશમને કારણે પ્રમાતા-જ્ઞાન કરનાર પુરુષને કોઈ વખત માત્ર દર્શન જ, તો કોઈ વખત દર્શન અને અવગ્રહ, તો ક્યારેક દર્શન, અવગ્રહ અને સંશય આદિ-એ પ્રકારે એ સૌ અસમસ્તરૂપે ઉત્પન્ન થાય છે. આથી કરીને દર્શન અવગ્રહાદિનો ભિન્ન ભિન્ન સ્વરૂપે અનુભવ સિદ્ધ થાય છે. તેમજ દર્શનાદિ બોધ પદાર્થોના નવા નવા પર્યાયોના પ્રકાશક છે. વળી, તે ક્રમપૂર્વક ઉત્પન્ન થાય છે, એ બાબત પણ પ્રત્યાત્મવેદ્ય છે. અર્થાત્ દરેક આત્માને અનુભવસિદ્ધ જ છે.

§૨ તેને લગતા અનુમાન પ્રયોગો આ પ્રમાણે છે—જે ભિન્ન ભિન્ન સ્વરૂપે અનુભવાતાં હોય, દ્રવ્યના નવા નવા પર્યાયોના પ્રકાશક (જ્ઞાપક) હોય, અથવા ક્રમથી ઉત્પન્ન થતાં હોય તે સૌ પરસ્પર જુદા હોય છે, જેમકે-સ્તંભ વિગેરે, અનુમાન આદિ, અથવા અંકુર-ફણગો, કન્દલ (થડ), કાણ્ડ-શાખા વિગેરે. દર્શન, અવગ્રહાદિ પણ તેવાં જ છે. માટે તે સૌ પણ ભિન્ન છે. ૧૩.

(टि०) **दर्शनादीनामित्यादि**। आदिशब्दादवग्रहादीनां ग्रहणम्। **अमीषामिति** दर्शनादीनाम्। **तदपेक्षयेति** पर्यायभेदापेक्षया ॥१२॥

**प्रयोगा** इत्यादि। **अनुमानादय** इति परोक्षान्तर्भावितप्रमाणभेदाः ॥१३॥

अथाऽमीषां क्रमनियमार्थमाहुः—

**क्रमोऽप्यमीषामयमेव, तथैव संवेदनात्, एवंक्रमाविर्भूतनिजकर्मक्षयोपशमजन्यत्वाच्च ॥१४॥**

§ १ अयमेव—दर्शनावग्रहादिः अमीषां क्रमः, तेनैव क्रमेणानुभवात्—यदेव हि सन्मात्रमैक्षि, तदेव वर्णाद्याकारेण केनचिदवाग्राहि, तदनन्तरमनिर्धारितरूपतया संदेहास्पदीचक्रे, ततोऽपि नियताकारेणेहामासे, ततोऽपीहिताकारेण निरणायि, पुनः कालान्तरे स्मृतिहेतुत्वेन धारयाञ्चक्रे इति सर्वैरनुभूयते। दर्शनज्ञानावरणक्षयोपशमलक्षणकारणेनाऽप्येवमेव भूष्णुनाऽमीषामुत्पाद्यत्वाच्चायमेव क्रमः। क्रमोत्पदिष्णुना हि कारणेन क्रमेणैव स्वकार्यं जनयितव्यम्, यथा स्थासकोशकुशूलच्छत्रादिनेति ॥१४॥

व्यतिरेके दोषमाहुः—

**अन्यथा प्रमेयानवगतिप्रसङ्गः ॥१५॥**

§१ अन्यथेति यथोक्तक्रमानभ्युपगमे। प्रतीयमानक्रमापह्नवे हि दर्शनादीनां प्रमेयापह्नव एव कृतो भवतीति ॥१५॥

उक्तमेव क्रमं व्यतिरेकद्वारा समर्थयन्ते—

**न खल्वदृष्टमगृह्यते, न चाऽनवगृहीतं संदिह्यते, न चाऽसंदिग्धमीह्यते, न चानीहितमवेयते, नाप्यनवेतं धार्यते ॥१६॥**

स्पष्टम् ॥१६॥

क्वचिदेषां तथाक्रमानुपलक्षणे कारणमाहुः—

**क्वचित् क्रमस्याऽनुपलक्षणमेषामाशूत्पादात्, उत्पलपत्रशतव्यतिभेदक्रमवत् ।१७।**

क्वचिदित्यभ्यस्ते करतलादौ गोचरे। शेषं व्यक्तम् ॥१७॥

દર્શનાદિના ક્રમનો નિયમ બતાવે છે—

**આમનો ક્રમ પણ આ જ છે, કારણ કે-તે પ્રકારના ક્રમ વડે જ તેમનો અનુભવ થાય છે, અને વળી, એ જ પ્રકારના ક્રમથી પ્રગટ થયેલ-તે તે કર્મના ક્ષયોપશમથી તેઓ ઉત્પન્ન થાય છે. ૧૪**

§૧ પ્રથમ દર્શન, પછી અવગ્રહ, પછી સંશય, ઈહાદિ આ જ પ્રકારે દર્શનાદિનો ક્રમ છે. કારણ કે તે જ ક્રમે તેઓનો અનુભવ-જ્ઞાન થાય છે. કારણકે-જે પદાર્થ માત્ર સત્તા રૂપે જોવામાં આવે છે, તે જ પદાર્થ કોઈક વર્ણ-રૂપ આદિ આકારથી અવગૃહીત થાય છે, ત્યાર પછી તે જ પદાર્થ અનિશ્ચિત રૂપે સંશયનો વિષય બને છે, ત્યાર પછી નિયત આકારથી ઈહિત-ઈહાનો વિષય થાય છે. તે પછી ઈહિત પદાર્થમાં નિર્ણય થાય છે, અને નિર્ણીત પદાર્થ જ કાલાંતરમાં સ્મૃતિના હેતુ રૂપે ધારણ થાય છે. આ ક્રમ સર્વાનુભવ સિદ્ધ છે. તેમ જ તેમનાં કારણો જે દર્શનાવરણ અને જ્ઞાનાવરણ કર્મના ક્ષયોપશમો છે તે પણ એ જ ક્રમે ઉત્પન્ન થાય છે. માટે દર્શનાદિનો ક્રમ પણ આ જ છે. કારણ કે-ક્રમપૂર્વક ઉત્પન્ન થનાર

કારણોનું કાર્ય પણ ક્રમપૂર્વક જ ઉત્પન્ન થાય છે. જેમ ઘડાની સ્થાસ, કોશ, કુશૂલ, છત્ર વિગેરે ક્રમભાવી અવસ્થાઓથી ઉત્તરોત્તર કાર્ય ઉત્પન્ન થાય છે. તે પ્રકારે આમાં સમજવું. ૧૪.

ક્રમ નહીં માનવાથી આવતો દોષ —

**અન્યથા પ્રમેયનું જ્ઞાન થઈ શકશે નહીં. ૧૫.**

§ ૧ અન્યથા એટલે કે યથોક્ત ક્રમનો અસ્વીકાર કરવાથી–સાક્ષાત્ અનુભવાતા ક્રમનો અપલાપ કરવાથી દર્શનાદિના પ્રમેયો–વિષયોનો જ અપલાપ કર્યો કહેવાશે. ૧૫.

પૂર્વોક્ત ક્રમનું વ્યતિરેક દ્વારા સમર્થન—

**જે પદાર્થ દર્શનનો વિષય નથી તે અવગૃહીત–અવગ્રહનો વિષય–થતો નથી, અને જે અવગૃહીત નથી. તે સંદિગ્ધ–સંશયનો વિષય–બનતો નથી, તેમજ જે સંદિગ્ધ નથી તે ઈહિત–ઈહાનો વિષય–બનતો નથી, તથા જે ઈહિત નથી તે અવેત–અવાયનો વિષય–બનતો નથી. અને જે અવેત નથી તે ધારણાનો વિષય પણ થતો નથી. ૧૬**

આનો અર્થ સ્પષ્ટ છે. ૧૬,

કોઈ વખત દર્શનાદિનો પૂર્વોક્ત ક્રમ જણાતો નથી તેનું કારણ—

**કમળના સો પાંદડાના વેધના ક્રમની જેમ કવચિત્ અવગ્રહાદિનો ક્રમ જણાતો નથી. ૧૭.**

§ ૧ કવચિત્ એટલે અભ્યસ્ત (અનેકવાર જોયેલ–અનુભવેલ) હથેળી આદિ વિષયો સમજવા. અર્થાત્ અભ્યસ્ત કરતલાદિના જ્ઞાનમાં દર્શન, અવગ્રહ આદિનો ક્રમ જણાતો નથી, છતાં પણ તે અવશ્ય હોય છે જ.

સારાંશ એ છે કે–જે વસ્તુ અતિપરિચયવાળી હોય તેમાં પહેલાં દર્શન થયું પછી અવગ્રહ ઇત્યાદિ ક્રમનો અનુભવ થતો નથી. તેનું કારણ એ નથી કે ત્યાં દર્શનાદિ વિના જ અવાય કે ધારણા જ્ઞાનની ઉત્પત્તિ થઈ જાય છે. ત્યાં પણ પૂર્વોક્ત ક્રમથી જ જ્ઞાનની ઉત્પત્તિ થાય છે. પરંતુ અતિગાઢ પરિચયને કારણે ત્યાં અતિશીઘ્રતાથી જ્ઞાન ઉત્પન્ન થાય છે, માટે તેના ક્રમનો અનુભવ થતો નથી. જેમકે–એક બીજા ઉપર એમ કમલના સો પાંદડાં રાખીને અતિબળથી ભાલું ઘુસેડવામાં આવે તો તે ભાલું દરેક પાંદડાંને ક્રમથી જ વીંધશે પરંતુ ભાલું ક્યારે પહેલા પાંદડામાં ઘૂસ્યું, ને ક્યારે બીજામાં ઘુસ્યું એ ક્રમ જાણી શકાતો નથી, તેનું કારણ શીઘ્રતા જ છે. જો ભાલાનો વેગ આટલો તીવ્ર હોઈ શકે છે તો જ્ઞાન જેવા સૂક્ષ્મતર પદાર્થનો વેગ તો તેથી પણ અધિક તીવ્ર કેમ ન હોય ? આથી કવચિત્ અભ્યસ્ત વિષયમાં ક્રમ હોવા છતાં તેનું ભાન થતું નથી. ૧૭.

(प०) **क्रमोत्पदिष्णुना हि कारणेने**ति गद्ये कारणेन मृत्पिण्डादिना ॥ मृत्पिण्डः स्थासकस्य कारम् , स्थासकश्च कोशस्य कारणम्, एवं यथोत्तरं कार्यं यथापूर्वं कारणम् ॥१४॥

पारमार्थिकप्रत्यक्षं लक्षयन्ति–

पारमार्थिकं पुनरुत्पत्तावात्ममात्रापेक्षम् ॥१८॥

§१ क्षय क्षयोपशमविशेषविशिष्टमात्मद्रव्यमेवाऽव्यवहितं समाश्रित्य पारमार्थिकमेतदवध्यादिप्रत्यक्षमुन्मज्जति, न पुनः सांव्यवहारिकमिवेन्द्रियादिव्यवहितमात्मद्रव्यमाश्रित्येति भावः ॥१८॥

अस्य भेदावुपदिशन्ति–

**तद् विकलं सकलं च ॥१९॥**

§ १ असंपूर्णपदार्थपरिच्छेदकत्वाद् विकलम्, तद्विपरीतं तु सकलम् ॥१९॥

પારમાર્થિક પ્રત્યક્ષનું લક્ષણ—

**પારમાર્થિક પ્રત્યક્ષ તો ઉત્પત્તિમાં માત્ર આત્માની અપેક્ષા રાખે છે. ૧૮.**

§ ૧ ક્ષય તથા ક્ષયોપશમ રૂપ વિશેષથી યુક્ત આત્મદ્રવ્યનો સાક્ષાત્ આશ્રય કરીને અવધિ આદિ પારમાર્થિક પ્રત્યક્ષજ્ઞાનો ઉત્પન્ન થાય છે. તાત્પર્ય એ છે કે આ પારમાર્થિક પ્રત્યક્ષ સાંવ્યવહારિક પ્રત્યક્ષની જેમ ઇન્દ્રિયાદિથી વ્યવહિત એવા આત્મદ્રવ્યનો આશ્રય કરીને ઉત્પન્ન થતું નથી. ૧૮.

પારમાર્થિક પ્રત્યક્ષના ભેદોનો ઉપદેશ—

**તે વિકલ અને સકલ છે. ૧૯.**

§ ૧ અસમ્પૂર્ણ પદાર્થનું પરિચ્છેદક-બોધક 'વિકલ' છે અને તેથી વિપરીત 'સકલ' છે. અર્થાત્ તે સંપૂર્ણ પદાર્થનું જ્ઞાન છે. ૧૯.

विकलं भेदतो दर्शयन्ति–

**तत्र विकलमवधिमनःपर्यायज्ञानरूपतया द्वेधा ॥२०॥**

सुगमम् ॥२०॥

अवधिं लक्षयन्ति–

**अवधिज्ञानावरणविलयविशेषसमुद्भवं भवगुणप्रत्ययं रूपिद्रव्यगोचरमवधिज्ञानम् ॥२१॥**

§ १ अवधिज्ञानावरणस्य विलयविशेषः क्षयोपशमभेदः । तस्मात् समुद्भवति यत् । भवः सुर-नारकजन्मलक्षणः, गुणः सम्यग्दर्शनादिः, तौ प्रत्ययौ हेतू यस्य तत्तथा । तत्र भवप्रत्ययं सुरनारकाणाम् । गुणप्रत्ययं पुनर्नरतिरश्चाम् । रूपिद्रव्यगोचरं रूपिद्रव्याणि पृथिवीपाथःपावकपवनान्धकारच्छायाप्रभृतीनि । तदालम्बनमवधिज्ञानं ज्ञेयम् ॥

વિકલના ભેદો જણાવે છે—

**વિકલ પારમાર્થિક પ્રત્યક્ષના બે ભેદ છે-અવધિ અને મનઃપર્યાય જ્ઞાન. ૨૦.**

સૂત્રનો અર્થ સુગમ છે. ૨૦.

અવધિજ્ઞાનનું લક્ષણ—

**અવધિજ્ઞાનાવરણીય કર્મના વિલય વિશેષથી ઉત્પન્ન થનાર, ભવ અને ગુણ પ્રત્યયવાળું, રૂપી દ્રવ્યને વિષય કરનાર અવધિજ્ઞાન છે. ૨૧.**

§ ૧ અવધિજ્ઞાનનો ઉદ્ભવ અવધિજ્ઞાનાવરણીય કર્મના વિલયવિશેષ–ક્ષયોપશમ વિશેષથી છે. અને તેમાં ભવ એટલે દેવ–નારકરૂપ જન્મ અને ગુણ એટલે સમ્યગ્દર્શનાદિ પ્રત્યયો–હેતુ છે. તેમાં ભવપ્રત્યય અવધિ દેવ અને નારકોને છે, તથા ગુણપ્રત્યય અવધિ મનુષ્ય અને તિર્યંચોને છે. અવધિજ્ઞાનનો વિષય રૂપી દ્રવ્યો જેવાં કે પૃથ્વી–પાણી–અગ્નિ–વાયુ–અન્ધકાર–છાયા વિગેરે છે.

§ २ अत्र न्यायमार्गानुयायिनः संगिरन्ते—ननु पृथिव्यादीनां चतुर्णां सकर्णा वर्णयन्तु द्रव्यताम् । तिमिरच्छाययोस्तु द्रव्यतावाचोयुक्तिर्युक्तिरिक्तैव । भासामभाव एव हि तमश्छाये गदतां सच्छाये । तथाहि—शशधरदिनकरकरनिकरनिरन्तरप्रसरासम्भवे सर्वतोऽपि सति तम इति प्रतीयते । यदा तु प्रतिनियतप्रदेशेनाऽऽतपत्रादिना प्रतिबद्धस्तेजःपुञ्जो यत्र यत्र न संयुज्यते तदा तत्र तत्र च्छायेति प्रतीयते, प्रतिबन्धकाभावे तु स्वरूपेणाऽऽलोकः समालोक्यत इत्यालोकाभाव एव तमश्छाये । यदि च तमो द्रव्यं भवेत्, तदा रूपैवद्द्रव्यस्य संस्पर्शाव्यभिचारात्, स्पर्शवद्द्रव्यस्य च महतः प्रतिघातहेतुत्वात् तरलतरतुङ्गतङ्गत्तरङ्गपरम्परोपेतपारावारावतार इव, प्रथमजलधरधाराधोरणीधौताञ्जनगिरिगिरीयः शृङ्गप्रतिवादिनीव, निर्यन्निर्झरझात्कारिवारिदुर्वारशीकरासारसिच्यमानाभिरामाऽऽराममहीरुहसमूहप्रतिच्छन्द इव च प्रवृत्ते तिमिरभरे संचरतः पुंसः प्रतिबन्धः स्यात्, भूगोलकस्येव चाऽस्याऽवयवभूतानि खण्डावयविद्रव्याणि प्रतीयेरन् । एवं छायायामपि, इति कथं ते द्रव्ये भवेताम् ? ॥

§ ૨ અહીં અન્ધકાર અને છાયાને રૂપી દ્રવ્ય તરીકે જણાવ્યા તેથી ન્યાયમાર્ગના અનુયાયી **નૈયાયિક** અને **વૈશેષિક** આ પ્રમાણે કહે છે—

રૂપિદ્રવ્યની ગણનામાં પૃથ્વી–જલ–તેજ અને વાયુ આ ચારને તમે દ્રવ્ય તરીકે ભલે કહો. પરંતુ તમે અંધકાર અને છાયાને પણ દ્રવ્યરૂપે કહો છો તે યુક્તિયુક્ત નથી. કારણ કે આલોકનો—પ્રકાશનો અભાવ એ જ અંધકાર અને છાયા છે –એમ કહેવું શોભે. તે આ પ્રમાણે–સૂર્ય ચન્દ્ર આદિના કિરણોનો કોઇપણ સ્થળે જરાએ સંચાર ન હોય ત્યારે અન્ધકારનો અનુભવ થાય છે, અને જ્યારે પ્રતિનિયત–મર્યાદિત દેશમાં રહેલ છત્રાદિથી પ્રતિબદ્ધ થઇને પ્રકાશનો પુંજ જ્યાં જ્યાં સંયુક્ત થતો નથી ત્યાં ત્યાં છાયાનો અનુભવ થાય છે, અને જ્યારે છત્રાદિરૂપ પ્રતિબંધકનો અભાવ હોય અર્થાત્ આલોકને-પ્રકાશને રોકનાર કંઈ ન હોય ત્યારે આલોક પોતાના સ્વરૂપે જ પ્રતીયમાન થાય છે. આ પ્રમાણે અંધકાર અને છાયા બન્ને—આલોકાભાવરૂપ છે. વળી જે દ્રવ્ય રૂપવાળું હોય તે અવશ્ય સ્પર્શવાળું હોય. આથી જો અન્ધકાર દ્રવ્ય હોય તો–રૂપવાળા દ્રવ્યનો

**यतोऽभावानुभव** इत्यादि । **भावान्तर**ेति भूतलादेः पटादेर्वा, मृत्पिण्डादेः कपालादेर्वा दर्शनाद् भवेत् ।

१ °रुपिद्रव्यसंस्प° मु ।

સ્પર્શ સાથે અવ્યભિચાર હોવાથી અને સ્પર્શવાળો મહત્પદાર્થ પ્રતિઘાત–રૂકાવટમાં હેતુભૂત થતો હોવાથી; અતિચપલ, ઉંચા ઉછળતા તરંગોની પરંપરાથી યુક્ત સમુદ્રના અવતાર જેવા, તથા નૂતન મેઘની ધારાઓથી ધોવાએલ અંજનગિરિના મોટા શિખરોના પ્રતિવાદિ–હરીફ જેવા, અને ઝરતા ઝરણાના ઝંકાર (ખળભળાટ) વાળા પાણીના દુર્વાર છાંટાઓના વેગથી સીંચાએલ મનોહર બગીચાના વૃક્ષસમૂહની પ્રતિકૃતિ જેવા બની રહેલા ગાઢ અન્ધકારમાં સંચરતા માનવને પ્રતિબન્ધ થવો જોઇએ. અર્થાત્ તેવા અન્ધકારમાં જવા આવવાની ક્રિયા થઇ શકશે નહીં. વળી પૃથ્વીની જેમ અંધકારના અવયવભૂત ખંડાત્મક અવયવી દ્રવ્યો પણ પ્રતીત થવા જોઈએ. આ જ રીતે છાયામાં પણ સમજવાનું છે. તો પછી તે બન્ને–અંધકાર અને છાયા–દ્રવ્ય કઇ રીતે હોઇ શકે ? અર્થાત્ તે બન્ને દ્રવ્યરૂપ નથી.

(પ૦) **रूपवद्द्रव्यस्य स्पर्शाव्यभिचारा**दिति । अरूपिद्रव्याणां दिक्कालादीनां परिगणितत्वेन तमसस्तेष्वसम्भवात् पारिशेष्याद्रूपवद्द्रव्यं सम्भवति । **एवं छायायामपी**ति तुल्ययोगक्षेमत्वात् ।

§ ३ अत्राभिदध्महे–तमसस्तावदभावस्वभावतास्वीकृतिरानुभविकी, आनुमानिकी वा ? न तावदानुभविकी, यतोऽभावानुभवो भावान्तरोपलम्भे सत्येव संभवी, कुम्भाभावोपलम्भवत् । न च प्रचुरतरतिमिरनिकरपरिकरितापवरकोदरे स्वकरतलादिमात्रस्याऽप्युपलम्भः संभवति । तत्कथं तदनुभूतिर्भवेत् ? कथं वा प्रदीपादिप्रभाप्राग्भारप्रोज्जृम्भणमन्तेरणाऽस्योपलम्भः ? कुम्भाद्यभावो हि तद्भावे एवानुभूयमानो दृष्टः । तत् कथमेष न्यायमुद्रातिक्रमो न कृतः स्यात् ?

§ ૩ **જૈન**—આનો ઉત્તર અમે આપીએ છીએ. અંધકારને તમે અભાવસ્વરૂપ માનો છો, તો તે અનુભવથી કે અનુમાનથી ? અનુભવથી કહી શકશો નહીં કારણ કે–અભાવનો અનુભવ બીજા પદાર્થની ઉપલબ્ધિ હોય તો જ થાય છે, જેમકે–ભૂતલાદિનું જ્ઞાન હોય તો જ ઘટાભાવનું જ્ઞાન થાય છે. પણ ગાઢ અંધકારવાળા ઓરડામાં જ્યાં પોતાના હાથનો પણ ઉપલમ્ભ નથી એટલે કે–કશુંય દેખાતું નથી, ત્યાં અભાવનો અનુભવ કઇ રીતે થાય ? અથવા પ્રદીપાદિની દેદીપ્યમાન પ્રભાનો પુંજ હોય ત્યારે જ ઘટાદિના અભાવનું જ્ઞાન થાય છે, તો દીપકની પ્રભાના અભાવમાં અભાવરૂપ અન્ધકારની ઉપલબ્ધિ કઈ રીતે થઇ શકે ? અર્થાત્ થવી ન જોઈએ–છતાં પણ આલોક ન હોય ત્યારે જ અંધકારનું જ્ઞાન થાય છે. તો 'અભાવ' પ્રત્યક્ષમાં આલોક કારણ છે'–એ ન્યાયનું શું ઉલ્લંઘન નથી થતું ? અર્થાત્ થાય જ છે.

( टि० ) **तदनुभूतिरि**ति अभावानुभवः । **अस्योपलम्भ** इति अभावस्योपलब्धिः । **तद्भाव** इति प्रदीपप्रभाप्राग्भारप्रोज्जृम्भण एव ।

अथ यो भावो यावता सामग्र्येण गृह्यते तदभावोऽपि तावतैव तेन । तदिहालोकस्य स्वातन्त्र्येणालोकान्तरमन्तरेणैव ग्रहणमालोकितम्–इति तदभावस्यापि तत

किं न स्यात् ?—इति चेत् । अहो ! पीतविषस्याऽप्यमृतोद्गारः । एवं वदता त्वयैव तमसि द्रव्यताऽध्याहारात् । किमिदमीदृशमिन्द्रजालम् ?—इति चेत् । इदमीदृशमेवेन्द्रजालमालोक्यताम्—आलोकः किल चक्षुषा संयोगाद् गृह्यते । यदि च तदभावस्यापि तत्सामग्र्यैव ग्रहणं स्यात्, तदा तस्यापि ग्रहणे चक्षुःसंयोगसद्भावादायाता द्रव्यतापत्तिः, संयोगस्य गुणत्वेन तद्वृत्तित्वात् । अथाऽसंयुक्तोऽप्ययं प्रेक्ष्यते, तदा कथं यो भावो यावतेत्याद्यं मृषोद्यं न स्यात् ? कथं वा चक्षुषः प्राप्यकारिताप्रवादः सूपपादः स्यात् ?

विशेषणविशेष्यभावसंबन्धबन्धुरस्यान्धकारस्य ग्रहणादयमदोष इति चेत् । कतमस्यैष विशेषणम् ? न शरीरस्य, तदन्यत्रापि प्रतिभासनात् । नापि भूतलकलशकुड्यादेः, तत एव । तर्हि भवतु नभस इति चेत् । तदशस्यम्, एतस्य तद्विशेषणविशेष्यीभावेन कदाचिदप्रतिभासनात् । तन्नैतदभावतास्वीकृतिरानुभविकी भव्या ॥

**નૈયાયિક**—જે પદાર્થનું જેટલી સામગ્રીથી ગ્રહણ અર્થાત્ જ્ઞાન થાય, તે પદાર્થના અભાવનું પણ તેટલી જ સામગ્રીથી ગ્રહણ થાય છે. અહીં આલોકનું ગ્રહણ અન્ય આલોક વિના સ્વતંત્ર રૂપે જ થાય છે. માટે આલોકના અભાવરૂપ અન્ધકારનું ગ્રહણ પણ આલોક વિના સ્વતન્ત્રરૂપે કેમ નહીં થાય ? અર્થાત્ થશે.

**જૈન**—અહો ! તમે ઝેર પીને પણ ઓડકાર તો અમૃતના જ કાઢો છો, કારણ કે–આ પ્રમાણે કહેવા જતાં તમે જ અંધકારને દ્રવ્ય તરીકે સ્વીકાર્યું.

**નૈયાયિક**—આ વળી કેવી ઇન્દ્રજાળ કરો છો ?

**જૈન**—એ ઇન્દ્રજાળ એવી જ છે. તે તમે જુઓ. આલોકનું ગ્રહણ ચક્ષુ સાથેના તેના સંયોગથી થાય છે. હવે જો આલોકના અભાવનું ગ્રહણ પણ તે જ સામગ્રીથી થતું હોય તો આલોકાભાવરૂપ અંધકારના ગ્રહણમાં પણ ચક્ષુ સાથે સંયોગનો સદ્ભાવ માનવો પડે. અને તેથી જ અંધકારમાં દ્રવ્યની આપત્તિ આવશે. એટલે કે તેને દ્રવ્ય માનવું પડશે. કારણ કે સંયોગ ગુણ હોઇ તે દ્રવ્યમાં જ રહે છે.

**નૈયાયિક**—ચક્ષુ સાથે સંયોગ વિના પણ અન્ધકારનું ચાક્ષુષજ્ઞાન અમે માનીશું.

**જૈન**—તો પછી તમે પૂર્વે કહેલ 'જે પદાર્થનું જેટલી સામગ્રીથી ગ્રહણ થાય છે, તેટલી સામગ્રીથી તે પદાર્થના અભાવનું પણ ગ્રહણ થાય છે' એ ન્યાય જૂઠો કેમ નહીં પડે ? અથવા ચક્ષુસંયોગ વિના પણ અન્ધકારનું ચાક્ષુષજ્ઞાન થાય છે, એમ માનશો તો–તમોને માન્ય એવો ચક્ષુનો પ્રાપ્યકારિત્વવાદ-કઈ રીતે યુક્તિસંગત થશે ? કારણ કે અંધકારનું ચાક્ષુષજ્ઞાન હોવા છતાં તમે અહીં સન્નિકર્ષ સ્વીકારતા નથી.

**નૈયાયિક**–વિશેષણવિશેષ્યભાવ નામના સન્નિકર્ષથી અન્ધકારનું ગ્રહણ થાય છે. તેથી ચક્ષુની પ્રાપ્યકારિતામાં બાધા નહીં આવે.

**જૈન**–તો પ્રશ્ન છે કે અન્ધકાર કોના વિશેષણરૂપે છે ? અન્ધકારને શરીરના વિશેષણ તરીકે કહી શકશો નહીં. કારણ કે શરીર સિવાય અન્ય સ્થળે પણ અન્ધકારની પ્રતીતિ થાય છે. અન્ધકારને ભૂતલ કલશ કે ભીંત વિગેરેના વિશેષણ તરીકે પણ કહી શકશો નહીં. કારણ કે એ પદાર્થો સિવાય અન્ય સ્થળે પણ અન્ધકારની પ્રતીતિ થાય છે. કદાચ, અન્ધકારને સર્વવ્યાપી આકાશનું વિશેષણ કહો તો તે પણ યોગ્ય નથી. કારણ કે આકાશ સાથે વિશેષણવિશેષ્યભાવ રૂપે કદીયે અન્ધકારની પ્રતીતિ થતી નથી. એટલે કે–અંધકાર આકાશના વિશેષણ તરીકે કદીયે અનુભવાતો નથી. માટે અનુભવ–પ્રત્યક્ષને આધારે અન્ધકારને અભાવરૂપે સ્વીકારવો તે યોગ્ય નથી.

(प०) **स्वातन्त्र्येणे**ति भावान्तरनिरपेक्षत्वेन । **अयमि**ति अभावः ।।

**अन्धकारस्य ग्रहणा**दित्यत्र **अन्धकारस्ये**त्यभावरूपस्य । को भावः ? आलोकाभावविशिष्टा इतरपदार्था गृह्यन्ते इति भावः । **तदन्यत्रापी**ति । न हि केवले एव शरीरे तमः प्रतिभाति । किन्त्वन्येषु घटादिष्वपि । **तत** एवेति तदन्यत्रापि प्रतिभासनात् । **एतस्ये**ति अभावस्य । **तद्विशेषणविशेष्यीभावेने**ति तेन नभसा विशेषणविशेष्यीभावस्तेन । अभावो हि नभोविशेषणविशेष्यीभावेन कदाचनापि न प्रतिभासते ।

(टि०) **तावतैव तेने**ति सामग्र्येण । **तदभावस्यापी**ति आलोकाभावस्यापि । **तदि**ति भावान्तरोपलम्भमन्तरेण प्रदीपाद्यालोकाद्विना वा ग्रहणम् । **आलोकः किले**त्यादि । **तदभावस्यापी**ति आलोकाभावस्यापि । **तत्सामग्र्येणे**ति आलोकसामग्र्या । **तस्यापी**ति आलोकाभावस्यापि । **तद्वृत्तित्वादि**ति द्रव्यवृत्तित्वात् संयोगस्तावद्गुणः । गुणाश्रयो द्रव्यमिति भवतापि स्वीकारात् । तमसश्चक्षुःसंयोगग्रहणे बलाद् द्रव्यता समायाता । **अथासंयुक्त** इत्यादि । **अयमी**त्यालोकाभावः ।

**कतमस्ये**ति नगनगरसागरागुरुकुरङ्गतुरङ्गतरङ्गसारङ्गमातङ्गादिस्थावरत्रसषड्विधजीवनिकाये स्फुरति सति तन्मध्ये कस्य ? **एष** इत्यन्धकारः । **तदन्यत्रे**ति शरीरव्यतिरेकेऽपि । **तत एवे**ति तदन्यत्रापि प्रतिभासनादिति हेतोरेव । **एतस्ये**त्यन्धकारस्य । **तद्विशेषणे**ति नभोविशेषणम् । **एतदभावतेति** एतस्य तमसः अभावताया आलोकाभावत्वस्य स्वीकारः सनिकारः ।

§४ नाऽप्यानुमानिकी, यतः कतमोऽत्र हेतुराख्यायते सङ्ख्यावता ?- किं भाववैलक्षण्येन लक्ष्यमाणत्वम्, भावविलक्षणसामग्रीसमुत्पाद्यत्वम्, असत्येवाऽऽलोके तत्प्रतिभासनम्, आलोकग्रहणसामग्र्या गृह्यमाणत्वम्, तिमिरद्रव्योत्पादककारणाभावः, द्रव्यगुणकर्मातिरिक्तकार्यत्वम्, आलोकविरोधित्वम्, भावरूपताप्रसाधकप्रमाणाभावो वा ?–इत्यष्टपक्षी राक्षसीव त्वत्पक्षभक्ष्यभक्षणविचक्षणोपतिष्ठते ।

तत्र न तावदाऽऽद्यः पक्षः क्षेमङ्करः, 'कुम्भोऽयं स्तम्भोऽयम्' इति हि यथा कुम्भादयो भावा विधिमुखेन प्रत्यक्षेण प्रेक्ष्यन्ते, तथा 'इदं तमः' इति तमोऽपि । अभावरूपतायां तस्य प्रतिषेधमुखेन प्रत्ययः प्रादुःष्यात्, यथा 'कुम्भोऽत्र नास्ति' इति । ननु नाशप्रध्वंसादिप्रत्यया विधिमुखेनाऽपि प्रवर्तमाना दृश्यन्ते । नैवम्, नाशादिशब्दानामेव

भावप्रतिषेधाभिधायकत्वात् । अत एव हि कुम्भस्य प्रध्वंस इति सोपपदानामेषां प्रयोगोपपत्तिः । यदि तु तमःप्रभृतिशब्दा अपि तत्समानार्थतामाबिभ्रीरन् , तदानीं 'कुम्भस्याऽभावः' इतिवत् 'आलोकस्य तमः' इत्यपि प्रोच्येत । न चैवं कश्चिद् विपश्चिदपि प्रवक्ति । अथालोकाभावे संकेतितस्तमःशब्दः, नाभावमात्रे । ततो न तथाव्यपदेश इति चेत् । नैवम् , यदि ह्यन्धकाररूपोऽभावोऽपि विधिमुखेन वीक्ष्येत, तदानीं किमन्यदेतस्य भाववैलक्षण्येन लक्ष्यमाणत्वं स्याद् यतो हेतुसिद्धिर्भवेत् ?

§ ૪ અન્ધકારનો અનુમાનથી પણ અભાવરૂપે સ્વીકાર થઈ શકશે નહીં. કારણ કે વિદ્વાન્ એવા તમે આઠ હેતુઓમાંથી કયા હેતુ વડે અન્ધકારને અભાવરૂપે સિદ્ધ કરશો ?–(૧) ભાવથી વિલક્ષણ જણાતો હોવાથી, (૨) ભાવથી ભિન્ન સામગ્રીથી ઉત્પન્ન થતો હોવાથી, (૩) પ્રકાશ ન હોય ત્યારે જ જાણી શકાતો હોવાથી, (૪) પ્રકાશને ગ્રહણ કરનારી સામગ્રીથી ગ્રાહ્ય હોવાથી, (૫) અન્ધકાર દ્રવ્યને ઉત્પન્ન કરનાર કારણનો અભાવ હોવાથી, (૬) દ્રવ્ય ગુણ કર્મથી ભિન્નનું કાર્ય હોવાથી, (૭) પ્રકાશનો વિરોધી હોવાથી, કે (૮) ભાવરૂપે સાધનાર પ્રમાણ નહીં હોવાથી ? આ પ્રમાણે તમારા પક્ષરૂપ ભક્ષ્યનું ભક્ષણ કરવા રાક્ષસીના જેવી આ અષ્ટપક્ષી તૈયાર છે. અર્થાત્ આ આઠેય હેતુમાંથી એક પણ હેતુ અન્ધકારને આલોકાભાવ તરીકે સિદ્ધ કરી શકે તેમ નથી. તે આ પ્રમાણે—

(૧) 'ભાવથી વિલક્ષણ જણાતો હોવાથી' આ પ્રથમ હેતુ તમારા માટે હિતકર નથી, કારણકે–'આ કુંભ છે' 'આ સ્તમ્ભ છે'–એ પ્રમાણે કુંભાદિ પદાર્થ જેમ વિધિસ્વરૂપે પ્રત્યક્ષ જ્ઞાન દ્વારા પ્રતીત થાય છે, તેમ 'આ અંધકાર છે' એ પ્રમાણે અન્ધકાર પણ વિધિસ્વરૂપે પ્રત્યક્ષ થાય છે. જો અન્ધકાર અભાવરૂપ હોય તો 'આ સ્થળે કુંભ નથી' એમ જેવું પ્રતિષેધરૂપે જ્ઞાન થાય છે, તેવું અન્ધકારનું પણ પ્રતિષેધરૂપે જ્ઞાન થવું જોઈએ.

**નૈયાયિક**–નાશ–પ્રધ્વંસાદિ અભાવરૂપ હોવા છતાં તેમનું જ્ઞાન 'આ નાશ છે' 'આ પ્રધ્વંસ છે.'– એમ વિધિરૂપે પણ થાય છે. તો એ જ પ્રમાણે વિધિરૂપ પ્રતીતિનો વિષય હોવા છતાં અન્ધકારને અભાવરૂપે સ્વીકારવામાં શું વિરોધ છે ? અર્થાત્ કોઈ જાતનો વિરોધ નથી.

**જૈન**–તમારું આ કથન યુક્તિયુક્ત નથી. કારણ કે નાશ આદિ શબ્દો ભાવના નિષેધને જ જણાવનારા છે, એટલા માટે નાશ, પ્રધ્વંસાદિ શબ્દોનો પ્રયોગ 'ઘડાનો નાશ' એ પ્રમાણે ઉપપદ સાથે થાય છે, પણ સ્વતંત્ર થતો નથી. વળી, તમ, તિમિર, અન્ધકારાદિ શબ્દો નાશ, પ્રધ્વંસાદિ શબ્દોની જેમ અભાવવાચક હોય તો–'ઘડાનો નાશ' આ પ્રયોગની જેમ 'આલોકનો અંધકાર' એવો પ્રયોગ થવો જોઈએ. પરંતુ તેવો પ્રયોગ કોઈ પણ પંડિત કરતો નથી. માટે તમ તિમિરાદિ શબ્દો નાશ આદિ શબ્દોના સમાન અર્થવાળા નથી.

**નૈયાયિક**–તમ તિમિરાદિ શબ્દો આલોકાભાવના સંકેતરૂપ છે પણ કેવલ અભાવના સંકેતરૂપ નથી. એટલે કે–તમ તિમિરાદિ શબ્દો અભાવ વિશેષ માટે વપરાય છે, પણ અભાવસામાન્ય માટે વપરાતા નથી. તેથી 'આલોકનો અંધકાર' એવો વ્યવહાર–શબ્દપ્રયોગ થતો નથી. સારાંશ એ છે કે અભાવ-શબ્દ માત્ર સામાન્યાભાવનો વાચક છે, માટે કોનો અભાવ? એ જિજ્ઞાસા થતાં 'ઘડાનો અભાવ' એવો પ્રયોગ થાય છે. એવી જ રીતે 'અંધકાર' શબ્દ માત્ર અભાવનો વાચક હોત તો 'કોનો અભાવ?' એ જિજ્ઞાસા થતાં 'આલોકનો' એવો વ્યવહાર થાત. પણ તેમ નથી. કારણ કે અંધકારશબ્દ માત્ર 'આલો-કાભાવ'માં જ સંકેતિત છે.

**જૈન**–તમારું તે કથન યુક્તિયુક્ત નથી. કારણ કે–અન્ધકારરૂપ અભાવ પણ જો વિધિરૂપે જણાતો હોય તો પછી અન્ધકારનું ભાવથી વિલક્ષણ સ્વરૂપ બીજું કયું જણવું બાકી રહ્યું, કે જેથી તમારો ઉપરોક્ત હેતુ સિદ્ધ થાય?

(प०) **तमोऽपी**ति कोऽर्थः ? तमोऽपि 'इदं तमः' इति विधिमुखेन प्रत्यक्षेण प्रेक्ष्यते । तस्मान्नाभावस्तमः । **अत एवे**ति प्रतिषेधाभिधायकत्वादेव । **सोपपदानामेषां प्रयोगोपपत्ति**रिति । अत एव शुद्धशब्दवाच्यत्वाद्वस्तुरूपं तमः । **न तथाव्यपदेश** इति किन्तु प्रतिषेधमुखेन व्यपदेशः । **अन्धकाररूपोऽभावोऽपी**ति गद्ये एतदेव हि भावलक्षणं यद् विधिमुखेन प्रेक्षणम् । **तदानीमि**ति गद्ये **एतस्ये**ति तमसः । कोऽर्थः ? उपहासोऽयम् । यदि हि विधिमुखेन प्रत्ययेन लक्ष्यमाणेऽप्यन्धकारो भाववैलक्षण्येन लक्ष्यत इति त्वयोच्यते तदा किमपरं भावलक्षणं स्यादिति यावत् ॥

(टि०) **यतः कतम** इत्यादि । **संख्यावते**ति संख्या विद्वज्जनगणनायां प्रथमगणनं विद्यते यस्य स संख्यावान्, तेन संख्यावता विद्वज्जनमान्येनेत्युपहासवाक्यम् ।

**अभावे**त्यादि । **तस्ये**ति तमसः पदार्थस्य वा । **ननु नाशे**ति नाशप्रध्वंसादिप्रत्यया हि अभावस्वभावाः, तथापि घटस्य नाशोऽयं [ इति ] विधिमुखेनापि प्रत्ययप्रतीतिः प्रोज्जृम्भेत । कोऽर्थः ? तमोपि 'इदं तमः' इति विधिमुखेन प्रत्येक्षेण प्रेक्ष्यते । तस्मान्नाभावस्तमः । **एषामि**ति नाश-प्रध्वंसादीनाम् । **तत्समानार्थतामि**ति नाशप्रध्वंसादिसाम्यम् । **अथालोके**त्यादि । **तथे**त्यालोकस्य तमः । यदि सामान्येनाभावे तमःशब्दः सङ्केतितः स्यात्तदा घटाद्यभावप्रचुरतया तमोबाहुल्यापसारणाय आलोकस्य तम इति प्रोच्येत । अत्र तु न तथा, आलोकाभाव एव सङ्केतितत्वात् तमःशब्दस्य । **एतस्ये**त्यभावस्य । **यत** इति भाववैलक्षण्येन लक्ष्यमाणत्वात् ।

अथ भावविलक्षणसामग्रीसमुत्पाद्यत्वं हेतुः । तथाहि–समवाय्यसमवायिनिमित्त-कारणकलापव्यापाररूपा भावोत्पादिका सामग्री । नैव तमसीयं समगंस्त । तदशस्तम्, यतः किमिदं समवायिकारणनाम्ना त्वमाम्नासीः ? यत्र कार्यं समवेतमुत्पद्यते तदिति चेत् । तदसम्यक्, समवायस्य निरन्तरसुहृद्गोष्ठीषु गौरवार्हत्वात्; तत्प्रसाधक-त्वाभिमतस्य 'इह तन्तुषु पटः' इत्यादिप्रत्ययस्याप्रसिद्धेः, 'पटे तन्तवः' इत्यादि-रूपस्याऽस्याऽऽबालगोपालं प्रतीतत्वात् । सिद्धौ वा 'इह भूतले घटाभावः' इत्यभावप्रत्ययेन व्यभिचारात् । संबन्धमात्रपूर्वताप्रसाधने सिद्धसाधनात्, अवि-

ष्वग्भावमात्रनिमित्ततया तदङ्गीकारात् । एकान्तैकस्वरूपत्वेन चाऽस्यैकवस्तुसमवायसंभवे समस्तवस्तुसमवायस्य, विनश्यदेकवस्तुसमवायाभावे समस्तवस्तुसमवायाभावस्य वा प्रसङ्गात् । तत्तदवच्छेदकभेदात् तदुपपत्तौ तस्यापि कथञ्चिद्भेदापत्तेः, अनेकपुरुषावच्छिन्नपर्षदादेरपि तावत्स्वभावभात्रेन कथञ्चिद्भेदात् । अप्रच्युतानुत्पन्नस्थिरैकरूपतया चाऽस्याऽऽकाशसामान्याद्येतादृग्वस्तुसमाश्रितत्वमेव भवेद्, न तु कार्यवस्तुसमाश्रितत्वम् । तत्तत्सहकारिकारणकलापोपनिपातप्रभावात् कार्यसमवायस्वीकारोऽपि सनिकारः, तत्स्वभावप्रभावप्रतिबद्धानां तेषामपि सदा सन्निधानप्रधानत्वात् । तथा चास्तमिता समवायिकारणकिंवदन्ती ।

तदसत्त्वे किमसमवायिकारणम् ? समवायिकारणप्रत्यासन्नत्वं हि तल्लक्षणम् । तदसत्त्वे कथमेतत् स्यात् ?

तथा च तच्छेषभूतस्य निमित्तकारणस्यापि का व्यवस्था ? ।

**નૈયાયિક**–(૨) 'ભાવથી ભિન્ન સામગ્રીથી ઉત્પન્ન થતો હોવાથી' એ હેતુ અમે સ્વીકારીએ છીએ. તે આ પ્રમાણે–'સમવાયી અસમવાયી તથા નિમિત્ત-કારણરૂપ કારણસમૂહનો વ્યાપાર' એ ભાવોત્પાદક સામગ્રી છે. અને ભાવોત્પાદક આ સામગ્રી અન્ધકારની ઉત્પત્તિમાં સંગત થઈ શકતી નથી, એટલે તે સામગ્રી કરતાં વિલક્ષણ સામગ્રીથી ઉત્પન્ન થતો હોવાથી અન્ધકાર ભાવરૂપ સિદ્ધ થઈ શકે નહીં, પણ અભાવરૂપ સિદ્ધ થાય છે.

**જૈન**–તમારું આ કથન યોગ્ય નથી. કારણ કે અમે અહીં પૂછીએ છીએ કે–એવો કયો પદાર્થ છે, કે જેને તમે 'સમવાયી કારણ' એ નામથી ઓળખાવો છો ?

**નૈયાયિક**–જેમાં સમવાય સમ્બન્ધથી કાર્ય ઉત્પન્ન થાય તે સમવાયી કારણ છે.

**જૈન**–તે યુક્તિયુક્ત નથી, કારણ કે–સમવાય તો સતત ચાલતી મિત્રોની વાતોમાં જ શોભે એવો છે, અર્થાત્ સમવાયની સિદ્ધિ નથી, કારણકે–સમવાયના પ્રસાધક તરીકે તમે 'આ તન્તુઓમાં પટ છે' એ પ્રકારનો જે પ્રત્યય અર્થાત્ જ્ઞાન જણાવો છો, તે તો અપ્રસિદ્ધ છે, પરંતુ 'આ પટમાં તંતુઓ છે' એવો અનુભવ તો સાધારણ પુરુષોને પણ થાય છે. છતાં પણ ધારો કે 'આ તન્તુમાં પટ છે' એવી પ્રતીતિ કથંચિત્ સિદ્ધ થઈ જાય તો પણ 'અહીં ભૂતલમાં ઘટાભાવ છે' આવી અભાવ પ્રતીતિ હોવા છતાં તમારે મતે આથી સમવાયની સિદ્ધિ થતી નથી. તેથી વ્યભિચાર છે. વળી, પૂર્વોક્ત પ્રતીતિથી જો કેવળ સંબંધ જ સિદ્ધ થતો હોય તો સિદ્ધસાધન નામનો દોષ આવશે. કારણ કે સમવાય નહીં પણ અવિષ્વગ્ભાવ માત્ર એટલે કંથચિત્ તાદાત્મ્યરૂપ સંબંધને કારણે એવી પ્રતીતિ થાય છે–એમ અમે પણ માનીએ છીએ.

વળી, સમવાય એકાન્તથી એક જ છે, એમ તમે માન્યું છે. તેથી તો કોઈ એક પદાર્થમાં જ્યારે સમવાયનો સંભવ થાય ત્યારે સમસ્ત પદાર્થોમાં સમવા-

યનો સંભવ થઈ જશે, અને-નાશ પામતા એક પદાર્થમાં સમવાયનો અભાવ થવાથી સમસ્ત પદાર્થોના સમવાયનો અભાવ થઈ જશે.

**નૈયાયિક**–સમવાય એક હોવા છતાં તે તે અવચ્છેદક—વિશેષણના ભેદથી તેમાં ભેદની વ્યવસ્થા થઈ શકે છે.

**જૈન**–એમ માનવામાં તો સમવાય એકાન્તે એક નહિ પણ અનેક થઈ જશે, કારણ કે–અનેક પુરુષોથી અવચ્છિન્ન–વિશિષ્ટ પર્ષદા–સભા આદિ પણ એક હોવા છતાં તેટલા સ્વભાવવાળી હોવાથી અર્થાત્ જેટલા અવચ્છેદક હોય તેટલા સ્વભાવ–વિશેષોવાળી હોવાથી કથંચિત્ અનેક છે. વળી, તમારા મતે સમવાય 'અપ્રચ્યુત, અનુત્પન્ન અને સ્થિરૈકસ્વરૂપ' હોવાથી તે તેવા જ પ્રકારના આકાશ, સામાન્ય આદિ પદાર્થોમાં આશ્રિત થઈને રહેશે પણ તેથી વિલક્ષણ કાર્યદ્રવ્યો–અનિત્ય દ્રવ્યોમાં આશ્રિત થઈને રહેશે નહીં.

**નૈયાયિક**-સમવાય નિત્ય છે છતાં પણ તે જ્યારે દંડચક્રાદિ અથવા તુરિવેમાદિરૂપ સહકારી કારણોનો સમૂહ આવી પડે છે, ત્યારે તેના પ્રભાવથી તે તે ઘટ કે પટરૂપ કાર્યમાં સ્વીકારવામાં આવે છે, એટલે કે–નવો સમવાય ઉત્પન્ન થતો નથી પણ નવા ઉત્પન્ન થતા તે તે કાર્યમાં તે છે, એમ માનીએ છીએ.

**જૈન**–તમારી આ માન્યતા પણ તિરસ્કૃત છે, કારણ કે–સમવાયના અપ્રચ્યુતાદિ સ્વભાવના પ્રભાવને કારણે તે તે સહકારી કારણો સદૈવ સન્નિધિવાળાં જ થઈ જશે, અર્થાત્ સમવાય નિત્ય એકરૂપ હોવાથી જો પ્રથમથી સહકારી-કારણોના સંબંધમાં હોય નહીં તો પછી પણ થાય નહીં, માટે તે તે સહકારી કારણોનું સાન્નિધ્ય સદૈવ સ્વીકારીએ તો જ સમવાયના તે સ્વભાવ સાથે સંગત થાય, અને તેમ થતાં સમવાયી કારણની વાર્તા પણ અસ્ત (નષ્ટ) થઈ ગઈ. અર્થાત્ સમવાય જ સિદ્ધ ન થયો તો પછી સમવાયી કારણ કોને કહી શકાશે? કારણ કે–સમવાયથી જેમાં કાર્ય ઉત્પન્ન થાય તેને જ તમે સમવાયી કારણ કહો છો, તો તમોએ સ્વીકારેલ સમવાય જ જ્યાં સિદ્ધ થતો નથી ત્યાં સમવાયી કારણની કથા–વાર્તા પણ કઈ રીતે થઈ શકશે?

ઉપરોક્ત રીતે સમવાયી કારણ જ સિદ્ધ ન થયું તો પછી અસમવાયી કારણ પણ કઇ રીતે સિદ્ધ થાય? કારણ કે, 'સમવાયી કારણને જે પ્રત્યાસન્ન છે, તે અસમવાયી કારણ છે' એ અસમવાયી કારણનું લક્ષણ છે. તો જો સમવાયી કારણ જ નથી તો અસમવાયી કારણ કઇ રીતે સિદ્ધ થઇ શકે? અર્થાત્ સિદ્ધ થઇ શકે નહીં.

અને તે રીતે સમવાયી કારણ અને અસમવાયી કારણ સિદ્ધ ન થાય, તો તે બે સિવાય બાકી રહેલ નિમિત્ત કારણની પણ કંઇ વ્યવસ્થા થઈ શકશે નહીં.

(१०) **तदुपपत्ताविति** यथाकाशस्यापि अवच्छेदकभेदान्नानात्वं घटाकाशं पटाकाशमिति एवं समवायस्यापि नानात्वम् । **तावत्स्वभावभावेनेति** यावन्तोऽवच्छेदकास्तावद्धा भेदप्रसक्तिः । **एताद-**

**ग्वस्तुसमाश्रितत्वमेवे**ति । आकाशसामान्यादीनि एतादृशि यानि वस्तूनि एतत्सदृशानि नित्यानि, तत् समाश्रितत्वम् । **तत्तत्सहकारिकारणे**ति । न हि कीलकस्थितास्तन्तवः पटस्य कारणं भवन्ति । **तत्स्वभावप्रभावप्रतिबद्धानां** तत्तत्सहकारिकारणकलापस्वभावप्रभावप्रतिबद्धानाम् । **समवायि-कारणप्रत्यासन्नत्वमि**ति । समवायिकारणप्रत्यासन्नमवधृतसामर्थ्यं ह्यसमवायिकारणम् ।

(टि०) **समवायी**त्यादि । त्रिधा कारणम्-यत्र हि कार्यं समवैति तत्समवायिकारणं यथा द्व्यणुकस्याणुद्वयम्, यच्च कार्यैकार्थसमवेतं कार्यं कारणैकार्थसमवेतं वा कार्यमुत्पादयति तदसमवायिकारणं यथा पटावयविद्रव्यारम्भे तन्तुसंयोगः, पटसमवेतरूपाद्यारम्भे पटोत्पादकतन्तुरूपादि च, शेषं तूत्पादकं निमित्तकारणं यथा पटाकाशादि । प्रतिषेधाभिप्रायकत्वादेव अतो भावोपि विधिमुखेन वीक्ष्यतेऽभावोपि । तत्कथं हेतुर्घटते **भाववैलक्षण्येने**त्यादि ? एतदेव हि भावलक्षणं यद्विधिमुखेन प्रेक्षणम् । **इयमि**ति कारणत्रयरूपा सामग्री ॥ **यत्र कार्यमि**ति । **यत्रे**ति मृत्तिकादिके वस्तुनि कार्यं घटादि । **समवेतमि**ति सम्बद्धम् । **तदि**ति समवायिकारणम् । **तत्प्रसाधकत्वे**ति । समवायप्रसाधकत्वेनाभीष्टस्य कारणे कार्यस्य समवेतत्वात्समवायः सच्छायः । कार्ये तु पटादौ कारणं तन्त्वादि समवेतं प्रसिद्धम् । अतः समवायः शिश्राय विच्छायताम् । **सम्बन्धमात्रे**ति तन्तूनन्तरेण पटः, मृत्तिकामन्तरेण घटो न स्यात् इति सम्बन्धमात्राङ्गीकारे सिद्धं साधनं कारणोत्पद्यमानत्वम् । तस्मान्न समवायस्वीकारः । **अविष्वगि**ति तादात्म्यकारणतया । **तदङ्गीकारादि**ति सम्बन्धस्वीकारात् । **एकान्तैके**ति एकान्तेनैकस्वभावत्वेन । **अस्ये**ति समवायस्य । **तत्तदवच्छेदेने**ति तेषां तेषामवच्छेदकानां भेदात् । **तदुपपत्तावि**ति भेदोपपत्तौ । **तस्यापी**ति समवायस्यापि । **अप्रच्युते**त्यादि । **अस्ये**ति समवायस्य । **एतादृगि**त्येतादृग् अप्रच्युतानुत्पन्नस्थिरैकस्वभावं वस्तु । **तत्तत्सहकारी**ति तानि कार्यं प्रति भिन्नानि सहकारीणि दण्डचक्रचीवरदोरकादीनि तुरीवेमप्रभृतीनि च, तेषां कलापः समूहस्तत्सामग्र्यवशात् । यथाकाशस्यापि अवच्छेदकभेदान्नानात्वं घटाकाशं पटाकाशमिति । एवं समवायस्यापि नानात्वम् । **कार्ये**ति कार्येषु **सनिकार** इति सविशेषकः । **तत्स्वभावे**ति तस्य समवायस्य स्वभावोऽप्रच्युतानुत्पन्नस्थिरैकलक्षणः । **तेषामि**ति सहकारिणामपि ।

**तदसत्त्व** इति समवायिकारणाभावे । **तल्लक्षणमि**ति असमवायिलक्षणम् ।

**तदसत्त्व** इति असमवायिकारणलक्षणाभावे । **एतदि**ति असमवायिकारणम् । **तच्छेषभूतस्ये**ति समवाय्यसमवायिशेषरूपस्य ।

सन्तु वा कारणान्यमूनि, तथापि यथा कथञ्चिदालोककलापस्योत्पादः, तथा तमसोऽपि भविष्यति । किमरुचिविरचनाभिर्व्यपासितुं शक्यते ? किमस्योत्पादकमिति चेत् । आलोकस्य किमिति वाच्यम् ? तेजोऽणव इति चेत् । अस्यापि तमोऽणव एव सन्तु । सिद्धास्तावत् तैजसास्तेऽविवादेन वादिप्रतिवादिनोरिति चेत् । तामसा अपि तद्वदेव किं न सेत्स्यन्ति ?—इति त्यज्यतामाग्रहः ।

અથવા, તમોને અભીષ્ટ આ ત્રણે કારણો ભલે ઘડીભર મનાય, તો પણ—જે કોઇ રીતે આલોક–પ્રકાશની ઉત્પત્તિ છે, તે રીતે અન્ધકારની પણ ઉત્પત્તિ થશે. માત્ર તમારી અરુચિ હોય એટલા માત્રથી કંઈ અન્ધકારનું ખંડન થઇ જતું નથી.

**નૈયાયિક**–અન્ધકારને ઉત્પન્ન કરનારું કયું કારણ છે?

**જૈન**–તમે જ કહોને કે આલોક–પ્રકાશને ઉત્પન્ન કરનાર શું છે?

**નૈયાયિક**–આલોકના ઉત્પાદક આલોકના અણુઓ છે.

**જૈન**–તે જ રીતે અન્ધકારના ઉત્પાદક અન્ધકારના અણુઓ છે.

**નૈયાયિક**–પ્રકાશના અણુઓ તો કોઇ પણ વિવાદ વિના વાદી–પ્રતિવાદી બન્નેને પ્રસિદ્ધ છે.

**જૈન** તો શું અન્ધકારના અણુઓ પણ એ જ રીતે સિદ્ધ નહીં થાય? અર્થાત્ સિદ્ધ થશે. માટે હે નૈયાયિક! અન્ધકારને આલોકનો અભાવ માનવાનો આગ્રહ છોડી દો.

(टि०) **किमस्ये**त्यादि । **अस्ये**ति तमसः । **अस्यापी**ति तमसोपि । **ते** इति परमाणवः। **तद्वदेवे**ति तैजसपरमाणुवत् ।

असत्येवाऽऽलोके तत्प्रतिभासनमप्यसम्यक् । न हि यस्मिन्नसत्येव यत् प्रतिभासते तत् तदभावमात्रमेव भवति, असत्येव व्यवधाने प्रतिभासमानैर्घटादिभिर्व्यभिचारात् । कथं च नैवं प्रतिबन्धकेऽसत्येव समुत्पद्यमानस्य स्फोटस्यापि तदभावमात्रता स्यात् ? अथ स्फोटो दाहकात्मकतया स्पार्शनप्रत्यक्षेणाऽनुभूयते । अभावमात्रतायां हि तस्य नेयमौपपत्तिकी स्यात् । तर्हि तमोऽपि शैत्येन तेनैव प्रत्यक्षेण प्रेक्ष्यमाणं कथमभावस्वभावं भवेत् ?

**નૈયાયિક**–(૩) 'પ્રકાશ ન હોય ત્યારે જ અન્ધકાર જાણી શકાતો હોવાથી' અન્ધકાર આલોકાભાવ રૂપ છે.

**જૈન**–તમારો આ હેતુ પણ બરાબર નથી, કારણકે–'જેનો અભાવ હોય ત્યારે જ જે પ્રતિભાસિત (જ્ઞાત) થતું હોય તે તેના અભાવરૂપ હોય' એવો કોઇ નિયમ (અવિનાભાવ) નથી. કારણ કે–વ્યવધાનનો અભાવ હોય ત્યારે જ ઘટાદિ પ્રતિભાસિત થાય છે, છતાં ઘટાદિ વ્યવધાનના અભાવરૂપ નથી. માટે એ નિયમમાં ઘટાદિવડે વ્યભિચાર છે. વળી, તમે જણાવેલ નિયમ માનવામાં આવે તો–અગ્નિનું પ્રતિબંધક ન હોય ત્યારે જ ઉત્પન્ન થનારો ફોડલો પણ પ્રતિબંધકાભાવરૂપ કેમ નથી મનાતો?

**નૈયાયિક**–ફોડલો સ્પાર્શન પ્રત્યક્ષ દ્વારા દાહરૂપે અનુભવાય છે, માટે ફોડલાને અભાવરૂપ માની શકાય નહીં. તેને અભાવરૂપ માનવા જતાં તેની દાહાત્મકતા ઘટી શકતી નથી.

**જૈન**–જો એમ હોય તો પછી અન્ધકારના શૈત્યનું પણ સ્પાર્શન પ્રત્યક્ષ થતું હોવાથી તે અભાવરૂપ કેમ બને?

(प०) **इयमि**ति दाहात्मकता ।

(टि०) **व्यवधाने** इति कुड्यादिके । **प्रतिबन्धके** इति मन्त्रादिके । **स्फोटस्यापी**ति न केवलं घटादेः । **तदभावे**ति प्रतिबन्धकाभावमात्रत्वम् । **तस्ये**ति स्फोटस्य । **इयमि**ति दाहात्मकता । **तेनैवे**ति स्पार्शनेनैव ।

अथालोकग्रहणसामग्र्या गृह्यमाणत्वं हेतुः । तथा च **शङ्करन्यायभूषणौ**–"यो हि भावो यावत्या सामाग्र्या गृह्यते तदभावोऽपि तावत्यैव, इत्यालोकग्रहणसामग्र्या गृह्यमाणं तमस्तदभाव एव" इति । तदपि न किञ्चित्, तमोग्रहणसामग्र्या गृह्यमाणस्यालोकस्यैव तदभावताप्रसङ्गेनाऽनैकान्तिकत्वात्, घटपटयोर्वा समानग्रहणसामग्रीकतया परस्पराभावत्वप्रसङ्गात् ।

**नैयायिक**–(૪) 'પ્રકાશને ગ્રહણ કરનારી સામગ્રીથી જ ગ્રાહ્ય હોવાથી' અન્ધકાર અભાવરૂપ છે, એમ અમે માનીએ છીએ. શંકર અને ન્યાયભૂષણે કહ્યું પણ છે કે–'જે પદાર્થનું જેટલી સામગ્રીથી ગ્રહણ થાય છે, તેટલી જ સામગ્રીથી તે પદાર્થના અભાવનું પણ ગ્રહણ થાય છે. આથી પ્રકાશને ગ્રહણ કરનારી સામગ્રીથી ગ્રહણ કરાતો અન્ધકાર પ્રકાશ–તેજના અભાવરૂપ છે."

**જૈન**–આમાં પણ કંઈ તથ્ય નથી, કારણ કે એમ પણ કહી શકાય કે–અન્ધકારને ગ્રહણ કરનારી સામગ્રીથી પ્રકાશનું પણ ગ્રહણ થાય છે, માટે પ્રકાશ અંધકારના અભાવરૂપ છે. આ પ્રમાણે તમારા હેતુમાં વ્યભિચાર દોષ છે. વળી, ઘટ અને પટને ગ્રહણ કરનારી સામગ્રી પણ સમાન હોવાથી પરસ્પરમાં અભાવનો પ્રસંગ આવશે. અર્થાત્ ઘટજ્ઞાનની જે ચક્ષુસંયોગાદિ સામગ્રી છે, તે જ ચક્ષુસંયોગાદિ સામગ્રી પટજ્ઞાનની પણ છે. માટે તમારી વ્યાપ્તિના આધારે ઘટને પટાભાવરૂપતા અને પટને ઘટાભાવરૂપતાની આપત્તિ આવે છે. માટે તમારો આ ચોથો હેતુ પણ યોગ્ય નથી.

(टि०) **तदभावते**ति तमोऽभाव आलोक इतिप्रसङ्गसङ्गतेः ।

अथ तिमिरद्रव्योत्पादककारणाभावो हेतुः । तथा च **श्रीधरः**–"तमःपरमाणवः स्पर्शवन्तः, तद्रहिता वा ? न तावत् स्पर्शवन्तः, स्पर्शवत्कार्यद्रव्यस्य क्वचिदप्यनुपलम्भात् । अदृष्टव्यापाराभावात् स्पर्शवत्कार्यद्रव्याऽनारम्भका इति चेत् । रूपवन्तो वायुपरमाणवोऽदृष्टव्यापारवैगुण्याद् रूपवत्कार्यं नारभन्ते इति किं न कल्प्येत ? किं वा न कल्पितम्–एकजातीयादेव परमाणोरदृष्टोपग्रहाच्चतुर्धा कार्याणि जायन्त इति ? कार्यैकसमधिगम्याः परमाणवो यथाकार्यमुन्नीयन्ते, न तद्विलक्षणाः, प्रमाणाभावादिति चेत् । एवं तर्हि तामसाः परमाणवोऽप्यस्पर्शवन्तः कल्पनीयाः, तादृशाश्च कथं तमोद्रव्यमारभेरन् ? अस्पर्शवत्त्वस्य कार्यद्रव्यानारम्भकत्वेनाऽव्यभिचारोपलम्भात् । कार्यदर्शनात् तदनुगुणं कारणं कल्प्यते, न तु कारणवैकल्येन दृष्टकार्यविपर्यासो युज्यत इति चेत् । न वयमन्धकारस्य प्रत्यर्थिनः, किन्त्वारम्भानुपपत्तेः, नीलिममात्रप्रतीतेश्च द्रव्यमिदं न भवतीति ब्रूमः" [ न्यायकन्दली पृ० २२ ] इति ।

**नैयायिक**– (૫, 'અન્ધકાર દ્રવ્યના ઉત્પાદક કારણનો અભાવ હોવાથી' અન્ધકાર અભાવરૂપ છે. ન્યાયકન્દલીના કર્તા પંડિત શ્રીધરે આ વિષે આ પ્રમાણે

તર્કો કરેલા છે-"અંધકારનાં પરમાણુઓ સ્પર્શવાળાં છે કે સ્પર્શરહિત? સ્પર્શ-વાળાં તો હોય નહીં કારણ કે તેનાથી ઉત્પન્ન થનાર કાર્યની સ્પર્શવાળા કાર્ય-દ્રવ્યરૂપે ઉપલબ્ધિ (અનુભૂતિ) થતી નથી.

**શંકા**-અદૃષ્ટરૂપ કારણનો વ્યાપાર ન હોવાથી અંધકારના પરમાણુઓ સ્પર્શવાળા કાર્યદ્રવ્યની ઉત્પત્તિ કરતાં નથી.

**સમાધાન**-તો પછી વાયુના પરમાણુઓ રૂપવાળા હોવા છતાં અદૃષ્ટનો વ્યાપાર ન હોવાથી રૂપવાળા કાર્યદ્રવ્યનો આરંભ કરતા નથી, એવી કલ્પના પણ કેમ ન થઈ શકે? અથવા તો એક જ જાતના પરમાણુઓથી અદૃષ્ટના બલે પૃથ્વી, જલ, તેજ અને વાયુ એમ ચાર પ્રકારનાં કાર્યો ઉત્પન્ન થાય છે, એવી કલ્પના પણ કેમ ન કરવી? માટે અંધકારના પરમાણુમાં સ્પર્શ નથી એમ માનવું ઉચિત છે.

**શંકા**-પરમાણુઓનું જ્ઞાન માત્ર કાર્યથી જ થાય છે. એટલે જેવું કાર્ય હોય તદનુરૂપ પરમાણુઓ સિદ્ધ થાય છે, પરંતુ કાર્યથી વિલક્ષણ પરમાણુઓ કદી પણ સિદ્ધ થઈ શકતા નથી. કારણ કે-કાર્યથી વિલક્ષણ પરમાણુઓને સિદ્ધ કરનારું કોઈ પણ પ્રમાણ નથી. માટે એક પ્રકારના પરમાણુથી ચાર પ્રકારનાં કાર્ય થઈ શકે નહીં.

**સમાધાન**-જો એમ હોય તો-અન્ધકારના પરમાણુઓને પણ સ્પર્શરહિત જ માનવા જોઈએ, અને જો તે તેવા હોય તો તે પરમાણુઓ અન્ધકારરૂપ કાર્ય દ્રવ્યનો આરંભ કઈ રીતે કરી શકશે? અર્થાત્ નહીં કરી શકે. કારણ કે-જે સ્પર્શ વિનાનું હોય છે, તે કાર્યદ્રવ્યનું આરંભક નથી બનતું-આવો અવ્યભિચારી નિયમ છે. અર્થાત્ સ્પર્શરહિત અંધકારના પરમાણુઓ કાર્યારંભક ન બને.

**શંકા**-કાર્યને જોઈને તેને અનુરૂપ કારણની કલ્પના કરાય છે, પરંતુ કારણની વિકલતા-દોષથી પ્રત્યક્ષસિદ્ધ એવા કાર્યનો વિપર્યાસ કરવો-પ્રત્યક્ષસિદ્ધથી વિરુદ્ધ કથન કરવું-તે યુક્તિયુક્ત નથી.

**સમાધાન**-અમે કંઈ અન્ધકારના શત્રુ નથી, પરંતુ તેની ઉત્પત્તિ ઘટતી નથી, માટે કેવળ નીલિમાને આધારે અમે તેને દ્રવ્ય માનવા તૈયાર નથી."

(प०) **अदृष्टव्यापाराभावादि**ति अदृष्टं हि सर्वोत्पत्तिमतां निमित्तम्। **चतुर्द्धा कार्याणी**ति पार्थिवादीनि। परवाक्यं **कार्यैके**त्यादि।

(टि०)-**तथा च श्रीधरः** कन्दलीकारः। **तद्रहिता** इति स्पर्शवियुक्ताः। **तत्कार्येति** परमाणुद्रव्यकार्यस्य। **रूपवन्त** इति वायुपरमाणवो मूर्त्ता अपि कर्मवशात्कार्यं नारभेरन्निति कल्प्यताम्। ते स्वभावेन कार्यमनारभमाणास्तिष्ठन्ति। **एकजातीयादि**ति रसाणो रूपाणोर्वा। **चतुर्द्धे**ति पृथ्व्यप्तेजोवायुरूपतया। **कार्यैके**ति कार्येण घटादिना एकेन रूपाणवो रसाणवो वा समधिगम्यन्ते। ते रसे हि रसाणव एव, तेजसि तेजोणव एव। **तद्विलक्षणा** इति रसे रसाणोर्विलक्षणास्तेजोणवो नेक्ष्यन्ते। **एवमि**त्यादि। तादृशः परस्परमसम्बद्धाः। **अस्पर्शवत्त्वस्ये**ति असंयोगवतः।

नैतदुपपत्तिपदवीं प्रतिपद्यते, यतः स्पर्शवन्त एव तामसाः परमाणवः प्रोच्यन्ते। यत्पुनस्तत्रोपादेशि–स्पर्शवतस्तत्कार्यद्रव्यस्य क्वचिदप्यनुपलम्भादिति । तदसत्यम्, शीतस्पर्शवतस्तमोद्रव्यस्यैव तत्कार्यस्य दर्शनात् ।

तत्र स्पर्शसद्भावे किं प्रमाणम् ?– इति चेत् । तदभावे किं प्रमाणम् ?– इति वाच्यम् । न हि तत्प्रतिषेधकप्रमाणमन्तरेणाऽस्पर्शवत्त्वात् कार्यद्रव्यानारम्भकत्वया प्रसाधयितुं शक्यते । अस्माकं तु तत्सद्भावे प्रमाणाभावेऽपि तावद् न काचित् क्षतिः । न च नास्त्येव तत्, प्रत्यक्षस्यैव सद्भावात् । तथाहि–दिवा दिवाकरकरालातपप्रपातोपतप्तवपुषः पथिकास्तमिस्रासंतमसशैत्यसंपर्कात् प्रमोदन्ते । न च तापाभावमात्रसूत्रित एव तेषां प्रमोदः, प्रतीतिबाधात् । तन्मात्रनिमित्तो हि 'घटोऽत्र नास्ति' इतिवत्, 'तापः संप्रति नास्ति' इति प्रतिषेधमुख एव प्रत्ययः प्रादुःष्यात्, न तु 'संप्रति शीतलीभूतं मे शरीरम्' इति विधिमुखः । तथात्वे हि 'तमोऽभावमात्रसूत्रित एवायमालोकप्रत्ययः' इत्यपि वावदूकस्य वदतो वदनं न वक्रीभवेत् । अथान्धकारनिबन्धनत्वे शैत्यस्पर्शप्रत्ययस्य निबिडतरघटितकपाटसंपुटे गवलकुवलयकलकण्ठीकण्ठकाण्डकृष्णान्धाकारैकार्णवीभूते कारागारे क्षिप्तस्य पुंसः सुतरां तत्प्रत्ययो भवेत्–इति चेत् । तापाभावनिमित्ततायामपि सुतरां स किं तत्र न स्यात्, तत्रात्यन्तं तापाभावसंभवात् ? तस्माद् मन्दमन्दसमीरलहरिपरिचय एव जलस्पर्शस्येव तत्स्पर्शस्याऽप्यभिव्यक्तौ हेतुः । न चासौ तत्रास्तीति न तत्र तत्प्रतीतिः प्रादुर्भवति ।

**જૈન**–તમારું આ કથન યુક્તિયુક્ત નથી. કારણ કે અમે અન્ધકારના પરમાણુઓને સ્પર્શવાળા જ કહીએ છીએ. તમે જે એમ કહ્યું કે 'સ્પર્શવાળા કાર્યદ્રવ્યની ઉપલબ્ધિ થતી નથી' તે અસત્ય છે. કારણ કે શીત સ્પર્શવાળું જે અંધકારદ્રવ્ય પ્રતીત થાય છે, તે જ તેનું કાર્ય છે.

**શંકા**–અન્ધકારમાં સ્પર્શ છે એમાં કયું પ્રમાણ છે?

**સમાધાન**–અમે તમને જ પૂછીએ છીએ કે–અન્ધકારમાં સ્પર્શ નથી એમાં પણ કયું પ્રમાણ છે? એ તમે જ કહો. અન્ધકારમાં સ્પર્શનો નિષેધ કરનાર પ્રમાણ આપ્યા વિના 'અન્ધકારના પરમાણુમાં સ્પર્શ નથી માટે તે કાર્યના અનારંભક છે' એમ પણ તમે સિદ્ધ કરી શકશો નહીં. જ્યારે અમારા પક્ષે અન્ધકારના પરમાણુમાં શીતસ્પર્શના સદ્ભાવમાં પ્રમાણ ન હોય તો પણ કોઇ જાતનો દોષ આવશે નહીં, અર્થાત્ અમે તો કાર્યના આધારે કારણ દ્રવ્યની કલ્પના કરીએ છીએ, એટલે કે–અન્ધકારદ્રવ્યનો શીત સ્પર્શ અનુભવીને તેના કારણ પરમાણુમાં પણ શીત સ્પર્શની કલ્પના કરીએ છીએ.

અને અન્ધકારમાં રહેલ શીતસ્પર્શને સિદ્ધ કરવાને પ્રમાણ નથી એમ પણ નથી. અન્ધકારગત સ્પર્શ સિદ્ધ કરવાને પ્રત્યક્ષ પ્રમાણ છે જ. ત

આ પ્રમાણે–દિવસે સૂર્યના આકરા તાપમાં તપી ગયેલા શરીરવાળા મુસાફરો રાત્રે અન્ધકારના ઠંડા સ્પર્શથી આનંદ પામે છે.

**શંકા**–દિવસે સૂર્યના તાપથી સંતપ્ત પુરુષોને રાત્રે થતો આનંદ અન્ધકારના શીતલસ્પર્શના અનુભવજન્ય નથી, પરંતુ તાપના અભાવથી જન્ય છે.

**સમાધાન**–તમારું આ કથન પ્રતીતિથી બાધિત છે. કારણ કે જો રાત્ર શીતના અનુભવમાં માત્ર તાપનો અભાવ જ કારણ હોય તો જેમ 'અહીં ઘડો નથી' એ પ્રકારનું જ્ઞાન માત્ર ઘટાભાવને કારણે છે, તેમ 'અત્યારે તાપ નથી' એ પ્રમાણે પ્રતિષેધપ્રધાન જ પ્રત્યય–જ્ઞાન થાય, પરંતુ 'અત્યારે મારું શરીર શીતળ થઈ ગયું છે' આ પ્રકારે વિધિપ્રધાન પ્રત્યય થાય જ નહીં. વળી વિધિમુખ પ્રત્યય છતાં અભાવ માનવામાં આવે તો એ વિધિમુખ પ્રત્યયને આધારે કોઈ વાચાળ એમ કહે કે–પ્રકાશનું જ્ઞાન તે માત્ર અન્ધકારના અભાવને જ કારણે છે, તો શું મોઢું કાંઈ વાંકું થઈ જવાનું છે? અર્થાત્ 'અત્યારે મારું શરીર શીતળ થયું છે' એ જ્ઞાન વિધિમુખે ઉત્પન્ન થયેલ હોવા છતાં અભાવને વિષય કરે છે, એવું તમોએ સ્વીકાર્યું તો–'આ આલોક છે' એ જ્ઞાન વિધિમુખે થયેલું હોવા છતાં અન્ધકારના અભાવને જ વિષય કરે છે, એમ કોઈ કહે તો–તેને કઈ રીતે રોકી શકાય? તેથી કરીને આલોકની જેમ વિધિપ્રધાન પ્રત્યયનો વિષય હોવાથી અન્ધકાર અભાવરૂપ નથી, પણ ભાવરૂપે દ્રવ્યાત્મક છે એ સિદ્ધ થયું.

**શંકા**–અન્ધકારને કારણે શીતળસ્પર્શનું જ્ઞાન થતું હોય તો–સારી રીતે બંધ કરેલા બારણાવાળા અને તેથી કરીને જંગલી પાડાના, નીલ કમળ અને કોયલના કંઠ જેવા શ્યામ અન્ધકારથી વ્યાપ્ત કેદખાનામાં નાંખેલ પુરુષને શીતસ્પર્શનો ખૂબ ખૂબ અનુભવ થવો જોઈએ.

**સમાધાન**–ભાઈ! તમે જ કહોને કે–તાપના અભાવને કારણે જ જો શૈત્યનો અનુભવ થતો હોય તો તે સ્થિતિમાં તે અનુભવ વિશેષરૂપે કેમ નથી થતો? કારણ કે ત્યાં અત્યંત તાપાભાવ તો છે જ. તો પછી શીતળતાનો અનુભવ કેમ ન થાય? માટે જળના સ્પર્શની જેમ અન્ધકારના શીતળ સ્પર્શની અભિવ્યક્તિમાં મંદ મંદ વાયુની લહેરોનો સંબંધ જ હેતુભૂત છે. અને વાયુનો તેવો સંબંધ પૂર્વોક્ત કારાગારમાં નથી. માટે ત્યાં શીતસ્પર્શનું જ્ઞાન થતું નથી.

(टि०) **शीतस्पर्शे**त्यादि । **तत्कार्यस्ये**ति तमःकार्यस्य ।

**तत्रे**ति तमसि । **तदभावे** इति स्पर्शाभावे । **तत्प्रतिषेधके**ति स्पर्शनिषेधकं विना ॥ **तत्सद्भावे** इति शीतस्पर्शसद्भावे । **तदि**ति प्रमाणम् । **तेषामि**ति पथिकानाम् । **तन्मात्रे**त्यभावमात्रहेतुः । **तथात्वे** इति अभावस्य विधिमुखप्रत्ययसद्भावे ।

**कारागार** इति तत्रात्यन्तं घर्मसम्भवात् । **तत्प्रत्यय** इति शैत्यप्रत्ययः, अन्धकारनिबन्धनाच्छीतत्वस्य । **स** इति तापाभावः । **तत्रे**ति कारागारे । **तत्स्पर्शस्ये**ति तमःस्पर्शस्यापि । **अभिव्यक्तावि**ति प्रकटने । **असावि**ति मन्दमन्दसमीरलहरिपरिचयः । **तत्रे**ति कारागारे । **तत्प्रतीतिरि**ति शीतस्पर्शप्रतीतिः ।

अनुमानतोऽपि तत्र स्पर्शप्रतीतिः । तथाहि--तमः स्पर्शवद्, रूपवत्त्वात्, पृथ्वीवत् । न च रूपवत्त्वमसिद्धम्, 'अन्धकारः कृष्णोऽयम्' इति कृष्णाकारप्रतिभासात् । ननु यदि तिमिरं श्यामरूपपरिकलितकलेवरं स्यात् तदावश्यं स्वप्रतिभासे आलोकमपेक्षेत, कुवलयकोकिलतमालादिकृष्णवस्तूनामालोकापेक्षवीक्षणत्वादिति चेत् । तद् नाऽकलङ्कम्, उलूकादीनामालोकमन्तरेणापि तत्प्रतिभासात् । अथास्मदादिप्रतिभासमपेक्ष्यैतदुच्यते । तदपि न पेशलम्, यतो यद्यपि कुवलयादिकमालोकमन्तरेणालोकयितुं न शक्यतेऽस्मदादिभिः, तथापि तिमिरमालोकयिष्यते, विचित्रत्वाद् भावानाम् । इतरथा पीतावदातादयोऽपि तपनीयमुक्ताफलप्रमुखा नालोकनिरपेक्षवीक्षणा इति प्रदीपचन्द्रादयोऽपि प्रकाशान्तरमपेक्षेरन् । इति सिद्धं तमो रूपवत् ।

तथा, तमो रूपवत्, कार्ष्ण्यवत्त्वेन प्रतीयमानत्वात्, कुवलयवत्— इत्यतोऽपि तत्र रूपवत्त्वसिद्धिः । न खल्वरूपं कुम्भाभावादि कृष्णाद्याकारेण कदाचित् प्रतीयमानमालोकितम्—इति रूपवत्त्वसिद्धौ च सिद्धं स्पर्शवत्त्वम् । तथा च तामसपरमाणूनां कार्यद्रव्यारम्भप्रतिषेधोपन्यस्तमस्पर्शवत्त्वं स्वरूपासिद्धम्, परस्य तामसपरमाणूनामप्रसिद्धेराश्रयासिद्धं चेति स्थितम् ।

તેમજ, અનુમાનથી પણ અન્ધકારમાં શીતસ્પર્શનો નિશ્ચય થઈ શકે છે. તે આ પ્રમાણે-અન્ધકાર સ્પર્શવાળું છે, રૂપવાળું હોવાથી, પૃથ્વીની જેમ. આ અનુમાનનો હેતુ અસિદ્ધ નથી, કારણ કે–'આ અન્ધકાર કાળો છે.' આ જ્ઞાનમાં તેના કાળારૂપની પ્રતીતિ છે.

**શંકા**-અન્ધકાર શ્યામરૂપવાળું દ્રવ્ય હોય તો તે પોતાના પ્રતિભાસમાં આલોકની અપેક્ષા અવશ્ય રાખે. કારણ કે નીલકમળ, કોયલ તથા તમાલ વિગેરે શ્યામ વસ્તુઓ પોતાના ચાક્ષુષજ્ઞાનમાં આલોકની અપેક્ષા રાખે છે.

**સમાધાન**-તમારું આ કથન નિર્દોષ નથી, કારણ કે ઘુવડ વિગેરે ને આલોક વિના જ તે તે શ્યામ પદાર્થોનું જ્ઞાન થાય છે.

**શંકા**-પણ અમારું પૂર્વોક્ત કથન આપણા ચાક્ષુષજ્ઞાનની અપેક્ષાએ છે, નહીં કે ઘુવડ વિગેરેના ચાક્ષુષજ્ઞાનની અપેક્ષા એ.

**સમાધાન**-આ કથન પણ યોગ્ય નથી. કારણ કે શ્યામ કમળ વિગેરે કાળા પદાર્થો પ્રકાશ વિના ભલે આપણે જોઈ શકતા નથી, પણ અન્ધકાર તો જોઈ શકીએ છીએ. કારણ કે પદાર્થોનો સ્વભાવ એક સરખો નથી પણ વિચિત્ર છે. અન્યથા પીળું સોનું અને શ્વેત નિર્મળ પાણીદાર મોતી વિગેરે પદાર્થો પ્રકાશ વિના જોઈ શકાતા નથી, માટે દીવો–ચન્દ્ર વિગેરે પણ અન્ય પ્રકાશની સહાય વિના દેખાશે નહીં. આ રીતે 'અન્ધકાર રૂપવાળો છે' એ સિદ્ધ થયું.

વળી, 'અંધકારમાં રૂપ છે, શ્યામરૂપે જણાતો હોવાથી, કુવલય(નીલકમળ)-ની જેમ'-આ અનુમાનથી પણ અન્ધકારમાં રૂપ સિદ્ધ થાય છે. રૂપરહિત

ઘટાભાવાદિ પદાર્થ કોઈ પણ વખતે શ્યામરૂપે જોવામાં આવતો નથી તો અંધકાર રૂપરહિત હોય તો, શ્યામ કેમ દેખાય ? આ પ્રમાણે અન્ધકારમાં રૂપ સિદ્ધ થવાથી અન્ધકારમાં સ્પર્શ પણ સિદ્ધ થયો. અને તેમ થવાથી અંધકારના પરમાણુઓ દ્વારા કાર્યદ્રવ્યના આરંભનો પ્રતિષેધ કરવા તમોએ કહેલ 'સ્પર્શરહિત હોવાથી' એ હેતુ સ્વરૂપાસિદ્ધ છે. વળી, તમારે મતે અંધકારના પરમાણુઓ અસિદ્ધ હોવાથી તમારો આ હેતુ આશ્રયાસિદ્ધ પણ છે. માટે 'અન્ધકારદ્રવ્યના ઉત્પાદક કારણનો અભાવ હોવાથી'-એ હેતુ પણ યોગ્ય નથી.

(प०) **तत्प्रतिभासादि**ति कृष्णवस्तुप्रतिभासात् ॥

**प्रतिषेधोपन्यस्तमि**ति प्रतिषेधायोपन्यस्तम् । **अस्पर्शवत्त्वं स्वरूपासिद्धमि**ति अस्पर्शवत्त्वस्य साधकप्रमाणाभावात् । यद्यत्र न भवति तत्तत्र स्वरूपासिद्धम्, यथाऽनित्यः शब्दः चाक्षुषत्वादिति । एवं परमाणुष्वस्पर्शवत्वम् । **परस्ये**ति भवतः । **आश्रयासिद्धमि**ति अस्पर्शवत्त्वं साधनम् ।

(टि०) **उलूकादीनामि**त्यादि । **तत्प्रतिभे**ति तमःप्रतिभानात् । **इतरथे**ति यदि भाववैचित्र्यं नाभिमतम् ॥ **परस्ये**ति शैवस्य । **तामसे**ति स्पर्शवत्त्वं क्व वर्त्ततां वराकं आश्रयस्याऽसिद्धेः ।

द्रव्यगुणकर्मातिरिक्तकार्यत्वमपि न हेतुः, द्रव्यातिरिक्तकार्यत्वस्य तस्मिन्नसिद्धत्वेनैकदेशासिद्धतापत्तेः । तत्प्रसिद्धिर्हि तस्याभावरूपतया, अन्यतो वा कुतोऽप्यभिधीयते ? नाद्यः पक्षः, परस्पराश्रयप्रसङ्गात्—अभावरूपतासिद्धौ हि तस्य द्रव्यातिरिक्तकार्यत्वसिद्धिः, ततोऽपि सेति । अन्यहेतुतस्तत्सिद्धौ तु स एवास्तु । किमनेन सिद्धोपस्थायिना कृतकभक्तिभृत्येनेव कर्तव्यम् ? ।

आलोकविरोधित्वमपि न साधीयः । न हि यो यद्विरोधी स तदभावस्वभाव एव, वारि-वैश्वानरयोः परस्पराभावमात्रतापत्तेः । अथ सहानवस्थानलक्षणो विरोधस्तिमिरस्याऽभावस्वभावतासिद्धौ साधनत्वेनाभिप्रेतः, न वध्यघातकभावः । स च भावाभावयोरेव संभवी, न पुनर्द्वयोरपि भावयोः । तदिहालोकानवकाशे सत्येव समुज्जृम्भमाणस्यान्धकारस्याऽभावरूपतैव श्रेयसी, कुम्भाभाववदिति चेत् । तदपवित्रम्, अत्रापि वध्यघातकभावस्यैव भावात्, घनतरतिमिरपूरिते पथि प्रसर्पता प्रदीपप्रभाप्राग्भारेण तिमिरनिकुरम्बाडम्बरविडम्बनात् ।

**નૈયાયિક**-(૬) 'દ્રવ્ય ગુણ અને કર્મથી ભિન્નનું કાર્ય હોવાથી' અંધકાર અભાવરૂપ છે.

**જૈન**-એ હેતુ પણ અંધકારને અભાવરૂપે સિદ્ધ કરવાને સમર્થ નથી. કારણ કે અન્ધકાર એ દ્રવ્યનું કાર્ય છે. તેથી દ્રવ્યથી અતિરિક્તનું કાર્ય છે-એમ કહેવાય નહિ. આ પ્રકારે હેતુનો એક દેશ અસિદ્ધ છે. હેતુની પ્રસિદ્ધિ એટલે કે-દ્રવ્યાદિથી અતિરિક્તનું કાર્ય અન્ધકાર છે, એ વસ્તુની સિદ્ધિ અન્ધકારને અભાવ માનીને કહો છો કે બીજા કોઈ કારણથી ? પ્રથમ પક્ષ તો કહી શકશો નહીં. કારણ કે જો અન્ધકાર અભાવરૂપે સિદ્ધ હોય તો દ્રવ્યાતિરિક્તના કાર્યરૂપ સિદ્ધ થાય, અને જો 'દ્રવ્યાતિરિક્તકાર્યત્વ'ની સિદ્ધિ હોય તો

અન્ધકારમાં અભાવરૂપતાની સિદ્ધિ થાય, એમ પરસ્પરાશ્રય નામનો દોષ આવે છે. બીજા પક્ષે અન્ધકારમાં 'દ્રવ્ય ગુણ અને કર્મથી ભિન્નના કાર્યત્વ'ની સિદ્ધિ અન્ય હેતુથી થતી હોય તો એ જ હેતુ રહે. પરંતુ કૃત્રિમ (બનાવટી) ભક્તિવાળા સેવકની જેમ કાર્યસિદ્ધિ થયા પછી ઊભા રહેનાર આ–'દ્રવ્ય ગુણ અને કર્મથી ભિન્નનું કાર્ય હોવાથી' હેતુથી સર્યું.

**નૈયાયિક**-(૭) 'આલોકનો–પ્રકાશનો વિરોધી હોવાથી' અન્ધકાર અભાવરૂપ સિદ્ધ થાય છે.

**જૈન**–આ હેતુ પણ સમર્થ નથી. કારણ કે જે જેનો વિરોધી હોય, તે તેના અભાવરૂપ હોય એવો નિયમ (વ્યાપ્તિ) નથી. કારણ કે–એવો નિયમ માનશો તો જલ અને અગ્નિ પરસ્પર વિરોધી હોવાથી તેઓને માત્ર પરસ્પરના અભાવરૂપ માનવા પડશે.

**શંકા**–અહીં વિરોધ એટલે સહાનવસ્થાન–સાથે ન રહેવું તે, અંધકારને અભાવરૂપ સિદ્ધ કરવામાં હેતુ તરીકે ઇષ્ટ છે, પરંતુ વધ્યઘાતકભાવરૂપ વિરોધ હેતુ તરીકે ઇષ્ટ નથી. અને તે 'સહાનવસ્થાન' રૂપ વિરોધભાવ અને અભાવનો જ પરસ્પર હોય છે, પરંતુ બે ભાવમાં તેવો વિરોધ થઈ શકતો નથી. માટે પ્રસ્તુતમાં આલોક ન હોય ત્યારે જ રહેનાર અન્ધકારને ઘટ વિરોધી ઘટાભાવની જેમ અભાવરૂપ જ માનવો યોગ્ય છે.

**સમાધાન**–આ પણ યોગ્ય નથી, કારણ કે અહીં પણ વધ્યઘાતકભાવ જ છે. કેમ કે ગાઢ અન્ધકારથી વ્યાપ્ત માર્ગમાં દીવાની પ્રભાથી અન્ધકાર વિડમ્બના પામતો (નાશ–પામતો) હોવાથી આલોક અને અન્ધકાર વચ્ચે વધ્યઘાતકભાવ રૂપે જ વિરોધ છે. અર્થાત્ દીવો આવવાથી અન્ધકાર નાશ પામે છે. માટે 'આલોકનો વિરોધી હોવાથી' એ હેતુ અન્ધકારને અભાવસ્વરૂપે સિદ્ધ કરવાને સમર્થ નથી.

(पं०) **तस्मिन्नि**ति तमसि । **तत्प्रसिद्धिरि**ति द्रव्यातिरिक्तिकार्यत्वप्रसिद्धिः । **तत्सिद्धावि**ति द्रव्यातिरिक्तकार्यत्वसिद्धौ । **स एवास्त्वि**ति तमसोऽभावत्वसाधनाय । **अनेने**ति द्रव्यातिरिक्तकार्यत्वेन ।

(टि०) **द्रव्यातिरिक्ते**त्यादि **तस्मिन्नि**ति तमसि । **तत्प्रसिद्धिरि**ति द्रव्यगुणकर्मातिरिक्तकार्यसिद्धिः । **तस्ये**ति तमसः । **तत्सिद्धावि**ति द्रव्यादिहेतुसिद्धौ । **स एवे**ति अन्य एव हेतुः । **अनेने**ति द्रव्यगुणकर्मातिरिक्तकार्यहेतुना ।

**अथ सहे**त्यादि । **स चे**ति वध्यघातकभावः ।

भावरूपताप्रसाधकप्रमाणाभावोऽप्यसिद्धः, तत्प्रसाधकानुमानसद्भावात् । तथाहि—भावरूपं तमः, घनतरनिकरलहरिप्रमुखशब्दैर्व्यपदिश्यमानत्वात्, आलोकवत् । न चासिद्धिः साधनस्य । तथाहि—

रहःसंकेतस्थो घनतरतमःपुञ्जपिहिते
वृथोन्मेषं चक्षुर्मुहुरुपदधानः पथि पथि ।

खटत्कारादल्पादपि निभृतसंप्राप्तरमणी-
भ्रमद्भ्राम्यद्बाहुर्दमदमिकयोत्ताम्यति युवा ॥१॥
पर्यस्तो दिवसस्तटीमयमटत्यस्ताचलस्यांशुमान्
संप्रत्यङ्कुरिताऽन्धकारनिकरैर्लम्बाऽलका द्यौरभूत् ।
एह्यन्तर्विश वेश्मनः प्रियसखि ! द्वारस्थलीतोरण-
स्तम्भालम्बितबाहुवल्लि ! रुदती किं त्वं पथः पश्यसि ? ॥२॥
तिमिरलहरीगुर्वीमुर्वीं करोतु विकस्वरां
हरतु नितरां निद्रामुद्रां क्षणाद् गुणिनां गणात् ।
तदपि तरणे ! तेजःपुञ्जः प्रियो न ममैष ते
किमपि तिरयन् ज्योतिश्चक्रं स्वजातिविराजितम् ॥३॥

औपचारिक एवायं तत्र तद्व्यपदेश इति चेत् । नैवम्, एतदभावरूपताप्रसिद्धिं विना घनतरादिव्यपदेशस्य भावरूपमुख्यार्थबाधाविरहेण तस्यौपचारिकत्वाऽयोगात् । तथात्वेऽपि वा तस्य तमसो भावरूपतैव प्रसिद्ध्यति । न खलु कुम्भाद्यभावस्तथाप्रकारोपचारगोचरचारितामास्तिघ्नुते, तत्र सादृश्याद्युपचारकारणाभावात् ।

**નૈયાયિક**–(૮) 'ભાવરૂપે સાધક પ્રમાણ નહિ હોવાથી' અન્ધકાર અભાવ રૂપ છે.

**જૈન**–અન્ધકારમાં અભાવરૂપતા સિદ્ધ કરવાને તમોએ આપેલ આ હેતુ પણ અસિદ્ધ છે. કારણ કે અન્ધકારને ભાવરૂપે સાધનાર 'અનુમાન પ્રમાણ' છે તે આ પ્રમાણે–અન્ધકાર ભાવરૂપ છે, ઘનતર, નિકર, લહરી આદિ શબ્દોથી વ્યવહાર થતો હોવાથી, આલોકની જેમ. અમારા આ અનુમાનમાં આપેલ હેતુ અસિદ્ધ નથી. તે આ પ્રમાણે—

એકાન્ત સંકેતસ્થાનમાં રહેલ યુવાન **ઘનતર**–અતિ ગાઢ અન્ધકારના પુંજથી ઢંકાએલ માર્ગોમાં આમ તેમ વારંવાર ફાટી આંખે વ્યર્થ જુએ છે અને થોડા પણ સળવળાટથી હવે તે રમણી આવી લાગી છે એવા ભ્રમથી આમ તેમ ઉત્સુકતાથી બાથોડિયા ભરતો તે માત્ર પીડાને જ પામે છે. ૧.

દિવસ પૂરો થયો છે, આ સૂર્ય અસ્તાચલને છેડે જઈ રહ્યો છે, અને તત્કાળ ઊઠી આવેલ અન્ધકારના નિકરથી આકાશ રમણી લાંબાવાળવાળી થઈ રહેલ છે. હે પ્રિય સખિ! આવ, ઘરની-અંદર પ્રવેશ કર, બારણામાં તોરણના થાંભલે હાથ ટેકવીને ઊભી રહેલી-રડતી રડતી તું માર્ગમાં શું જુએ છે. ૨.

અન્ધકારની લહરીથી વ્યાપ્ત પૃથ્વીને વિકસ્વર કરનાર તથા ગુણી પુરુષોની નિદ્રાને દૂર કરનાર હે સૂર્યદેવ! તમારો આ તેજનો પુંજ સ્વજાતિના જ્યોતિશ્ચક્રને આચ્છાદન કરતો હોવાથી મને પ્રિય નથી. ૩.

શંકા—અન્ધકારમાં 'ઘનતર' આદિ શબ્દોનો વ્યવહાર ઔપચારિક છે.

**સમાધાન**—તે યોગ્ય નથી, કારણ કે—અન્ધકારમાં અભાવ સ્વરૂપતા સિદ્ધ કર્યા વિના ભાવરૂપ મુખ્ય અર્થ બાધિત ન હોવાથી પૂર્વોક્ત ઘનતરાદિ વ્યવહારને ઔપચારિક કહી શકાય નહીં. અથવા અન્ધકારમાં ઘનતરાદિનો વ્યવહાર ઔપચારિક માનો તો પણ અન્ધકાર ભાવરૂપે જ સિદ્ધ થાય છે. કારણ કે ભાવનો ભાવમાં ઉપચાર થાય છે પરંતુ અભાવમાં થતો નથી. જેમ કે–'છોકરો અગ્નિ છે' આ સ્થળે અગ્નિરૂપ ભાવનો છોકરારૂપ ભાવમાં ઉપચાર–આરોપ કરવામાં આવ્યો છે. પરંતુ અભાવમાં ઉપચારના કારણભૂત સાદૃશ્યાદિનો અભાવ છે. માટે કુંભાદિના અભાવમાં કોઈ વખત તથાપ્રકારનો ઉપચાર થતો નથી. અર્થાત્ કુંભાભાવને કોઈ ઘનતરાદિ રૂપે કહેતું નથી.

(प०) **वृथोन्मेषमि**ति वृथोन्मेषो यत्र तत्तथा । **दमदमिकये**ति औत्सुक्येन ।

**तत्रे**ति अभावरूपे तमसि । **तथात्वे** इति औपचारिकत्वे । **तथाप्रकारोपचारेति** गद्ये घनतरादयस्तथाप्रकारा उपचारा ज्ञेयाः । **तत्रे**ति कुम्भाद्यभावे ।

(टि०) **तत्प्रसाधके**ति तमसो भावप्रसाधकस्य अनुमानस्य सम्भवात् ।

**नैवमेत**दित्यादि, **एतदभावे**ति तिमिराभावरूपता । न हि तमसो वयमभावरूपतां प्रतिपद्यामहे । **तस्ये**ति तद्व्यपदेशस्य घनतरादिरूपस्य । **तथात्वेऽपी**ति व्यपदेशोपचारयोगेऽपि । **न खलु कुम्भादी**ति । भावस्य भाव उपचारो भवति, न त्वभावे, यथाग्निर्माणवकः । **तथाप्रकारे**ति घनतरादिव्यपदेशप्रकारः । **तत्रे**ति अभावे ।

तथा नाभावरूपं तमः, प्रागभावाद्यस्वभावत्वाद्, व्योमवत् । न चायमपि हेतुरसिद्धः । तथाहि—आलोकस्य प्रागभावः, प्रध्वंसाभावः, इतरेतराभावः, अत्यन्ताभावो वा तमो भवेत्? आद्ये एकस्य, अनेकस्य वाऽयं तत् स्यात्? न तावदेकस्यालोकस्य प्रागभावस्तमः, प्रदीपालोकेनेव प्रभाकरालोकेनापि तस्य निवर्त्यमानत्वात् । यस्य हि यः प्रागभावः स तेनैव निवर्त्यते, यथा पटप्रागभावः पटेनैव । नाप्यनेकस्य, एकेन निवर्त्यमानत्वात्, पटप्रागभाववदेव । न च वाच्यम्— 'प्रत्यालोकं स्वस्वनिवर्तनीयस्य तमसो भेदात् प्रदीपादिना निवर्तितेऽपि तमोविशेषे पूषादिनिवर्तनीयं तमोऽन्तरं तदा तदभावाद् न निवर्तते—इत्येकेन निवर्त्यमानत्वादिति हेतुरसिद्धः'— इति, प्रदीपादिनिवर्तिततमसि प्रदेशे दिनकरादिनिवर्तनीयस्य तमोऽन्तरस्योपलब्धिलक्षणप्राप्तस्याऽनुपलब्धेः, संप्रतिपन्नवत् । यदि चेदं प्रागभावस्वभावं स्यात्, तदा प्रदीपप्रभाप्रबन्धप्रध्वंसेऽस्योत्पत्तिन स्यात्, अनादित्वात् प्रागभावस्य ।

नाप्यालोकस्य प्रध्वंसाभावस्तमः,निवर्त्यमानत्वात्, तस्यैव प्रागभाववत् ।

नापीतरेतराभावः, तस्य प्रसृतेऽपि प्रचण्डे मार्तण्डीये तेजसि सद्भावेन तमिस्रायामिव वासरेऽपि तमःप्रतीतिप्रसङ्गात् ।

नाप्यालोकस्याऽत्यन्ताभावस्तमः, तस्य स्वकारणकलापोपनिपातक्रमे समुत्पद्यमानत्वात् । इति पक्षाऽष्टकेनाऽप्यघटमानत्वाद् नानुमानिक्यपि तमसोऽभावरूपतास्वीकृतिः॥

વળી, અન્ધકાર અભાવ સ્વરૂપ નથી, પ્રાગભાવાદિ સ્વરૂપ ન હોવાથી, આકાશની જેમ. આ અનુમાનમાં હેતુ અસિદ્ધ નથી. તે આ પ્રમાણે–આલોકના પ્રાગભાવરૂપ, પ્રધ્વંસાભાવરૂપ, ઇતરેતરાભાવરૂપ કે અત્યન્તાભાવરૂપ અંધકાર છે? આલોકનો પ્રાગભાવ અંધકાર હોય તો તે કોઈ એક આલોકનો છે કે અનેક આલોકનો છે? કોઈ એક આલોકનો પ્રાગભાવ અન્ધકાર છે, એવું કહી શકાશે નહીં. કારણ કે દીવાના પ્રકાશની જેમ સૂર્યના પ્રકાશથી પણ અન્ધકાર નાશ પામે છે. જે જેનો પ્રાગભાવ હોય તે તેનાથી જ નિવૃત્ત થાય છે. જેમકે–પટનો પ્રાગભાવ પટથી નાશ પામે છે. પણ અન્ધકાર તો એકને બદલે અનેકથી નષ્ટ થતો હોવાથી કોઈ એક આલોકના પ્રાગભાવરૂપ નથી. અનેક આલોકના પ્રાગભાવરૂપ અન્ધકાર છે, એમ પણ કહી શકશો નહીં, કારણ કે-કોઈ પણ એક પ્રકાશથી અન્ધકાર નાશ પામે છે. અહીં પણ ઉપરની જેમ પટપ્રાગભાવનું દૃષ્ટાન્ત સમજી લેવું.

**શંકા**—તે તે આલોકથી નાશ પામનાર અન્ધકાર જુદા જુદા છે. પ્રદીપાદિથી જે અન્ધકાર નષ્ટ થાય છે, તેથી જુદો જ અન્ધકાર સૂર્યાદિથી નાશ પામે છે. અને તે સૂર્યાદિથી નષ્ટ થનાર અન્ધકાર પ્રદીપ સમયે સૂર્યાદિ ન હોવાથી નાશ પામતો નથી. આથી તમે જે એમ કહ્યું કે અન્ધકાર કોઈ પણ એકથી નષ્ટ થઈ જાય છે તે હેતુ અસિદ્ધ છે.

**સમાધાન**—તમારું આ કથન યુક્ત નથી કારણ કે સંપ્રતિપન્ન-સુજ્ઞાત અન્ય અન્ધકારની જેમ જો તે હોય તો પ્રદીપદ્વારા જે પ્રદેશમાં અન્ધકાર નષ્ટ થયો હોય તે પ્રદેશમાં સૂર્યદ્વારા નષ્ટ થનાર અન્ય અંધકાર દેખાવો તો જોઈએ, કારણ કે તે દર્શનયોગ્ય છે. પણ તે દેખાતો તો નથી. માટે ત્યાં અન્ધકાર નથી એમ જ માનવું જોઈએ. વળી, જો અન્ધકાર પ્રાગભાવરૂપ હોય તો પ્રદીપ-પ્રભાની ધારાના નાશ થયા પછી અન્ધકારની ઉત્પત્તિ થવી ન જોઈએ. કારણ કે પ્રાગભાવ અનાદિ છે.

નિવર્ત્યમાન-નિવૃત્ત થનારો હોવાથી અન્ધકાર આલોકના પ્રધ્વંસાભાવરૂપ નથી, જેમ પ્રાગભાવરૂપ નિવર્ત્યમાન હોવાથી પ્રધ્વંસાભાવરૂપ નથી, તેમ નિવર્ત્યમાન હોવાથી અન્ધકાર પણ પ્રધ્વંસાભાવરૂપ નથી.

અન્ધકાર એ ઇતરેતરાભાવરૂપ પણ નથી. કારણ કે જો તેમ હોય તો સૂર્યનું પ્રચંડ તેજ ફેલાવા છતાં અંધારી રાત્રિની જેમ દિવસે પણ અન્ધકારની પ્રતીતિ થવી જોઈએ પણ થતી તો નથી. માટે અન્ધકાર આલોકના અન્યોન્યાભાવરૂપ પણ નથી.

અન્ધકાર આલોકના અત્યન્તાભાવરૂપ પણ નથી. કારણ કે અન્ધકારના કારણ સમૂહની ઉપસ્થિતિ હોય છે, ત્યારે તે ઉત્પન્ન થાય છે. અર્થાત્ તમારા મતે અત્યન્તાભાવ નિત્ય છે. એથી તે ઉત્પતિ કે નાશ રહિત છે. પરંતુ અન્ધકાર તો પોતાના કારણ સમૂહના યોગે ઉત્પન્ન થાય છે, અને પ્રકાશના યોગે નાશ પણ પામે છે. માટે અન્ધકાર આલોકના અત્યન્તાભાવરૂપ પણ નથી.

આ પ્રમાણે અન્ધકારનો અભાવરૂપે સ્વીકાર આઠેય વિકલ્પોથી ઘટતો ન હોવાથી તેનો અનુમાનથી અભાવરૂપે સ્વીકાર પણ સિદ્ધ નથી.

(प०) **प्रागभाव** इति । यथा मृत्पिण्डो घटस्य प्रागभावः । घटे समुत्पन्ने सति घटस्य प्रागभावलक्षणो मृत्पिण्डो निवर्त्तते । एवं आलोके उत्पन्ने सति प्रागभावलक्षणं तमो निवर्त्तते । **निवर्त्यमानत्वादि**ति । आलोकस्य प्रध्वंसाभावस्तमो न भवति, निवर्त्यमानत्वात्, प्रागभाववत् । यथा प्रागभावो निवर्त्त्यमानत्वात् प्रध्वंसाभावो न भवति, निवर्त्त्यमानः [1]पटादिनेति ज्ञेयम् ।

**तस्ये**ति आलोकस्य ॥

(टि०) **न तावदि**त्यादि । **तस्ये**ति तमसः । **नाप्यनेकस्ये**ति अनेकस्यालोकस्य प्रागभावस्तम इति पाश्चात्येन सम्बन्धः । **तदा तदभावादि**ति रात्रौ सूर्याभावात् ।

**यदि चेदमि**त्यादि । **इदमि**ति तमः । **प्रागभावे**ति "क्षीरे दध्यादि यन्नास्ति प्रागभावः स उच्यते" [मीश्लो० अभा० २] **अस्ये**ति तमसः । प्रागभावो ह्यनादिः सान्तश्च । **नाप्यालोकस्ये**ति "नास्तिता पयसो दध्नि प्रध्वंसाभावलक्षणम्।" [मीश्लो० अभा० ३ ] **निवर्त्यमानत्वादि**ति आलोकेनेति शेषः । यद्यालोकस्य प्रध्वंसाभाव एव तमः तदाऽऽलोकनिवर्त्त्यं न स्यात्, तत्पूर्वमसत्त्वात् । अत्रापि प्रागभावप्रसङ्गात् । **तस्ये**ति आलोकस्य । "गवि योऽश्वाद्यभावस्तु सोऽन्योन्याभाव उच्यते ॥" [मीश्लो० अभा०३] । **नाप्यालोकस्येति** तमसः ।

"शिरसोऽवयवा निम्ना वृद्धिकाठिन्यवर्जिताः ।
शशशृङ्गादिरूपेण सोऽत्यन्ताभाव उच्यते ॥१॥" [मीश्लो० अभा० ४]

निवर्त्तितम इवाऽनिवर्त्तितमपि तमो न दृश्येत [2] । [[3]दृश्यमानस्येत्यर्थः (दृश्यमानो न स्यादित्यर्थः) । तमसः प्रागभावो ह्यनादिः सान्तश्चः आलोकेनेति शेषः । आलोकस्य यथा प्रागभावो निवर्त्यमानत्वात्-प्रध्वंसाभावो न स्यात् (?) । योऽत्यन्ताभावो भवति स कदाचिन्न निवर्त्तते ।]

§५ एतत् सकलमपि प्रायेण छायायामपि समानमिति यथासंभवं योज्यम् । विशेषतश्चैतद्द्रव्यताप्रसिद्धिः परिपाटिप्राप्तस्याद्वादरत्नाकरादवधारणीया ।

यत्पुनरवाचि—'तमसि सञ्चरतः पुंसः प्रतिबन्धः स्यात्' इत्यादि, तदखिलमालोकेऽपि समानमिति स एव प्रतिविधास्यति, इति किमतिप्रयत्नेन तत्रास्माकम् ? इति सिद्धे तमश्छाये द्रव्ये ॥२१॥

§૫ અન્ધકારને લગતી ઉપરોક્ત સમસ્ત ચર્ચા પ્રાયઃ કરીને છાયામાં પણ સમાન જ છે. તો યથાસંભવ બુદ્ધિમાનોએ તેની ઘટના કરી લેવી. વળી, વિશેષતઃ છાયામાં દ્રવ્યતાની પ્રસિદ્ધિ પરંપરાથી પ્રાપ્ત સ્યાદ્વાદરત્નાકરમાંથી સમજી લેવી જોઈએ.

વળી, 'અન્ધકારને દ્રવ્ય માનીએ તો તેમાં સંચરનાર પુરુષને પ્રતિબન્ધ થાય'—વિગેરે જે કહ્યું તે સઘળુંયે પ્રકાશમાં પણ સમાન જ છે, માટે તેનું નિરાકરણ વાદી પોતે જ કરી લેશે. તેને માટે અમારે નિરર્થક મહેનત કરવાની જરૂર નથી. આ પ્રકારે અંધકાર અને છાયા બન્ને દ્રવ્યરૂપે સિદ્ધ થયાં. ૨૧

---

१ पटादिर्ज्ञेयः– मु । अत्रालोकः पटादिना निवर्त्यमानः–इति संबन्धः । २ दृश्यते मु । ३ कोष्ठकान्तर्गतः पाठो मुद्रिते एव ।

मनःपर्यायं प्ररूपयन्ति—

**संयमविशुद्धिनिबन्धनाद् विशिष्टावरणविच्छेदाज्जातं मनोद्रव्यपर्यायालम्बनं मनःपर्यायज्ञानम् ॥२२॥**

§१ विशिष्टचारित्रवशेन योऽसौ मनःपर्यायज्ञानावरणक्षयोपशमस्तस्मादुद्भूतं मानुषक्षेत्रवर्तिसंज्ञिजीवगृहीतमनोद्रव्यपर्यायसाक्षात्कारि यज्ज्ञानं तन्मनःपर्यायज्ञानमित्यर्थः ॥२२॥

મનઃપર્યાય જ્ઞાનનું લક્ષણ—

**સંયમની વિશુદ્ધિને કારણે થયેલ વિશિષ્ટ પ્રકારના આવરણના નાશથી ઉત્પન્ન થનારું મનોદ્રવ્યના પર્યાયોને વિષય કરનાર મન:પર્યાયજ્ઞાન છે. ૨૨**

§૧ વિશિષ્ટ પ્રકારના ચરિત્રના પ્રભાવથી મનઃપર્યાયજ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ થાય છે, અને તેથી અઢીદ્વીપમાં રહેલા સંજ્ઞીજીવોએ ગ્રહણ કરેલ મનોદ્રવ્યના પર્યાયોને સાક્ષાત્કાર કરનારું જે જ્ઞાન ઉત્પન્ન થાય છે, તે મનઃ-પર્યાયજ્ઞાન છે. ૨૨

सकलप्रत्यक्षं लक्षयन्ति—

**सकलं तु सामग्रीविशेषतः समुद्भूतसमस्तावरणक्षयापेक्षं निखिलद्रव्यपर्यायसाक्षात्कारिस्वरूपं केवलज्ञानम् ॥२३॥**

§१ सामग्री सम्यग्दर्शनादिलक्षणाऽन्तरङ्गा । बहिरङ्गा तु जिनकालिकमनुष्यभवादिलक्षणा। ततः सामग्रीविशेषात् प्रकर्षप्राप्तसामग्रीतः समुद्भूतो यः समस्तावरणक्षयः सकलघातिसंघातविघातस्तदपेक्षं सकलवस्तुप्रकाशस्वभावं केवलज्ञानं ज्ञातव्यम् ॥

સકલપ્રત્યક્ષનું લક્ષણ—

**વિશિષ્ટ પ્રકારની સામગ્રીના યોગે સમગ્ર આવરણનો ક્ષય થવાથી ઉત્પન્ન થયેલ અને સમસ્ત દ્રવ્ય અને પર્યાયોના સાક્ષાત્કારરૂપ જ્ઞાન કેવલજ્ઞાન છે. ૨૩**

§ ૧ કેવલજ્ઞાન–સકલ પ્રત્યક્ષની ઉત્પત્તિમાં આવશ્યક સામગ્રી બે પ્રકારે છે-૧ અંતરંગ અને ૨ બાહ્ય. સમ્યગ્દર્શનાદિ અંતરંગ સામગ્રી છે. અને જિનેશ્વરની વિદ્યમાનતામાં મળેલ મનુષ્યભવ વિગેરે બાહ્ય સામગ્રી છે. આ બન્ને પ્રકારના સામગ્રીના વિશેષથી એટલે કે–સામગ્રી જ્યારે પ્રકર્ષને પામે છે ત્યારે સમગ્ર આવરણનો ક્ષય એટલે ચારેય ઘાતિકર્મનો ક્ષય થાય છે. અને આ ઘાતિકર્મના નાશથી જે ઉત્પન્ન થાય છે, અને જે સકલ વસ્તુ તથા તેના પર્યાયોનું પ્રકાશક સાક્ષાત્કારી જ્ઞાન છે, તે કેવલજ્ઞાન જાણવું.

§२ यस्तु नैतदमंस्त मीमांसकः, मीमांसनीया तन्मनीषा । तथाहि—बाधकभावात्, साधकाभावाद् वा सकलप्रत्यक्षप्रतिक्षेपः स्यात्येत ? आद्यपक्षे प्रत्यक्षम्, अप्रत्यक्षं वा बाधकमभिदध्याः ? प्रत्यक्षं चेत्—पारमार्थिकम्, सांव्यवहारिकं वा ? पारमार्थिकमपि विकलम्,

सकलं वा ? विकलमप्यवधिलक्षणम्, मनःपर्यायरूपं वा ? नैतत्पक्षद्वयमपि क्षेमाय, द्वयस्याऽस्य क्रमेण रूपिद्रव्यमनोवर्गणागोचरत्वेन तद्बाधनविधावधीरत्वात् । सकलं चेत्, अहो ! शुचिविचारचातुरी, यत्केवलमेव केवलप्रत्यक्षस्याऽस्याऽभावं विभावयतीति वक्षि । वन्ध्याऽपि प्रसूयतामिदानीं स्तनन्धयान् । वान्ध्येयोऽपि च विधत्तामुत्तंसान् ।

सांव्यवहारिकमप्यनिन्द्रियोद्भवम्, इन्द्रियोद्भवं वा ? न तावत् प्रथमम्, अस्य प्रातिभातिरिक्तस्य स्वात्माविष्वग्भूतसुखादिमात्रगोचरत्वात् । प्रातिभं तु तद्बाधकं नानुभूयत एव । ऐन्द्रियं तु स्वकीयम्, परकीयं वा ? स्वकीयमपीदानीमत्र तद् बाधेत्, सर्वत्र सर्वदा वा ? प्राचि पक्षे, पिष्टं पिनष्टि भवान्. तथा तदभावस्याऽस्माभिरप्यभीष्टेः । द्वितिये तु, सर्वदेशकालानाकलय्येदं तदभावमुद्भावयेत्, इतरथा वा ? आकलय्य चेत् । आकालं नन्दताद् भवान् । [1]भवत्येव सकलकालकलाकलापाशेषदेशविशेषवेदिनि वेदनस्य तादृशः प्रसिद्धेः । अनाकलय्य चेत् । कथं सकलदेशकालाऽनाकलने सर्वत्र सर्वदा वेदनं तादृग् नास्तीति प्रतितिरुल्लसेत् ? परकीयमपीदानीमत्र तद्भावं बाधेत, सर्वत्र सर्वदा वेत्यादिविकल्पजालजर्जरीभूतं न तद्बाधनधुरां धारयितुं धीरतां दधाति । कथं वा परगृहरहस्याभिज्ञो भवानेवमभूत् ? 'तादृक्षप्रत्यक्षप्रतिक्षेपदक्षं प्रत्यक्षं प्रावर्तिष्ट मम' इति तेन कथनाच्चेत् । यदि कथिते प्रत्ययः, तर्हि 'तादृक्षाध्यक्षप्रतिक्षेपि प्रत्यक्षं नास्त्येव' इत्युत्तम्भितहस्ता वयं व्याकुर्महे इति किं न तथाऽनुमन्यसे ? अथ न यौष्माकीणः प्रमाणप्रवीणः समुल्लापः । परकीयः कथमिति वाच्यम् ?. न खल्वयं स्वप्रत्यक्षं त्वत्प्रत्यक्षं कर्तुं शक्नोति, वचसा तु यथाऽसौ कथयति, तथा वयमपि ।

अथ तदुपदर्शितेऽर्थे संवादात् तद्वचः प्रमाणम् । नन्वेवं प्रत्यक्षम्, अप्रत्यक्षं वा संवादकं स्यात् ? इत्यादिपूर्वोक्तावर्तनेनाऽनवस्थावल्लिरुल्लसन्ती कथं कर्तनीया ? किञ्च, संविदामिन्द्रियागोचरत्वादैन्द्रियमध्यक्षं सकलप्रत्यक्षस्य विधौ प्रतिषेधे वा मूकमेव वराकम् । न च त्वन्मतेनाभावः प्रत्यक्षेण प्रेक्ष्यते, तथात्वे हि किमिदानीमपहृतसर्वस्वेन तपस्विनाऽभावप्रमाणेन कर्तव्यम् ? । तन्न प्रत्यक्षं तद्बाधविधानसंविधानोद्धुरम् ।

§ २ કેવલજ્ઞાનને નહીં માનનાર મીમાંસકની મનીષા(બુદ્ધિ)ની મીમાંસા કરવી જરૂરી છે. તે આ પ્રમાણે–સકલ પ્રત્યક્ષ–કેવળજ્ઞાનનું ખંડન કરો છો, તો તે શું બાધક પ્રમાણ હોવાથી કે કોઈ સાધક પ્રમાણ મળતું નથી માટે ? બાધક માનવામાં આવે તો તે પ્રત્યક્ષ પ્રમાણ છે કે અપ્રત્યક્ષ પ્રમાણ ? પ્રત્યક્ષ માનતા

१ सप्तमी ।

હો તો તે પારમાર્થિક છે કે સાંવ્યવહારિક ? પારમાર્થિક પણ શું સકલ છે કે વિકલ ? વિકલમાં પણ અવધિજ્ઞાન બાધક છે કે મનઃપર્યાયજ્ઞાન ? આ બન્ને પક્ષોમાંથી એક પણ બાધક બની શકે નહીં. કારણ એ બન્ને ક્રમશઃ રૂપી દ્રવ્ય. અને મનોવર્ગણાને વિષય કરનાર હોવાથી કેવલજ્ઞાનને બાધ કરવા સમર્થ નથી. સકલપ્રત્યક્ષને કેવલજ્ઞાનનું બાધક કહો તો તમારી આ કેવી વિશુદ્ધ વિચારની ચતુરાઈ છે કે તમે કેવળજ્ઞાનને જ કેવળજ્ઞાનનું બાધક કહો છો ? તો પછી વંધ્યા પણ પુત્ર પ્રસવશે અને એ વન્ધ્યાપુત્ર અલંકારો ઘડશે. સાંવ્યવહારિક પ્રત્યક્ષ બાધક હોય તો તે અનિન્દ્રિયોદ્ભવ છે કે ઇન્દ્રિયોદ્ભવ? અનિન્દ્રિયોદ્ભવ–(મનથી ઉત્પન્ન થનારું) તો કહી શકશો નહીં, કારણ કે–પ્રતિભાજ્ઞાન સિવાયનું અનિન્દ્રિયોદ્ભવજ્ઞાન તો–પોતાના આત્માથી કથંચિત્ અભિન્ન એવા સુખ–દુઃખાદિ માત્રને વિષય કરનારું છે. તો એ કેવલજ્ઞાનનો કઈ રીતે બાધ કરશે ? પ્રાતિભજ્ઞાન કેવળજ્ઞાનનું બાધક હોય એવો અનુભવ તો થતો જ નથી. ઇંદ્રિયોદ્ભવજ્ઞાનને બાધક કહો તો તે પોતાનું છે કે પરનું ? પોતાનું કહો તો વર્તમાનકાળે અને આ જ સ્થળે (દેશમાં) બાધક છે કે સર્વદા સર્વ સ્થળે ? પ્રથમ પક્ષમાં માત્રપિષ્ટપેષણ (પીસેલાને પીસવાનું) કરો છો કારણ કે એવા કેવળજ્ઞાનનો અભાવ તો અમે પણ માનીએ છીએ. બીજો પક્ષ કહો તો તે સર્વ દેશકાળને જાણીને કેવળજ્ઞાનના અભાવને સિદ્ધ કરે છે કે સર્વદેશ કાળને જાણ્યા વિના? સર્વ દેશ કાળને જાણીને કહો તો–સર્વદા આનંદ કરો. કારણ કે સર્વક્ષણ (કાળ) અને સર્વ સ્થળ (દેશ)ને જાણનારા તમારા પોતાને વિષે જ કેવળજ્ઞાનની સિદ્ધિ થઈ. અને જો સર્વ દેશ અને સર્વ કાળને જાણ્યા વિના કેવળજ્ઞાનનો અભાવ સિદ્ધ કરો તો–અમે પૂછીએ છીએ કે–સર્વદેશ અને કાળને જાણ્યા વિના સર્વદા સર્વત્ર કેવળજ્ઞાન નથી, એવી પ્રતીતિ કઇ રીતે થઈ શકશે ? અર્થાત્ થઈ શકશે નહીં. એ જ પ્રમાણે પરકીય ઇન્દ્રિયોદ્ભવ સાંવ્યવહારિક પ્રત્યક્ષ પણ વર્તમાનકાલીન અને અહીં જ બાધક છે ?–વિગેરે વિકલ્પ જાળથી ખખડી ગયેલું હોવાથી તે પરકીય ઇન્દ્રિય જન્ય સાંવ્યવહારિક પ્રત્યક્ષ કેવળજ્ઞાનનો બાધ કરવામાં અસમર્થ છે. વળી, હે ભાઈ મીમાંસક! બીજાના ઘરની ગુપ્ત વાત તેં કઈ રીતે જાણી ? અર્થાત્ પરકીય ઇન્દ્રિય જન્ય સાંવ્યવહારિક પ્રત્યક્ષથી કેવલજ્ઞાનનો બાધ થાય છે એ તમે કઈ રીતે જાણ્યું ?

**મીમાંસક :** ‘કેવળજ્ઞાનનું ખંડન કરવામાં સમર્થ એવું પ્રત્યક્ષ મને થયું છે’ એવું તેણે મને કીધું છે તેથી જાણ્યું છે.

**જૈન :** તમને જો બીજાના કથનમાં વિશ્વાસ હોય તો અમે પણ ઊંચા હાથ કરીને કહીએ છીએ કે–‘સકલ પ્રત્યક્ષ કેવળજ્ઞાનનું ખંડન કરનાર કોઈ પ્રત્યક્ષ છે જ નહીં’ તો અમારી તે વાતને તમે કેમ માનતા નથી ?

**મીમાંસક :** તમારું કથન પ્રમાણયુક્ત નથી માટે માનતા નથી.

**જૈન :** તો એ કહો કે–બીજાનું કથન કઈ રીતે પ્રમાણસિદ્ધ છે ? કારણ કે બીજો કોઇ પણ પોતાના પ્રત્યક્ષનું તમને પ્રત્યક્ષ કરાવી શકતો નથી અને વચનથી તો જેમ તે કહે છે તેમ અમે પણ કહીએ છીએ.

**મીમાંસક :** તેણે કહેલ અર્થમાં સંવાદ હોવાથી તેનું વચન પ્રમાણભૂત છે.

**જૈન :** તે સંવાદક જ્ઞાન પ્રત્યક્ષ છે કે અપ્રત્યક્ષ? વિગેરે વિકલ્પોની પુનઃ આવૃત્તિ કરવાથી ઊઠતી અનવસ્થા વેલને કઈ રીતે કાપી શકશો ? વળી, જ્ઞાન ઇન્દ્રિયોનો વિષય નથી માટે ઐન્દ્રિય પ્રત્યક્ષ સકલ પ્રત્યક્ષની વિધિ કે નિષેધમાં બિચારું તદ્દન મૂક છે. અર્થાત્ સકલ પ્રયત્ક્ષના વિધિ કે નિષેધમાં અસમર્થ છે. વળી, તમારા મતમાં અભાવનું પ્રત્યક્ષ થતું નથી, અને પ્રત્યક્ષથી અભાવનું જ્ઞાન થતું હોય તો અભાવ પ્રમાણનું તો સર્વસ્વ લુંટાઈ જવાથી તે બિચારું શું કરશે ? તો આ પ્રકારે પ્રત્યક્ષ પ્રમાણ કેવલજ્ઞાનનો બાધ કરવામાં સમર્થ નથી.

(प०) **सर्वत्रे**ति सर्वस्मिन् क्षेत्रे। **सर्वदे**ति सर्वस्मिन् काले। **इदमि**ति स्वकीयं प्रत्यक्षम्। **भवत्येवे**ति त्वय्येव। **तादृशः** इति तादृशस्य। **कथं वा परगृ**हेत्यादि गद्ये कथमेतत् त्वया ज्ञातं यदुतैतत् प्रत्यक्षं सर्वत्र सर्वदा तद्भावं [1]बाधते। परचेतोवृत्तीनां भवादृशां दुर्लक्ष्यत्वादेतन्न घटते इत्यर्थः। **तेने**ति परेण। **न खल्वयमि**ति अयं परकीयः समुल्लापः। **नन्वेवं प्रत्यक्षमप्रत्यक्षं वा संवादकं स्यादि**ति तद्वचसः प्रत्यक्षं संवादकमप्रत्यक्षं वेति योगः।

(टि०) **नैतत्पक्षद्वय**मित्यादि । **रूपिद्रव्ये**ति अवधिः । **मनोवर्गणे**ति मनःपर्यायः । **तद्बाधने** इति सकलप्रत्यक्षबाधने । **न तावत् प्रथममस्ये**ति अनिन्द्रियोद्भवस्य । **प्रातिभं त्वि**ति केवलं नास्तीति । अद्य मे महाप्रसादो भवितेत्यादि। एतत् प्रातिभमदृढं मानसप्रत्यक्षं दृढतरम्। **अत्र तदि**ति प्रत्यक्षं कर्म। **तदभावस्ये**ति तस्य सकलप्रत्यक्षस्याभाव इदानीमत्र। **इदमि**ति स्वीकीयं ज्ञानम्। **तदभावमि**ति केवलाभावम् । **भवती**ति त्वयि। **तादृक्षे**त्यादि। **तेने**ति जैमिनिना। **परकीय** इति जैमिनिसम्बन्धी।

**अथ तदुपदर्शिते** इति तेन जैमिनिनोपदर्शिते। **तद्वच** इति तस्य जैमिनिमुनेर्वाक्यम्। **तथात्वे** इति अभावस्य प्रत्यक्षप्रेक्षत्वे परचेतोवृत्तीनां भवादृशां दुर्लक्ष्यत्वाद् इत्यर्थः।

अप्रत्यक्षमपि प्रत्यक्षाभावमात्रम्, अपरप्रमाणरूपं वा प्रणिगद्येत ? आद्यं चेत्, तर्हि निद्राणदशायामम्भस्तम्भकुम्भाम्भोरुहाम्भोधरादिगोचरप्रत्यक्षाभावात् तेषामभावो भवेत्। द्वितीयं चेत्, भावस्वभावम्, अभावस्वभावं वा ? भावस्वभावमप्यनुमानं, शाब्दम्, अर्थापत्तिः, उपमानं वा ?।

अनुमानं चेत्, कस्तत्र धर्मी—सकलप्रत्यक्षम्, पुरुषो वा कश्चित् ? सकलप्रत्यक्षं चेत्, तत्रोपादीयमानः समस्तो हेतुराश्रयासिद्धतामाश्रयेत्, भवतस्तस्याऽप्रसिद्धेः। पुरुषोऽपि सर्वज्ञः, तदन्यो वा धर्मी वर्ण्येत ? सर्वज्ञश्चेत्, किं सर्वज्ञत्वेन निर्णीतः, पराभ्युपगतो वा ? निर्णीतश्चेत्, कथं तत्र तादृक्षप्रत्यक्षप्रतिक्षेपः प्रेक्षाकारिणः कर्तुमुचितः, तन्निर्णायकप्रमाणेनैव तद्बाधनात् ?

अथ सर्वज्ञत्वेन परैरभ्युपगतः पुमान् वर्धमानादिर्धर्मी, तर्हि किं तत्र साध्यम् नास्तित्वम्, असर्ववित्त्वं वा ? न तावद् नास्तित्वम्, तथाविधपुरुषमात्रसत्तायामुभयोरविवादात्, तथाऽव्यवहारपारमार्थिकापारमार्थिकत्व एव विप्रतिपत्तेः।

---

१ बाधेत मु।

असर्ववित्त्वं चेत् । कस्तत्र हेतुः—उपलब्धिः, अनुपलब्धिर्वा ? उपलब्धिश्चेत्, अविरुद्धोपलब्धिः विरुद्धोपलब्धिर्वा ? । अविरुद्धोपलब्धिस्तावद् व्यभिचारिणि, नित्यत्वनिषेधाभिधीयमानप्रमेयत्ववत् । विरुद्धोपलब्धिस्तु [1] किं स्वभावविरुद्धोपलब्धिः, विरुद्धव्याप्तोपलब्धिः, विरुद्धकार्योपलब्धिः, विरुद्धकारणोपलब्धिः, विरुद्धसहचराद्युपलब्धिर्वा स्यात् ? नाद्या, सर्वज्ञत्वेन साक्षाद् विरुद्धस्य किञ्चिज्ज्ञत्वस्य तत्र प्रसाधकप्रमाणाभावात् । नाग्रेतनविकल्पचतुष्टयमपि घटामटाट्यते । प्रतिषेध्यस्य हि सर्ववित्त्वस्य विरुद्धं किञ्चिज्ज्ञत्वम् । तस्य च व्याप्यं कतिपयार्थसाक्षात्कारित्वम्, कार्यं कतिपयार्थप्रज्ञापकत्वम्, कारणमावरणक्षयोपशमः, सहचरादि रागद्वेषादिकम् । न च विवादापेदाने पुंसि तेषामन्यतमस्यापि प्रसाधकं किञ्चित् प्रमाणं तवाऽस्ति, यतस्तदुपलब्धीनां सिद्धिः स्यात् ।

वक्तृत्वरूपाविरुद्धकार्योपलब्धिरस्त्येव तन्निषेधे साधनं साधिष्ठमिति चेत् । ननु कीदृग् वक्तृत्वमत्र विवक्षाञ्चक्रे, यत्सर्ववित्त्वविरुद्धस्य कार्यं स्यात्-प्रमाणविरुद्धार्थवक्तृत्वम्, तदविरुद्धार्थवक्तृत्वम्, वक्तृत्वमात्रं वा ? आद्यभिदायाम्, असिद्धं साधनम्, वर्धमानादौ भगवति तथाभूतार्थवक्तृत्वाभावात् । द्वितीयभिदि तु, नेयं विरुद्धकार्योपलब्धिः, किन्तु कार्योपलब्धिरेव तद्विधिसाधनी, धूमध्वजसिद्धिनिबन्धनोपन्यस्तधूमोपलब्धिवत् । तथा च विरुद्धो हेतुः । तृतीयभेदे त्वनेकान्तः, वक्तृत्वमात्रे सर्ववित्त्वकार्यत्वस्याविरोधात् ।

अनुपलब्धिरपि विरुद्धानुपलब्धिः, अविरुद्धानुपलब्धिर्वा ? विरुद्धानुपलब्धिस्तावद् विधिसिद्धावेव साधीयस्तां दधाति, अनेकान्तात्मकं वस्तु एकान्तस्वरूपानुपलब्धेः, इत्यादिवत् । अविरुद्धानुपलब्धिरपि स्वभावनुपलब्धिः, व्यापकानुपलब्धिः, कार्यानुपलब्धिः, कारणानुपलब्धिः, सहचराद्यनुपलब्धिर्वाऽभिधीयेत ? स्वभावानुपलब्धिरपि सामान्येन, उपलब्धिलक्षणप्राप्तत्वविशेषणा वा व्याक्रियेत ? पौरस्त्या तावत्, निशाचरादिना व्यभिचारिणी । द्वितीया पुनरसिद्धा, सर्ववित्त्वस्य स्वभावविप्रकृष्टत्वात् । व्यापकानुपलब्धिप्रभृतयोऽपि विकल्पा अल्पीयांसः, यतः सर्ववित्त्वस्य व्यापकं सकलार्थसाक्षात्कारित्वम्, कार्यमतीन्द्रियवस्तूपदेशः, कारणमखिलावरणविलयः, सहचरादि क्षायिकचारित्रादिकम् । न च तत्र तदनुपलब्धीनां सिद्धौ साधनं किञ्चित् तेऽस्ति, इत्यसिद्धा एवाऽमूः ।

अथ सर्वज्ञादन्यः कश्चिद् धर्मी, तर्हि तस्याऽसर्ववित्त्वे साध्ये सिद्धसाध्यता । तद् नानुमानं तद्बाधकम् ॥

અપ્રત્યક્ષને સકલ પ્રત્યક્ષનું બાધક કહો તો અપ્રત્યક્ષ એટલે પ્રત્યક્ષાભાવમાત્ર છે કે અન્ય પ્રમાણરૂપ અર્થાત્ પ્રત્યક્ષથી ભિન્ન પ્રમાણરૂપ છે ?

---

१ किं साक्षाद् विरु० मु ।

પ્રત્યક્ષાભાવ માત્ર કહો તો નિદ્રાવસ્થામાં જલ, સ્તંભ, કુમ્ભ (ઘટ), કમળ, મેઘ વિગેરેને વિષય કરનાર પ્રત્યક્ષનો અભાવ હોવાથી તે પદાર્થોનો પણ અભાવ થઈ જશે. અર્થાત્ પ્રત્યક્ષાભાવ માત્રથી પદાર્થાભાવ કહેશો તો નિદ્રાવસ્થામાં ઘટાદિ પદાર્થોનું પ્રત્યક્ષ થતું નથી, માટે જગતમાં ઘટાદિ પદાર્થોમાં અભાવની આપત્તિ આવશે.

અપ્રત્યક્ષ એટલે પ્રત્યક્ષથી ભિન્ન અન્ય પ્રમાણ—એ બીજો પક્ષ કહો તો તે પ્રમાણ ભાવસ્વરૂપ છે કે અભાવ સ્વરૂપ? ભાવસ્વરૂપ કહો તો તે અનુમાન, શાબ્દ–આગમ, અર્થાપત્તિ, કે ઉપમાન છે?

અનુમાન કહો તો તેમાં ધર્મી શું છે—કેવળજ્ઞાન છે કે કોઇ પુરુષ? અનુમાનનો ધર્મી કેવળજ્ઞાન હોય તો—તેમાં અપાતા બધા હેતુઓ આશ્રયાસિદ્ધ થશે. કારણ કે તમારા મતમાં હેતુના આશ્રયરૂપ કેવળજ્ઞાન જ અપ્રસિદ્ધ છે. અનુમાનનો ધર્મી પુરુષ હોય તો સર્વજ્ઞપુરુષ ધર્મી છે કે અસર્વજ્ઞપુરુષ? સર્વજ્ઞ પુરુષ હોય તો તેને તમોએ સર્વજ્ઞ તરીકે નિશ્ચિત કરેલ છે કે બીજાએ સ્વીકારેલ સર્વજ્ઞ પુરુષ છે? સર્વજ્ઞ તરીકે તમોએ નિશ્ચિત કરેલ પુરુષ ધર્મી હોય તો તેવા પુરુષમાં કેવળજ્ઞાનનો નિષેધ કરવો એ તમારા જેવા વિચારવાન્ માટે કઈ રીતે યોગ્ય છે? કારણ કે ધર્મીનો નિશ્ચય કરાવનાર પ્રમાણથી જ તમારો સકલ પ્રત્યક્ષનો નિષેધ બાધિત થાય છે. બીજા એટલે કે જૈનોએ સર્વજ્ઞ તરીકે સ્વીકારેલ વર્દ્ધમાનાદિ પુરુષને ધર્મી કહેતા હો તો તેમાં સાધ્ય શું છે—નાસ્તિત્વ કે અસર્વવિત્ત્વ? નાસ્તિત્વ તો કહી શકશો નહીં, કારણ કે—તેવા પુરુષની સત્તામાં તો વાદિપ્રતિવાદી ઉભય પક્ષને વિવાદ નથી. પરંતુ તેમને વિષે કરાતા સર્વજ્ઞત્વના વ્યવહારમાં વિવાદ છે. એટલે કે—સર્વજ્ઞત્વનો વ્યવહાર વાસ્તવિક છે કે અવાસ્તવિક–આમાં વિવાદ છે. અર્થાત્ વર્દ્ધમાન નામના પુરુષવિશેષ સર્વજ્ઞ છે, એમ અમે (જૈનો) કહીએ છીએ, અને તે સર્વજ્ઞ નથી એમ તમે કહો છો, એટલે સર્વજ્ઞત્વરૂપ સાધ્યમાં જ વિપ્રતિપત્તિ છે. પરંતુ ધર્મી—પક્ષરૂપ વર્દ્ધમાનને વિષે નથી. પરાભ્યુપગતપુરુષમાં સાધ્ય 'અસર્વવિત્ત્વ' કહો તો તેમાં હેતુ ઉપલબ્ધિ છે કે અનુપલબ્ધિ? ઉપલબ્ધિ હોય તો—અવિરુદ્ધોપલબ્ધિ છે કે વિરુદ્ધોપલબ્ધિ? અવિરુદ્ધોપલબ્ધિ કહો તો જેમ શબ્દના નિત્યત્વનો નિષેધક 'प्रमेयत्व' હેતુ વિપક્ષરૂપ આકાશાદિમાં પણ છે, તેથી તે વ્યભિચારી છે તેમ એ હેતુ પણ વ્યભિચારી છે. વિરુદ્ધોપલબ્ધિ કહો તો—તે સ્વભાવવિરુદ્ધોપલબ્ધિ, વિરુદ્ધવ્યાપ્તોપલબ્ધિ, વિરુદ્ધકાર્યોપલબ્ધિ, વિરુદ્ધકારણોપલબ્ધિ કે વિરુદ્ધસહચરાદિની ઉપલબ્ધિ છે? સર્વજ્ઞત્વનું સાક્ષાત્ વિરોધી કિંચિતજ્ઞત્વ છે. અને ઉપરોક્ત વર્દ્ધમાનરૂપ ધર્મીમાં એ કિંચિજ્-જ્ઞત્વને સિદ્ધ કરનાર કોઈ પણ પ્રમાણ મળતું નથી માટે સ્વભાવવિરુદ્ધોપલબ્ધિ કહી શકશો નહીં. વિરુદ્ધવ્યાપ્તોપલબ્ધિ આદિ ચારેય વિકલ્પો પણ કહી શકશો નહીં, કારણ કે નિષિધ્યમાન સર્વજ્ઞત્વનું વિરોધી કિંચિજ્જ્ઞત્વ છે, અને તે કિંચિજ્જ્ઞત્વનું વ્યાપ્ય છે—કતિપય અર્થનું સાક્ષાત્કારિત્વ, કાર્ય છે કતિપય અર્થનું પ્રજ્ઞાપન, કારણ છે આવરણનો ક્ષયોપશમ, અને સહચરાદિ છે રાગદ્વેષાદિ. અને

વિવાદાપન્ન વર્ધમાનાદિમાં આમાંનું કાંઈ પણ સાધનાર તમારી પાસે કોઈ પ્રમાણ નથી, જેથી કરીને તમે તે તે વિરુદ્ધઉપલબ્ધિઓની સિદ્ધિ કરી શકો.

**મીમાંસક**—કિંચિજ્જ્ઞત્વનું અવિરોધી કાર્ય વક્તૃત્વ ઉપલબ્ધ છે જ, જેથી કરીને સર્વજ્ઞત્વનો નિષેધ સિદ્ધ થાય છે. કારણ કે સર્વજ્ઞત્વનું વિરોધી કિંચિજ્જ્ઞત્વ છે અને તેનું અવિરોધી કાર્ય વક્તૃત્વ છે, માટે સર્વજ્ઞત્વના વિરુદ્ધના કાર્યની ઉપલબ્ધિ થવાથી સર્વજ્ઞત્વનો બાધ સિદ્ધ થાય છે.

**જૈન**—જેને તમે સર્વજ્ઞત્વના વિરુદ્ધનું કાર્ય માન્યું તે વક્તૃત્વ તમે કેવું માનો છો ? તે શું પ્રમાણથી વિરુદ્ધ અર્થનું વક્તૃત્વ છે, પ્રમાણથી અવિરુદ્ધ અર્થનું વક્તૃત્વ છે કે માત્ર વક્તૃત્વ છે ? પ્રથમ પક્ષ તો યુક્ત નથી. કારણ વર્ધમાનાદિમાં પ્રમાણથી વિરુદ્ધ વક્તૃત્વ છે જ નહીં અને જો પ્રમાણથી અવિરુદ્ધ વક્તૃત્વ માનો તો હેતુ વિરુદ્ધકાર્યોપલબ્ધિરૂપ બનતો નથી કારણ કે તેવું વક્તૃત્વ સર્વજ્ઞત્વથી વિરુદ્ધ જે કિંચિજ્જ્ઞત્વ છે તેનું કાર્ય તો હોય નહીં પણ સ્વયં સર્વજ્ઞત્વનું જ કાર્ય હોઈ તે હેતુ કાર્યોપલબ્ધિરૂપ થશે અને તે તો સર્વજ્ઞત્વનો નિષેધ નહીં પણ સર્વજ્ઞત્વની વિધિને જ સિદ્ધ કરશે. જેમકે-ધૂમોપલબ્ધિરૂપ હેતુ અગ્નિનો નિષેધ નહિ પણ તેની વિધિને જ સિદ્ધ કરે છે. આ રીતે તો તમારો આ હેતુ વિરુદ્ધ થઈ જશે. ત્રીજા વિકલ્પમાં માત્ર 'વક્તૃત્વ'રૂપ તમારો હેતુ વ્યભિચારી છે, કારણ કે-સર્વજ્ઞત્વના અવિરુદ્ધકાર્ય રૂપ છે, અર્થાત્ સર્વજ્ઞ કે અસર્વજ્ઞ સાથે કશો વિરોધ ન હોવાથી તે હેતુ વ્યભિચારી થશે તેથી કરીને અસર્વવિત્ત્વની સિદ્ધિમાં અવિરુદ્ધકાર્યોપલબ્ધિરૂપ હેતુ અસમર્થ છે.

**મીમાંસક**—વર્દ્ધમાનમાં સર્વજ્ઞત્વનો અભાવ છે, કારણ કે-તેમનું સર્વજ્ઞત્વ અનુપલબ્ધ છે, આ પ્રકારે અનુપલબ્ધિથી વર્દ્ધમાનમાં અસર્વવિત્ત્વ સિદ્ધ કરીશું.

**જૈન**—અહીં અનુપલબ્ધિથી તમોને વિરુદ્ધાનુપલબ્ધિ અભિપ્રેત છે કે અવિરુદ્ધાનુપલબ્ધિ ? વિરુદ્ધાનુપલબ્ધિ હોય તો તે સર્વજ્ઞત્વની સિદ્ધિમાં જ સમર્થ છે. જેમ કે-એકાન્તસ્વરૂપની અનુપલબ્ધિ હોવાથી વસ્તુ અનેકાન્તસ્વરૂપ છે. અને જો અવિરુદ્ધાનુપલબ્ધિ હોય તો તે સ્વભાવાનુપલબ્ધિ, વ્યાપકાનુપલબ્ધિ, કાર્યાનુપલબ્ધિ, કારણાનુપલબ્ધિ કે સહચરાદ્યનુપલબ્ધિ છે ? સ્વભાવાનુપલબ્ધિ હોય તો-સામાન્ય(નિર્વિશેષણ) છે કે ઉપલબ્ધિલક્ષણપ્રાપ્ત-દૃશ્યની અનુપલબ્ધિરૂપ છે ? સ્વભાવસામાન્યની અનુપલબ્ધિ હોય તો તે હેતુ વ્યભિચારી થશે. કારણ કે-જગતમાં અદૃશ્ય એવા પિશાચાદિની અનુપલબ્ધિને કારણે તેમનો અભાવ સિદ્ધ થતો નથી. ઉપલબ્ધિલક્ષણપ્રાપ્ત-દૃશ્યસ્વભાવની અનુપલબ્ધિરૂપ બીજો હેતુ હોય તો અસિદ્ધ છે, કારણ કે-સર્વવિત્ત્વ એ સ્વભાવવિપ્રકૃષ્ટ-સ્વાભાવે અમૂર્ત હોવાથી દૃશ્ય કહેવાય નહીં. એટલે તેની અનુપલબ્ધિ એ દૃશ્યાનુપલબ્ધિ નથી પણ અદૃશ્યાનુપલબ્ધિ છે. વ્યાપકાનુપલબ્ધિ આદિ બાકીના ચારે હેતુઓ તો તુચ્છ છે. કારણ કે-સર્વવિત્ત્વનું વ્યાપક સકલ પદાર્થને સાક્ષાત્કરવાપણું છે, કાર્ય અતીન્દ્રિય પદાર્થોનો ઉપદેશ છે, કારણ સમસ્ત આવરણનો ક્ષય છે, અને તેના સહચરાદિ ક્ષાયિકભાવના ચારિત્રાદિ છે. અને વર્દ્ધમાનાદિ ધર્મીમાં આ વ્યાપકાદિ ચારેની

અનુપલબ્ધિને સિદ્ધ કરનાર કોઈ પણ પ્રમાણ તમારી પાસે નથી માટે, આ ચારે અનુપલબ્ધિરૂપ હેતુઓ અસર્વવિત્ત્વની સિદ્ધિમાં અસિદ્ધ હેત્વાભાસો છે.

અને જો અનુમાનમાં ધર્મી (પક્ષ) તરીકે સર્વજ્ઞથી અન્ય પુરુષને માનશો અને તેમાં જો અસર્વવિત્ત્વ સિદ્ધ કરશો તો તે સિદ્ધનું જ સાધન થશે.

આ રીતે અનુમાન સકલપ્રત્યક્ષ–કેવળજ્ઞાનનું બાધક નથી.

(प०) **प्रत्यक्षाभावमात्रमि**ति सदपि इदानीं न दृश्यते एतावतैव नास्तीति गर्भः । **तस्ये**ति सकलप्रत्यक्षस्य । **तद्बाधनादि**ति तादृक्षप्रतिक्षेपबाधनात् ।

**तथाव्यवहारे**ति गद्ये सर्वज्ञत्वस्य यत् पारमार्थिकत्वमपारमार्थिकत्वं च तत्रैव विप्रतिपत्तेः । **अविरुद्धोपलब्धिस्तावद्व्यभिचारिणी**ति सर्वज्ञत्वेन सह यदविरुद्धं तस्योपलब्धिः । सा व्यभिचारिणी कार्यप्रसाधिका न भवतीत्यर्थः । यतो नास्त्यत्र शीतं वह्न्युपलम्भादिति [1]तद्विरुद्धोपलब्धिर्निषेधं गमयति, न पुनरविरुद्धोपलब्धिरिति यावत् । **स्वभावविरुद्धोपलब्धिरि**ति [2]निषेध्येन सर्ववित्त्वेन सह स्वभावविरुद्धं किंचिज्ज्ञत्वं तस्योपलब्धिः । **विरुद्धव्याप्तोपलब्धिरि**ति निषेध्येन सह विरुद्धं किंचिज्ज्ञत्वं तेन व्याप्तं कतिपयार्थसाक्षात्कारित्वं तस्योपलब्धिः । [3]**आद्येति** स्वभावविरुद्धोपलब्धिः । **तत्रे**ति वर्द्धमानादौ ।

**वक्तृत्वरूपे**त्यादिगद्ये **वक्तृत्वरूपाऽविरुद्धकार्योपलब्धिस्तन्निषेधे** सर्ववित्त्वनिषेधे साधिष्ठं साधनमस्त्येवेति योगः । **सर्ववित्त्वविरुद्धस्ये**ति किञ्चिज्ज्ञत्वस्य ॥ **द्वितीयभिदी**ति प्रमाणाविरुद्धार्थवक्तृत्वपक्षे । **किन्तु कार्योपलब्धिरि**ति । विरुद्धं किञ्चिज्ज्ञत्वम् । तस्य प्रमाणाविरुद्धार्थवक्तृत्वं न कार्यं यदुपलभ्येत, अपि तु साध्यस्य सर्वज्ञत्वस्य कार्यमिदं प्रमाणाविरुद्धार्थवक्तृत्वम्, तस्योपलब्धिरिति । **विरुद्धो हेतुरि**ति विपरीतसाधनात् । **वक्तृत्वमात्रेति**[4] वक्तृत्वमात्रं सर्ववित्त्वस्य कार्यं भवन्न विरुध्यते ।

**विरुद्धानुपलब्धिरि**त्यादि । अस्त्यत्र शीतं वह्न्यनुपलब्धेरतत्व च निषेधोऽभीष्टः । **असिद्धा एवामूरि**ति स्वभावानुपलब्ध्यादयः ।

(टि०) **तेषामि**ति स्तम्भकुम्भाम्भोरुहादीनाम् । **अनुमानं चे**दित्यादि । **तत्रे**ति अनुमाने । **तत्रे**ति सकलप्रत्यक्षे । **तस्ये**ति सकलप्रत्यक्षस्य । **तदन्य** इति तस्मात्सर्वज्ञादन्यो व्यतिरिक्तो मूर्खः कश्चित् । **तत्रे**ति सर्वज्ञे । **तादृक्षे**ति सकलप्रत्यक्षनिरासः । **तन्निर्णायके**ति सर्वज्ञनिश्चायकेन । **तद्बाधनादि**ति तादृक्षप्रत्यक्षप्रतिक्षेपबाधनात् ।

**तथाव्यवहारे**ति व्यवहारस्य सर्वज्ञत्वस्य पारमार्थिकेनेति वयं ब्रूमः । परमार्थेन सर्वज्ञोऽस्ति, त्वं भणसि नास्ति सर्वज्ञ इत्यत्रैव विवादात् । **व्यभिचारिणी**ति वक्तृत्वपुरुषत्वादिभिः । **विरुद्धसहचरादी**ति । आदिशब्दाद् विरुद्धपूर्वचरोपलब्धिः, विरुद्धोत्तरचरोपलब्धिश्च । **नाद्ये**त्यादि । **तत्रे**ति सर्वज्ञे । **तस्य** चेति किञ्चिज्ज्ञत्वस्य । **विवादापेदाने** इति विवादपदाधिरूढे सर्वज्ञे । **तेषामि**ति कतिपयार्थसाक्षात्कारित्वादीनां रागादीनां च । **अन्यतमस्ये**ति एकस्यापि । **यत** इति साधकप्रमाणात् । **तदुपलब्धीनामि**ति तस्य विरुद्धस्य

---

१ °ति च वि° ल । °ति विरु° मु । २ °रिति । अत्र प्रायः सर्वादर्शेषु साक्षाद्विरुद्धोपलब्धिरिति हेतुनामास्ति । तद्व्याख्या चाग्रेतनैवेति । निषे°–मुपञ्जिका । ३ नाद्येति मु क । ४ मात्रेणेति ल ।

किञ्चिज्ज्ञत्वस्य व्याप्याद्युपलब्धीनाम् । **तन्निषेधे** इति सर्वज्ञत्वनिवारणे । **आद्यभिदायामि**त्यादि । **तथाभूते**ति प्रमाणविरुद्धार्थस्य वक्तृत्वाऽसम्भवात् । साध्यस्य सर्वज्ञत्वस्य कार्यमिदं प्रमाणाविरुद्धवक्तृत्वं तस्योपलब्धिः । **इयमि**ति प्रमाणाविरुद्धार्थवक्तृत्वलक्षणा । **तद्विधी**ति सर्वज्ञविधिसाधनी । **सामान्येने**ति नास्ति सर्वज्ञोऽनुपलब्धेः । **यतः सर्वविद्त्वस्ये**त्यादि । **तत्रे**ति सर्वज्ञे । सर्वज्ञत्वेन सह यदविरुद्धं तस्योपलब्धिः । सा व्यभिचारिणी कार्यप्रसाधिका न स्यादित्यर्थः, यतो नास्त्यत्र शीतं वह्न्युपलम्भादितिवत् विरुद्धोपलब्धिर्निषेधं गमयति न पुनरविरुद्धोपलब्धिः । **तदनुपलब्धीनामि**ति सकलार्थसाक्षात्कारित्वाद्यनुपलब्धीनाम् ।

**अथ सर्वज्ञादि**त्यादि । **तस्ये**ति जडस्वभावस्य अस्माभिरप्यङ्गीक्रियत एवैतत् । **तद्बाधकमि**ति सकलप्रत्यक्षबाधनबद्धकक्षम् ।

नापि शाब्दम्, यतस्तदपौरुषेयम्, पौरुषेयं वा स्यात्? न तावदपौरुषेयम्, अपौरुषेयत्वस्य वचस्सु संभवाभावात् । पौरुषेयमपि केवलालोकाकलितपुरुषप्रणीतम्, तदितरपुरुषप्रणीतं वा? आद्यं कथं बाधकम्, विरोधात्? द्वितीये त्वसौ पुरुषः केवलालोकविकलाः सकलाः पुरुषपर्षदः प्रेक्षते, न वा? । प्राच्यपक्षे, कथं तत्प्रतिषेधः, तस्यैव तदाकलितत्वात्? द्वितीयेऽपि कथन्तराम्, तत्प्रणीतशब्दस्य पांशुलपादकोपदिष्टशब्दस्येव प्रमाणत्वासंभवात् ।

नाप्यर्थापत्तिस्तद्बाधिका, तदभावमन्तरेणानुपपद्यमानस्य प्रमाणषट्कनिष्टङ्कितस्यार्थस्य कस्यचिदसत्त्वात् ।

नाप्युपमानम्, तस्य सादृश्यमात्रगोचरत्वात् । तन्न भावरूपं प्रमाणं तद्बाधबद्धकक्षम् ।

અને શાબ્દ–આગમ પણ સકલપ્રત્યક્ષનું બાધક નથી કારણ કે તે જો બાધક હોય તો તે અપૌરુષેય છે કે પૌરુષેય? અપૌરુષેય આગમને બાધક તરીકે કહી શકશો નહીં. કારણ કે અપૌરુષેય વચન–શબ્દનો સંભવ જ નથી. પૌરુષેય આગમને બાધક તરીકે કહો તો તેની રચના કેવલજ્ઞાનયુક્ત પુરુષ દ્વારા થઈ છે કે કેવલજ્ઞાનરહિત પુરુષ દ્વારા? કેવલજ્ઞાની પુરુષ દ્વારા પ્રણીત આગમ કેવલજ્ઞાનનું બાધક કઈ રીતે થઈ શકશે? કારણ કે તેમ માનવામાં વિરોધ છે. કેવલજ્ઞાનરહિત અસર્વજ્ઞ પુરુષ દ્વારા પ્રણીત આગમ સકલપ્રત્યક્ષમાં બાધક હોય તો અમે પૂછીએ છીએ કે–આગમના રચયિતા તે પુરુષે બધા પુરુષો કેવળજ્ઞાન વિનાના જ છે એમ જાણ્યું છે કે નથી જાણ્યું? જો જાણ્યું હોય તો તો કેવળજ્ઞાનનો નિષેધ કરી શકે નહીં. કારણ કે–તે સ્વયં કેવળજ્ઞાન વિના બધા પુરુષોને જાણી જ કેવી રીતે શકે? અર્થાત્ જો જાણ્યા હોય તો તે સર્વજ્ઞ જ હોય. અને જો સ્વયં સર્વજ્ઞ હોય તો–કેવળજ્ઞાનનો નિષેધ કેવી રીતે કરે? બધા પુરુષો કેવળજ્ઞાન વિનાના જ છે, એવું જાણ્યા વિના જ કોઈ પુરુષે આગમની

રચના કરી છે, એ બીજો પક્ષ કહો તો પછી કેવળજ્ઞાનનો અભાવ કોઈ પણ રીતે સિદ્ધ થઈ શકશે જ નહીં. કારણ કે, તેવાનું વચન રસ્તે ચાલતા ગમારની જેમ પ્રમાણરૂપ સંભવે જ નહીં.

અર્થાપત્તિપ્રમાણ પણ સકલપ્રત્યક્ષ–કેવલજ્ઞાનનું બાધક નથી. કારણ કે કેવલજ્ઞાનના અભાવ વિના સિદ્ધ ન થઈ શકે એવો કોઈ પણ પદાર્થ છયે પ્રમાણથી સિદ્ધ નથી.

ઉપમાન પ્રમાણ પણ સકલપ્રત્યક્ષ–કેવલજ્ઞાનનું બાધક નથી. કારણ કે ઉપમાનનો વિષય સાદૃશ્યમાત્ર છે. આ પ્રમાણે ભાવરૂપ પ્રમાણ સકલપ્રત્યક્ષ–કેવલજ્ઞાનનો બાધ કરવામાં સમર્થ નથી.

(पं०) **कथंतरा**मित्यत्र कथंतरां तत्प्रतिषेध इति योगः ।

**सादृश्यमात्रगोचरत्वादि**ति असता च सादृश्यं नोपपद्यते ।

(टि०) **यतस्तदि**ति शाब्दम् । **तत्प्रतिषेध** इति सकलप्रत्यक्षनिषेधः । **तस्यैवे**ति पुरुषस्यैव । **तदाकलिते**ति केवलविकलसकलपुरुषपर्षद्ज्ञानात् । **कथन्तरामि**ति **तत्प्रतिषेध** इति सम्बन्धः । **तत्प्रणीते**ति तेन केवलालोकविकलसकलपुरुषपर्षदवलोककेनोपदिष्टध्वनेः । **पांशुले**ति पथिकः । पान्थवाक्यमप्रमाणम्, तस्याप्तत्वनिश्चयाभावात् द्यूतकारादिवाक्यवत् ।

**नाप्यर्थापत्तिरि**त्यादि । **तदभावमि**ति केवलाभावं विना ।

**तस्ये**त्युपमानस्य । **तद्बाधे**ति सकलप्रत्यक्षबाधने प्रभुभूषति ।

नाप्यभावरूपम्, तस्य सत्तापरामर्शिप्रमाणपञ्चकाप्रवृत्तौ सत्यां भावात् । न चासौ समस्ति, 'विवादास्पदं कस्यचित् प्रत्यक्षम्, प्रमेयत्वात्, पटवत्'–इति तद्ग्राहकानुमानस्य प्रवृत्तेः । तन्न बाधकभावात् सकलप्रत्यक्षाऽभावः ।

नापि साधकाभावात्, अनुमानस्यैव तत्साधकस्येदानीमेव निवेदनात् । इति सिद्धं करतलकलितनिस्तैलस्थूलमुक्ताफलायमानाकलितसकलवस्तुविस्तारं केवलनामधेयं संवेदनम् इति सिद्धमेवं केवलज्ञानम् ॥२३॥

અભાવરૂપ પ્રમાણ પણ સકલ પ્રત્યક્ષ–કેવલજ્ઞાનનું બાધક નથી. કારણ કે–સત્તાને વિષય કરનાર પાંચ પ્રમાણની પ્રવૃત્તિ ન હોય ત્યારે જ અભાવ પ્રમાણની પ્રવૃત્તિ હોય છે અને પાંચે પ્રમાણની પ્રવૃત્તિનો અભાવ તો અહીં નથી. કારણ કે અહીં અનુમાન પ્રમાણની પ્રવૃત્તિ છે જ. તે આ પ્રમાણે–વિવાદાસ્પદ સકલપ્રત્યક્ષ–કેવલજ્ઞાન કોઈને પણ પ્રત્યક્ષ છે, પ્રમેય હોવાથી, ઘટપટાદિની જેમ.

આ રીતે બાધક પ્રમાણને આધારે સકલ પ્રત્યક્ષનો અભાવ સિદ્ધ થતો નથી.

સાધક પ્રમાણના અભાવને કારણે પણ સકલ પ્રત્યક્ષનો અભાવ સિદ્ધ થતો નથી. કારણ કે કેવળજ્ઞાનનું સાધક અનુમાન પ્રમાણ આ પહેલાં અમે આપ્યું જ છે.

---

१ °निस्तुल°–मु ।

આ પ્રકારે હથેળીમાં રહેલ અનુપમ મોટા મોતીની જેમ સમસ્ત વસ્તુ સમૂહને જાણનાર 'કેવળ' એ નામનું જ્ઞાન સિદ્ધ થયું. માટે કેવળજ્ઞાન સિદ્ધ જ છે. ૨૩.

(प०) **विवादास्पदमि**ति सचराचरं विश्वम् ।

**निस्तले**ति [1]निस्तलशब्देन वर्तुलस्याख्या ।

(टि०) **तस्ये**ति अभावस्य प्रमाणपञ्चकाभावे प्रवृत्तेः ।

"प्रमाणपञ्चकं यत्र वस्तुरूपे न जायते ।

वस्तुसत्तावबोधार्थं तत्राभावप्रमाणता" ॥ [मीश्लो अभा० २] इति वचनात् । **न चासावि**ति प्रमाणपञ्चकाप्रवृत्तिः । **विवादास्पदमि**ति देशकालस्वभावविप्रकृष्टादिवस्तु । **कस्यचिदि**ति वर्द्धमानादेः । **तद्ग्राहके**ति प्रत्यक्षग्राहकम् । **तत्साधकस्ये**ति केवलज्ञानसाधकस्य ।

किन्तु कतरं पुरुषमेतदास्पदीकरोतीत्यत्राहुः—

## तद्वानर्हन् निर्दोषत्वात् ॥२४॥

§ १ तत् केवलं नित्यमस्यास्तीति नित्ययोगे मतुप् । निष्क्रान्तो दोषेभ्यो रागद्वेषाऽज्ञानलक्षणेभ्यो निर्दोषस्तद्भावस्तत्त्वं तस्मात् ।

प्रयोगः–अर्हन् सर्वज्ञः, निर्दोषत्वात्, यस्तु नैवं स नैवं यथा रथ्यापुरुषः, तथा चार्हन्, तस्मात् सर्वज्ञ इति ॥२४॥

પરંતુ એવું કેવળજ્ઞાન કયા પુરુષને વિષે આશ્રિત છે તેનું કથન–

**તદ્વાન અર્હન્ છે કારણ કે તે નિર્દોષ છે, ૨૪.**

§ ૧ તત્ એટલે કેવળજ્ઞાન જેમાં હોય તે તદ્વાન્ એટલે કેવલજ્ઞાનવાળા, અહીં નિત્યયોગમાં મતુપ્ પ્રત્યય થયો છે. રાગ, દ્વેષ, અજ્ઞાન આદિ દોષોથી જે મુક્ત છે, તે નિર્દોષ કહેવાય છે, અને નિર્દોષ હોવાથી અર્હન્ સર્વજ્ઞ છે.

અનુમાન પ્રયોગ-અર્હન્ કેવળજ્ઞાનવાળા-સર્વજ્ઞ છે, નિર્દોષ હોવાથી. જે સર્વજ્ઞ ન હોય તે નિર્દોષ ન હોય, જેમ કે-રથ્યાપુરુષ-શેરીનો માણસ, અર્હન્ નિર્દોષ છે માટે તે સર્વજ્ઞ છે. ૨૪.

निर्दोषत्वमस्य प्रसाधयन्ति—

## निर्दोषोऽसौ प्रमाणाऽविरोधिवाक्त्वात् ॥२५॥

§ १ प्रयोगः–अर्हन् निर्दोषः, प्रमाणाविरोधिवाक्त्वात्, यस्तु न निर्दोषः, स न तथा, यथा रथ्यापुरुषः, प्रमाणाविरोधिवाक् चार्हन्, ततो निर्दोष इति ॥२५॥

અર્હન્‌માં નિર્દોષત્વની સિદ્ધિ–

**અર્હન નિર્દોષ છે, પ્રમાણથી અવિરુદ્ધ વચનવાળા હોવાથી. ૨૫**

§ ૧ અનુમાન પ્રયોગ – અર્હન્ નિર્દોષ છે, પ્રમાણથી અવિરુદ્ધ બોલનાર હોવાથી, જે નિર્દોષ નથી તે પ્રમાણથી અવિરુદ્ધ બોલનાર નથી. અર્થાત્–પ્રમાણથી

---

१ निस्तुलं मु ।

વિરુદ્ધ બોલનાર છે. જેમકે – રથ્યાપુરુષ (શેરીનો માણસ). અર્હન્ પ્રમાણથી અવિરુદ્ધ વચનવાળા છે માટે નિર્દોષ છે. ૨૫.

प्रमाणाविरोधिवाक्त्वमेवाऽर्हतः प्रसाधयन्ति—

**तदिष्टस्य प्रमाणेनाऽबाध्यमानत्वात् तद्वाचस्तेनाविरोधसिद्धिः ॥२६॥**

§ १ तस्याऽर्हत इष्टस्य प्रतिपाद्यतया संमतस्याऽनेकान्ततत्त्वस्य, तद्वाच इत्यर्हद्वाचः । अर्हन् सर्वत्र प्रमाणाविरोधिवाक्, तत्र प्रमाणाबाध्यमानाभिमततत्त्वत्वात् । यस्याऽभिमतं तत्त्वं यत्र प्रमाणेन न बाध्यते, स तत्र प्रमाणाविरोधिवाक् । यथा रोगादौ भिषग्वरः । न बाध्यते च प्रमाणेनाऽर्हतोऽभिमतमनेकान्तादितत्त्वम् । तस्मात् तत्राऽसौ प्रमाणाविरोधिवाक् । इति सिद्धमर्हन्नेव सर्वज्ञ इति ॥

અરિહંતના પ્રમાણથી અવિરોધી વચનની સિદ્ધિ –

**તેમનાં ઇષ્ટ તત્ત્વો (સ્યાદ્વાદાદિ) પ્રમાણથી અબાધિત છે, માટે તેમની વાણીમાં પ્રમાણથી અવિરોધની સિદ્ધિ થાય છે. ૨૬**

§ ૧ તેમને એટલે અરિહંતને, ઇષ્ટ તત્ત્વ એટલે પ્રતિપાદન કરવાને સંમત અનેકાન્તવાદાદિરૂપ તત્ત્વ. તેમની વાણી એટલે અર્હન્‌ની વાણી.

અનુમાન પ્રયોગ – અર્હન્ સર્વત્ર પ્રમાણથી અવિરુદ્ધ વાણીવાળા છે, સર્વત્ર પ્રમાણથી બાધિત ન થાય તેવા અભિમત (ઇષ્ટ) તત્ત્વવાળા હોવાથી. જેનું અભિમતતત્ત્વ જ્યાં પ્રમાણથી બાધિત ન થાય ત્યાં તે પુરુષ પ્રમાણથી અવિરોધી વાણીવાળો હોય છે. જેમકે રોગાદિ વિષે ઉત્તમ વૈદ્ય પ્રમાણથી અવિરોધી વચનવાળો હોય છે. અર્હન્‌ને માન્ય અનેકાન્તવાદાદિરૂપ તત્ત્વ પણ પ્રમાણથી બાધિત થતું નથી. માટે તે – અનેકાન્તવાદાદિ તત્ત્વને વિષે અર્હન્ પ્રમાણથી અવિરોધી વાણીવાળા છે. આ રીતે અર્હન્ જ સર્વજ્ઞ છે, એ સિદ્ધ થયું.

(५०) **अर्हन्नि**ति गद्ये **तज्ञे**ति सर्वत्र ।

§ २ नन्वियं त्रिभुवनभवनान्तर्वर्तमानाऽन्तरितानन्तरितपदार्थप्रथात्वत्तीर्थनाथवृत्तिर्न भवति, यतो भूभूधरप्रभृतिपदार्थप्रबन्धविधानद्वारा प्रमथपतेरेवेयमुपपद्यते, यदेतदनुमानमत्र प्ररूप्यते न्यायतात्पर्यावबोधप्रधानमनोवृत्तिविद्वद्वृन्देन–विवादपदभूतं भूभूधरादि बुद्धिमद्विधेयम्, यतो निमित्ताधीनात्मलाभम् । यद् निमित्ताधीनात्मलाभं तद् बुद्धिमद्विधेयम्, यथा मन्दिरम् । तथा पुनरेतत् । तेन तथा ।

न तावद् निमित्ताधीनात्मलाभत्वं वादिनः, प्रतिवादिनो वाऽप्रतीतम्, यतो भूभूधरादेरात्मीयात्मीयनिमित्तव्रातनिर्वर्तनीयता भुवनभाविभवभृत्प्रतीतैव । नाऽपि दोलायमानवेदननिमित्तम्, मतिमन्निर्वर्तनीयेतराम्बरादिपदार्थतोऽत्यन्तव्यावृत्तत्वेन । नापि विरु-

द्धतावरोधदुर्धरम्, अम्बरादितोऽत्यन्तव्यावृत्तत्वेनैव । नाऽपि तुरीयव्याप्याभताप्रतिबद्धम्, इन्द्रियवेदनेन, अनुमाननाम्ना, राद्धान्ताऽभिधानेन वा मानेनाऽबाधिताऽभिप्रेतधर्मधर्म्यनन्तरप्रतिपादितत्वेन । नापि प्रत्यनुमानापमानतानिबन्धनम्, एतत्परिपन्थिधर्मोपपादनप्रत्यलानुमानाभावेन ।

ननु भवतीदं तावदनुमानं परिपन्थिधर्मोपपादनप्रत्यलम्, यथा—भूताऽधिभूः भूभूधरादिविधाता न भवति, वपुर्वन्ध्यत्वेन, निर्वृतात्मवत् । तदनवदातम्, यतोऽत्र त्रिनेत्ररूपो धर्मी धीधनेन प्रतिपन्नः, अप्रतिपन्नो वा प्ररूपितः ? न तावदप्रतिपन्नः, यदेवमाधारद्वाराऽप्रतीतत्वोपद्रवो वपुर्वन्ध्यताव्याप्योपनिपातीभवन् न निरोद्धुं तीर्यते । यदि पुनः प्रतिपन्नोऽयं धर्मी, तदा येन मानेन प्रतिपत्तिर्मन्मथप्रत्यर्थिनोऽभिधीयते, तेन तन्वादिविधानव्युत्पन्नमतेरेवेयमिति तत्रोपादीयमाना वपुर्वन्ध्यता बाधितवर्त्मैव—इति न नाम प्रवर्तितुं पर्याप्नोति । तदेवं निमित्ताधीनात्मलाभताव्याप्यमत्यन्तपूतरूपं पर्वतादेर्धीमद्धेतुताप्रतिपादनाऽवदातमेवेति ॥

§ २ **નૈયાયિક**–હે જૈનો ! ત્રણે લોકરૂપ ભવનમાં રહેલ અન્તરિત–વ્યવહિત સ્વર્ગ, મેરુ પર્વત વિગેરે, અને અનન્તરિત–અવ્યવહિત ઘટપટાદિ સમસ્ત પદાર્થનું જ્ઞાન તમને સંમત તીર્થંકર–અર્હન્‌માં ઘટી શકતું નથી. કારણ કે–પૃથ્વી–પર્વત આદિ પદાર્થોની રચનાદ્વારા પ્રમથપતિ–ઈશ્વર–શિવમાં જ તેવું જ્ઞાન ઘટી શકે છે, કારણ કે આ કથનને સિદ્ધ કરવા માટે ન્યાયના તાત્પર્યને જાણવાની મુખ્ય મનોવૃત્તિવાળા વિદ્વાનોએ આ પ્રમાણે અનુમાન પ્રયોગ કર્યો છે–વિવાદાસ્પદ ભૂભૂધરાદિ–પૃથ્વી-પર્વત આદિ બુદ્ધિમાન પુરુષે રચેલ છે. અર્થાત્ બુદ્ધિમાન્ પુરુષના કાર્યરૂપ છે, કારણ કે તેમની ઉત્પત્તિ નિમિત્તને અધીન છે. જેની ઉત્પત્તિ નિમિત્તને આધીન હોય છે, તે બુદ્ધિમાન્ પુરુષના કાર્યરૂપ હોય છે, જેમકે – મંદિર. આ ભૂ-ભૂધરાદિ પદાર્થો પણ તેવા જ છે. માટે બુદ્ધિમાન્ પુરુષના કાર્યરૂપ છે.

'નિમિત્તને આધીન ઉત્પત્તિ' એ હેતુ વાદી કે પ્રતિવાદી કોઈને પણ અપ્રસિદ્ધ નથી. કારણ કે–ભૂ-ભૂધરાદિ પદાર્થો પોત-પોતાના નિમિત્ત(કારણો)ના સમૂહથી ઉત્પન્ન થાય છે–આ વાત ત્રણે લોકના પ્રાણીઓને પ્રતીત જ છે. બુદ્ધિમાન્ પુરુષે બનાવેલ પદાર્થોથી ભિન્ન એવા આકાશાદિ પદાર્થરૂપ વિપક્ષમાંથી અત્યન્ત-વ્યાવૃત્ત હોવાથી અર્થાત્ આકાશાદિરૂપ વિપક્ષમાં રહેતો ન હોવાથી હેતુ વ્યભિચારી પણ નથી. આકાશાદિરૂપ વિપક્ષમાં સર્વથા–કોઈપણ પ્રકારે રહેતો ન હોવાથી હેતુ વિરુદ્ધ પણ નથી. પ્રત્યક્ષ, અનુમાન તથા આગમ પ્રમાણથી અબાધિત એવા, અભિપ્રેત ધર્મવાળા ધર્મીનું પ્રતિપાદન કરેલ હોવાથી ચોથા હેત્વાભાસ–કાલાત્યયાપદિષ્ટને કારણે બાધિત પણ નથી. પ્રસ્તુત સાધ્યથી વિરુદ્ધ ધર્મને સિદ્ધ કરવા સમર્થ એવા અનુમાનનો અભાવ હોવાથી પ્રત્યનુમાનને કારણે

---

१ तत्त्वा° मु ।

અપમાનિત થવાનું કારણ પણ આ હેતુમાં નથી અર્થાત્ સત્પ્રતિપક્ષ નામનો હેત્વાભાસ પણ અમારો હેતુ બનતો નથી.

**શંકા**–જરૂર બનશે કારણ કે સાધ્યથી વિરુદ્ધ ધર્મને સિદ્ધ કરવા સમર્થ અનુમાન છે. જેમકે-ઈશ્વર ભૂ-ભૂધરાદિના કર્તા નથી, શરીર રહિત હોવાથી, મુક્તાત્માની જેમ.

**સમાધાન**–એ કથન પ્રશંસનીય નથી. કારણ કે અમે તમને પૂછીએ છીએ કે-બુદ્ધિમાન્ તમોને ત્રિનેત્ર (ઈશ્વર) રૂપ ધર્મી પ્રતિપન્ન-પ્રસિદ્ધ છે કે અપ્રતિપન્ન ? અપ્રતિપન્ન તો કહી શકશો નહીં, કારણ કે-એમ કહેવાથી તો 'શરીરરહિતત્વ' રૂપ હેતુમાં આવી પડતો આશ્રયાસિદ્ધિ દોષ રોકી શકશો નહીં.

ધર્મી પ્રતિપન્ન છે એમ કહો તો જે પ્રમાણથી કામદેવના શત્રુ ઈશ્વરની સિદ્ધિ કરો છો તે જ પ્રમાણ દ્વારા શરીરાદિના વિધાનમાં વ્યુત્પન્નમતિ (દક્ષ-બુદ્ધિ)વાળા ઈશ્વરની સિદ્ધિ પણ થઈ જાય છે. તેથી ઈશ્વર વિષે કહેલ શરીર-રહિતત્વ હેતુ બાધિત થતો હોવાથી તે ઈશ્વરના કર્તૃત્વનો નિષેધ કરવા સમર્થ થઈ શકતો નથી. માટે 'નિમિત્તને આધીન ઉત્પત્તિ' એ હેતુ ઉપરોક્ત રીતે સર્વથા નિર્દોષ હોવાથી પર્વતાદિના ઉત્પાદમાં બુદ્ધિમાન્ નિમિત્ત છે અર્થાત્ બુદ્ધિમાન્ પુરુષ પર્વતાદિનો કર્તા છે-એવું સિદ્ધ કરવાને તે હેતુ સમર્થ છે.

(प०) **अन्तरिता** इति मेर्वादयः । **अनन्तरिता** इति घटपटादयः पदार्थाः । **त्वत्तीर्थनाथवृत्तिरि**ति त्वत्तीर्थनाथे वृत्तिरिति वर्त्तनं यस्येति विग्रहः । **भुवनभाविभवभृत्प्रतीते**ति । एतावता ते पदार्थाः कार्याः, यश्च कर्त्ता स ईश्वरः । **नापि दोलायमानवेदननिमित्तमि**ति अनैकान्तिकलक्षणदोषाकलुषितम् । **नापि तुरीयव्याप्याभताप्रतिबद्धमिति** कालात्ययापदिष्ट-हेत्वाभासत्वविवर्जितम् । **इन्द्रियवेदनेने**ति प्रत्यक्षेण । अनुष्णस्तेजोवयवी, कृतकत्वादितिवत् । **अनुमानेने**ति शुचि नरशिरःकपालं प्राण्यङ्गत्वाच्छङ्खशुक्तिवदितिवत् । **राद्धान्ताभिधानेने**ति आगमाख्येन । ब्राह्मणेन सुरा पेया द्रवत्वात् क्षीरवदितिवत् । **अबाधिताभिप्रेतधर्मधर्म्यनन्तर-प्रतिपादितत्वेने**ति । अबाधिताभिप्रेतधर्मश्चासौ धर्मी च । अबाधितं सन्नभिप्रेतो धर्मो यस्या-सावबाधिताभिप्रेतधर्मः–इत्येवं समासः । **नापि प्रत्यनुमानापमानता[1]निबन्धनमि**ति । नित्यः शब्दोऽनित्यधर्मानुपलब्धेः । एष प्रकरणसमः । एतद्विपरीतप्रत्यनुमानसम्भवाद् । एवं प्रकारप्रकरणसम-दोषास्पृष्टम् । **परिपन्थिधर्मोपपादनप्रत्यलमि**ति अविधेयत्वधर्मोपपादनक्षमम् ।

**आधारद्वारे**ति आश्रयद्वारेण । **अप्रतीतत्वोपद्रव** इति असिद्धतोपप्लवः । **तेने**ति मानेन । **तत्त्वादी**ति स्वकीयत[2]त्त्वादीति ज्ञेयम् ।

**धीमद्धेतुते**ति बुद्धिमद्विधेयत्वम् ॥

( टि० ) त्रयोदशाक्षरवादविवरणमतः प्रारभ्यते । परः शैवः प्रगल्भते पण्डितपर्षदि **नन्विय-मित्या**दि । **त्वत्तीर्थनाथे**ति तव जैनस्य संमते तीर्थकरे वर्द्धमानादौ स्थितिः । **प्रबन्धविधाने**ति सम्बन्धोत्पादनद्वारेण । **प्रमथपते**रिति ईश्वरस्यैव । **इयमि**ति पदार्थप्रथा । **यत** इति निमित्ता-धीनात्मलाभत्वात् कार्यत्वादित्यर्थः । **अप्रतीतमि**ति अनिश्चितत्वादसिद्धम् । **नापि दोले**ति नानैका-

१ °ननि° क । °ननानि° ल । २ तत्त्वा° मु ।

न्तिकत्वम्। पक्षसपक्षविपक्षव्यापकत्वाद्दोलावदाचरणं तन्न। **मतिमन्निर्वर्तनीये**ति बुद्धिमन्निष्पाद्येभ्य इतरेऽन्ये येऽम्बरादय आकाशात्मप्रमुखा नित्याः पदार्थसार्थास्तेभ्यो नितरां व्यावृत्तत्वात्। **नापि तुरीये**ति। व्याप्यो हेतुः। तदाभासता कालात्ययापदिष्टत्वम्। **इन्द्रिये**ति प्रत्यक्षेण ज्ञानेन। **राद्धान्ते**ति आगमप्रमाणेन। **प्रतिपादी**ति प्रतिपादितत्वात्। **नापि प्रत्यनुमाने**ति न प्रकरणसमत्वदूषितम्। **एतत्परी**ति एतद्धेतुतयोपादीयमानं निमित्ताधीनात्मलाभत्वम्। तस्य परिपन्थी शत्रुभूतो धर्मोऽकर्तृकस्तस्योपपादनप्रवणानुमानाभावात्।

**ननु भवती**त्यादि। **इदमि**ति वक्ष्यमाणलक्षणम्। **परिपन्थी**ति शत्रुभूतस्य धर्मस्य अकर्तृकत्वस्य जननसमर्थम्।

**भूताधिभूरि**ति भूतपतिरीश्वरः। **भूभूधरे**ति पृथ्वीपृथ्वीधरादिस्रष्टा न। **वपुरि**ति देहशून्यत्वात् निर्वृत्ति[ः] परमात्मवत्। **यतोऽत्रे**ति अनुमाने। **त्रिनेत्रे**ति इश्वररूपो धर्मी। **धीधने**ति बुद्धिमता भवता। **प्रतिपन्न** इति ज्ञातः। **आधारे**ति आश्रयद्वारेणानिश्चितत्वव्याघातः। **वपुर्वन्ध्यते**ति हेतुसमीपवर्त्ती भवन्। **तीर्यत** इति शक्यते। **यदि पुनरि**त्यादि। **अयमि**ति त्रिनेत्ररूपः। **येने**ति प्रत्यक्षादिप्रमाणेन। **मन्मथे**ति कामवैरिणो नीलकण्ठस्य। **तेनैवे**ति प्रमाणेन। **तन्वादी**ति शरीरजननकुशलबुद्धेरेव। **इयमि**ति वपुर्वन्ध्यता। **तत्रे**ति मृत्युञ्जये।

§ ३ तत्राभिधीयते—यदिदं तावत् निमित्ताधीनात्मलाभत्वं व्याप्यमालपितं तद् द्रव्यद्वारा, पर्यायद्वारा वा?—इति भेदोभयी। यद्याद्यः पन्थाः प्रथ्यते, तदानीमप्रतीतिर्नाम व्याप्योपतापः, यतो द्रव्यरूपतया पृथ्वीपर्वतादेर्नित्यत्वमेव प्रतिवादिनाऽभ्युपेयते।

ननु भूभूधराद्यमुत्पादवत्, अवयवित्वेन, यदेवं तदेवं यथेन्दीवरम्, अवयविरूपं पुनरिदम्, तदुत्पादवदेव—इत्यनुमानेन तन्नित्यता निर्मूलोन्मूलितैवेति। नैतद्धीमद्वृत्तिविधानप्रधानम्, यतो भूभूधरादेरवयवित्वमवयवारब्धत्वेन, यद्वाऽवयवव्रातवर्तमानतया मन्यते? न प्रथमविधा विबुधाऽवधानधाम, यतो न नामैतत्पृथ्वीपृथ्वीधरप्रभृतिद्रव्यमभूतपूर्वमवयववृन्देन निर्वर्तितमिति प्रतिवादिनः प्रतीतिर्विद्यते। यदि पुनरवयववृत्तिभेदोऽभिधीयते, तदानीमवयवत्वेन दोलायमानताऽत्र, यतो 'अवयवोऽयम्, अवयवोऽयम्' इतीत्थं बुद्धिवेद्यमवयवत्वमवयववितानवृत्ति भवति, न पुनरुत्पादपराधीनम्, नित्यत्वेन।

ननु नार्थोऽनेन दुर्भेदप्रबन्धप्रतिपादनेन, प्रतीतोऽयमवयवी तावद्वादिविततेरविवादेन पद्मपत्रपात्रदात्रादिरिति। न नाम न प्रतीतः, अपि त्वात्माऽपि तथा नियमेन प्रतीतो वर्तते, न पुनरुत्पादवानित्यनुमेयतत्तुल्यतद्विरुद्धवृत्तितोपद्रवः। यदि तु पर्यायद्वारा निमित्ताधीनात्मलाभत्वं भूभूधरादेरभिधीयते, तदा नरामरादिपर्यायद्वारोत्पद्यमानात्मनोऽपि बुद्धिमदुत्पाद्यत्वमापद्यते।

**જૈન** – ઈશ્વરની ભૂ-ભૂધરાદિના કર્તા–જગત્કર્તા તરીકેની સિદ્ધિ માટે તમોએ જે 'નિમિત્તાધીન ઉત્પત્તિ હોવાથી'–હેતુ કહ્યો તો તેમાં–ભૂભૂધરાદિની ઉત્પત્તિ દ્રવ્યદ્વારા એટલે દ્રવ્યરૂપે કહો છો કે પર્યાયરૂપે ? જો દ્રવ્યરૂપે ઉત્પત્તિ કહો તો

તમારા હેતુમાં અસિદ્ધિ ( અન્યતરાસિદ્ધિ ) નામનો દોષ આવશે કારણ કે અમે ભૂ-ભૂધરાદિને દ્રવ્યરૂપે નિત્ય માનીએ છીએ.

**નૈયાયિક**-ભૂ-ભૂધરાદિ ઉત્પત્તિમાન્ છે, અવયવી હોવાથી. જે અવયવી હોય તે ઉત્પત્તિમાન્ હોય છે, જેમકે કમળ. ભૂ-ભૂધરાદિ પણ અવયવી છે, માટે ઉત્પત્તિમાન્ છે-આ અનુમાનથી ભૂ-ભૂધરાદિની નિત્યતા મૂળમાંથી ઊખડી ગઈ.

**જૈન**-તમારું આ કથન ચતુર પુરુષના વ્યાપારને સૂચવતું નથી. કારણ કે તમે ભૂ-ભૂધરાદિને અવયવી માનીને તેમાં નિત્યતાનો નિષેધ કર્યો પણ અમે પૂછીએ છીએ કે ભૂભૂધરાદિ અવયવોથી ઉત્પન્ન થાય છે માટે અવયવી છે કે અવયવના સમૂહમાં રહે છે માટે અવયવી છે ? પ્રથમ પ્રકાર તો બુદ્ધિમાન્ પુરુષોએ ધ્યાનમાં લેવા જેવો નથી કારણ કે પૃથ્વી પર્વત આદિ દ્રવ્યો સર્વથા નવીનરૂપે અવયવના સમૂહથી ઉત્પન્ન થયાં છે-એવી અમોને પ્રતીતિ નથી અર્થાત્ અનાદિ કાલથી પૃથ્વીપર્વતાદિ કોઈ ને કોઈરૂપે વિદ્યમાન છે-એવી પ્રતીતિ અમને છે. અવયવના સમૂહમાં રહે છે માટે અવયવી છે-એ બીજો ભેદ કહો તો બધા અવયવોમાં રહેનાર અવયવત્વરૂપ સામાન્યથી હેતુ વ્યભિચારી બને છે. અર્થાત્ અવયવત્વ અવયવોમાં રહે છે છતાં અવયવી નથી એટલે જે અવયવોમાં રહે તે 'અવયવી' એમ કહી શકાય નહીં. કારણ કે, 'આ અવયવ છે, આ અવયવ છે' એ રીતે પ્રતીતિનો વિષય બનનાર અવયવત્વ અવયવના સમૂહમાં રહેનારું છે, છતાં તે ઉત્પત્તિને પરાધીન નથી અર્થાત્ ઉત્પન્ન થતું નથી, કારણ કે તે નિત્ય છે.

**નૈયાયિક**-આવા દુષ્ટ વિકલ્પોની જાળ કરવાની કંઈ પણ જરૂર નથી. કારણ કે પદ્મ, પત્ર, પાત્ર, દાત્ર (દાતરડું) આદિ અવયવી વાદિવૃન્દને કોઈ પણ વિવાદ વિના પ્રસિદ્ધ જ છે.

**જૈન**-અવયવી પ્રતીત નથી એમ નથી. પણ એમ તો આત્મા પણ વિવાદ વિના અવશ્ય પ્રતીત જ છે. છતાં તે ઉત્પત્તિમાન્ નથી. આ પ્રકારે 'અવયવ સમૂહમાં રહે છે' એ હેતુ અનુમેય (પક્ષરૂપ ભૂભૂધરાદિ), તત્તુલ્ય (સપક્ષરૂપ ઉત્પત્તિમાન્ અન્ય ઘટપટાદિ) તથા તદ્વિરુદ્ધ (વિપક્ષરૂપ ઉત્પત્તિ રહિત અવયવત્વરૂપ સામાન્ય) માં રહે છે, માટે તે હેતુ અનૈકાન્તિક છે. આમ તમારા હેતુ વડે પર્વતાદિની અનિત્યતા સિદ્ધ થતી નથી. માટે તેની દ્રવ્યરૂપે નિત્યતા સિદ્ધ જ છે.

જો પર્યાયરૂપે પૃથ્વી-પર્વતાદિની ઉત્પત્તિ નિમિત્તને આધીન છે-એમ કહો તો તે યોગ્ય નથી, કારણ કે મનુષ્ય-દેવ વિગેરે પર્યાયરૂપે આત્મા પણ ઉત્પન્ન થતો હોવાથી તેને પણ બુદ્ધિમાન્ દ્વારા જન્ય માનવાનો પ્રસંગ આવશે. અર્થાત્ આત્મા પણ બુદ્ધિમાને બનાવેલ છે એમ માનવું પડશે.

(૫૦) **प्रतिवादिने**ति जैनेन । **नैतद्धीमद्वृत्ती**त्यादि सूरिवाक्यम् । **अभूतपूर्वमि**ति । यथा किलाभूतपूर्वं घटादि अवयववृन्देन निर्वर्त्यते, तथा न पर्वतादि, सिद्धत्वात् तेषाम् । **प्रतिवादिन** इति जैनस्य । **अवयवत्वेने**ति अवयवत्वसामान्येन । **दोलायमानते**ति अनैकान्तिकता ।

**न नामे**ति आचार्यवाक्यम् । **तथे**ति अवयवित्वेन । **अनुमेये**ति भूभूधरादि । **तत्तुल्ये**ति घटादि । **तद्विरुद्धे**ति आत्मादि । **वृत्तितोपद्रव** इति पक्षसपक्षविपक्षेषु त्रिष्वपि वर्त्तमानोऽनैकान्तिकः–अनैकान्तिकत्वमित्यर्थः ।

(टि०) **तत्राभिधीयते** जैनैः । **निमित्ते**ति कार्यत्वम् । **व्याप्यमि**ति हेतुः । **आलपित**मिति अभिहितम् । **तद् द्रव्ये**ति तत् कार्यत्वं द्रव्यद्वारेण पर्यायद्वारेण[वा] ।

**अवयवित्वेने**ति अवयवित्वात् । **इदमि**ति भूभूधरादि । **तन्नित्यते**ति पृथ्वीपर्वतादिसनातनत्वम् । **नैतद्वृत्ती**( **नैतद्धीमद्वृत्ती**ति ) नैतच्चतुरचेतश्चमत्कारकारि । **अवयवे**ति अवयवैरारभ्यमाणत्वात्पर्वतादेः । यथा तन्तुभिः पटः क्रियते अवयवसमूहे वर्त्तमानत्वात्तस्य । यथा तन्तुषु पट इति वा । यथा किलाऽ**भूतपूर्वं** घटाद्य**वयववृन्देन** निर्वर्त्यते तथा पर्वतादयो **न,** अनादिसिद्धत्वात् तेषाम् । **अभूतपूर्व**मविद्यमानम् । **प्रतिवादिनो** जैनस्य । **यदि पुनरि**त्यादि । **अवयवत्वेने**ति अवयवसामान्येन वा अवयववृत्तित्वेन । **दोले**ति पक्षसपक्षविपक्षवृत्तित्वलक्षणानैकान्तिकत्वम् । **अत्र** हेतौ ।

**अनेन दुर्भेदे**ति दुष्टविकल्पोत्पादनेन ।

**न नामे**ति अवयवी प्रसिद्ध एव । **पुनरात्मापि** । **तथे**ति अवयवित्वेन । **अनुमेये**ति अनुमेयः पक्षः । **तत्तुल्यः** सपक्षः । **तद्विरुद्धो** विपक्षः । तत्र वृत्तित्वं पक्षसपक्षविपक्षवृत्तिलक्षणानैकान्तिकत्वम् ।

ननु नरामराद्युत्पादनप्रत्यलधर्माधर्मोत्पाद्यानुभवायतनभूता तथाविधा तनुरेवोत्पद्यते, न पुनरात्मा लवमात्रतोऽपि, अनादिनिधनत्वेन । यदि पुनरात्माऽप्युत्पत्तिविपत्तिधर्मा भवति, तदानीं भूतमात्रतत्त्ववादिमतापत्तिः, आत्मनः पूर्वोत्तरभवानुयायिनोऽभेदिनोऽनभ्युपेतत्वेनेति । तद् न बन्धुरम्, यतो यद्यात्मनोऽभिन्नरूपतैवाऽऽवेद्यते, तदान्यतरनरामरादिभववर्त्यैवाऽयमपरिमेयात्मीयानुभवनीयतत्तद्भवपर्यायप्रबन्धानुभवनेन द्वितीयादिभवानुभववान् न भवितुमुपपद्यते, वेद्यते त्वनेनेयं भवपर्यायपरम्परा; इति तद्रूपतयाऽयमुत्पत्तिमानिति नियम्यते । नाप्येवं भूतमात्रतत्त्ववादितापत्तिः, आत्मनो द्रव्यरूपतया नित्यताभ्युपायेन पूर्वोत्तरभवप्रतीतितः । तन्मतेन तु न नाम द्रव्यतया नित्यं वेदनं वर्तते, यतो भूतधर्मतयाऽनेन प्रतिपादितमेतत् । तथैतदनुमानधर्मीन्द्रियोद्भूतबोधेनाऽर्थतो बाध्यते, रूपं ध्वनिरपि नयनोत्थप्रथाप्रत्येयमित्यादिवत्, यतोऽत्र दोलायमानविधानतत्परनरव्यापारः पृथ्वीपृथ्वीधराभ्रतरुपुरन्दरधनुरादिर्भावव्रातो धर्मी प्ररूपितः, तत्र त्वभ्रतरुविद्युदादेरिदानीमप्युत्पद्यमानतया वेद्यमानतनोर्विधाता नोपलभ्यते ।

નૈયાયિક–મનુષ્ય અને દેવ વિગેરની ઉત્પત્તિમાં ધર્માધર્મ સમર્થ છે અને તમને જેનો અનુભવ થાય છે તે તો મનુષ્ય દેવ આદિના આશ્રયભૂત શરીરની ઉત્પત્તિનો જ અનુભવ થાય છે. આત્મા તો અંશ માત્રથી પણ ઉત્પન્ન થતો નથી કારણ કે તે અનાદિ અનંત–નિત્ય છે. વળી, આત્મા પણ ઉત્પત્તિધર્મ અને વિપત્તિધર્મવાળો હોય તો પૂર્વ અને આગામી ભવ(જન્મપરંપરા)માં

અનુયાથી એક અભિન્ન આત્મા નહીં માનવાને કારણે, ભૂતમાત્રને તત્ત્વરૂપ કહેનાર ચાર્વાકના મતનો પ્રસંગ આવશે.

**જૈન**– તમારું ઉપરોક્ત કથન યોગ્ય નથી. કારણ કે–આત્માને અભિન્ન એક-સ્વરૂપ માનવામાં આવે તો મનુષ્યભવ કે દેવભવ આદિ ભવમાંથી કોઈ પણ એક ભવમાં રહેલ આત્મા પોતાને અનુભવવા યોગ્ય તે તે અનેક નર–અમરાદિ ભવ-રૂપ અનેક પર્યાયોના વિસ્તારના અનુભવથી વંચિત રહેશે, બીજા, ત્રીજા વિગેરે ભવોના અનુભવવાળો થઈ શકશે નહીં. પરંતુ આત્મા ભવપર્યાય(જન્મપર્યાય)ની આ પરંપરાનો અનુભવ તો કરે છે. માટે પર્યાયરૂપે આત્મા ઉત્પત્તિમાન્ છે–એવો નિયમ છે. અને આમ આત્માને પર્યાયરૂપે ઉત્પત્તિમાન્ માનવાથી ચાર્વાક મતના સ્વીકારનો પ્રસંગ પણ આવતો નથી. કારણ કે આત્માને દ્રવ્યરૂપે નિત્ય-માનવાને કારણે આત્માને પૂર્વોત્તરભવની પ્રતીતિ–ભવ પરંપરાનો અનુભવ થાય છે. જ્યારે ચાર્વાક મતાનુસાર દ્રવ્યરૂપે પણ વેદન–અનુભવ જ્ઞાન નિત્ય નથી, કારણ કે ચાર્વાકે વેદનને ભૂતના ધર્મરૂપે માન્યું છે.

આથી, ઈશ્વરની સિદ્ધિ માટે નૈયાયિકોએ કરેલ અનુમાનનો ધર્મી ભૂ-ભૂ-ધરાદિ ઇન્દ્રિયજન્ય જ્ઞાન વડે એક અંશમાં બાધિત થાય છે. જેમકે કોઈ આવું અનુમાન કરે– ‘રૂપ તથા શબ્દ ચક્ષુઇન્દ્રિયજન્ય જ્ઞાનથી જાણવામાં આવે છે’ તો તેમાં ધર્મીનો એક અંશ શબ્દ ચક્ષુગ્રાહ્ય ન હોવાથી બાધિત છે. તેમ પ્રસ્તુતમાં પણ ધર્મી અંશતઃ ઇન્દ્રિયજન્ય પ્રત્યક્ષ જ્ઞાન વડે બાધિત છે, કારણ કે, એ અનુમાનમાં પૃથ્વી, પર્વત, મેઘ, તરુ, ઇન્દ્રધનુષાદિ પદાર્થસમૂહ ધર્મી તરીકે કહેલ છે, તેમાં પણ અંશતઃ પુરુષવ્યાપાર દ્વારા ઉત્પત્તિ સંદિગ્ધ છે. કારણ કે પૂર્વોક્ત ધર્મીનાં અંશભૂત વાદળાં (મેઘ), તરુ, વિદ્યુત વિગેરે પદાર્થો અત્યારે પણ ઉત્પન્ન થતાં ઇન્દ્રિય વડે જોવાય છે. પરંતુ તે પદાર્થોનો કર્તા કોઈ પુરુષ ઉપલબ્ધ થતો નથી.

(प०) **ननु नरामरे**ति गद्ये धर्माधर्मशब्देनादृष्टम् । **तथाविधा तनुरि**ति नराणां तादृशी तिरश्चां तादृशी । **तन्मते**ति गद्ये **वेदनमि**ति चेतना । **अनुमानधर्मी**ति भूभूधरादिरूपो धर्मी । **अर्द्धत** इति अर्द्धत एकदेशेऽभ्रतरुप्रभृतौ प्रत्यक्षबाधः । **दोलायमाने**ति गद्ये **दोलायमानो विधानतत्परनरव्यापारो** यस्मिन् स तथाविधः—संदिग्धकर्तृक इत्यर्थः । **वेद्यमानतनो**रिति दृश्यशरीरस्य ।

(टि०) **अनुभवे**ति आत्मनो भोगायतनभूता । **तथाविधे**ति नरामरादिरूपा । **भूतमात्रे**ति भूतचतुष्टयवादिनो नास्तिकस्य मतप्रसङ्गः । **अभेदिन** इति एकाकिनः । **अनभ्युपेते**ति अनङ्गीकृतत्वात् । **अभिन्नरूपते**ति एकस्वभावता । तदाऽन्यतरस्मिन्नैकस्मिन्नरभवेऽमरभवे वा वर्तमानः । **अयमि**ति आत्मा । **अपरिमेये**ति अपरिमितानामपराणां स्वकीयानुभवनीयानां नरामरादिभवपर्यायाणाम् । **अनेने**ति आत्मना । **तद्रूपतये**ति भवपर्यायवेदनरूपतया । **अयमि**ति आत्मा । **नियम्यते** इति निश्चीयते **भूतमात्रे**ति नास्तिकत्वम् । **तन्मतेने**ति चार्वाकाभिप्रायेण ॥

**अनेने**ति लोकायितेन । **एतदि**ति वेदनम् । **तथैतदि**त्यादि । एतस्य नैयायिकप्रतिपन्नस्याऽनुमानस्य धर्मी भूभूधरादिकं बुद्धिमद्विधेयमित्यत्र । **इन्द्रिये**ति प्रत्यक्षेण । **अर्द्धत** इति

अंशेनेत्यर्थः। **दोलायमाने**ति दोलायमानो विधानतत्परनरव्यापारो यत्र स तथा सन्दिग्धकर्तृक इत्यर्थः। **भावव्रात** इति पदार्थसंघातः। **तत्रे**ति भावव्राते।

ननु भवत्येव बाधेयं यद्येतद्विधानावधानप्रधानः पुमानिन्द्रियप्रभवप्रभा[1]लम्बनीभूतोऽभ्युपेतो भवति, यावताऽतीन्द्रियोऽयम्, इति नायमुपद्रवः प्रभवति। तदनभिधानीयम्, यतो व्याप्तिप्रतिपादनप्रत्यलं मानमत्रेन्द्रियद्वारोद्भूतं वेदनं तवाभिमतम्, धूमानुमानवत्। धूमानुमा[2]नेऽपि न पारावारोद्भवौदर्यतनूनपात्तदितरतनूनपात्तुल्यत्वेन व्याप्तिः प्रतीता– इतीन्द्रियोद्भववेदनवेद्यभावालम्बनेनैवाऽनेनाऽनुमानेन भवितव्यम्। अन्यथा तु तेन व्याप्ति प्रतीतिर्दुरुपपादैव। ततोऽपि तत्र व्याप्त्यनालम्बनीभूतेन तेन बुद्धिमन्निमित्तेनाऽनुमेयताऽपि नाद्रियते। तथात्वेन प्रतिपादितं त्वेतदत्रेन्द्रियबोधावबोध्यतया नियमेनाभ्युपेतव्यम्। यदि तु तथाभ्युपेयते, तदा नैतद् निमित्तं तरुविद्युदादेरुपलभ्यते, ततोऽनेन वेदनेनाऽत्र बाधो भवत्येव।

ननु धूमानुमानप्रत्याय्यतनूनपातोऽप्येवमनेन वेदनेन बाधो भवति, यतो न तत्रापि विधीयमानानुमानेन प्रमात्रा तनूनपादिन्द्रियवेदनेन वेद्यते। तदमनोरमम्, यतोऽत्रानुमातुर्व्यवधिर्विद्यते, व्यवधिमान् पुनः पदार्थो नेन्द्रियालम्बनीभवति, इति तदनालम्बनीभूतः पर्वततनूनपाद् न तेन बाधितुं पार्यते। यदा पुनः प्रमाता तत्र प्रवृत्तो भवति, तदानीमव्यवधानवानयं तनूनपात् तेनोपलभ्यते। तरुविद्युल्लताभ्रादि बुद्धिमन्निमित्तं तु तत्र प्रवर्तमानेनाऽपि नितरामवधानवताऽपि नोपलभ्यते। ततो भवति तत्रेन्द्रियोद्भवबोधबाधेति। ततोऽपि तथाविधधर्म्यनन्तरनिमित्ताधीनात्मलाभत्वंरूपव्याप्य- प्रतिपादनेन त्वन्मतेन तुरीयव्याप्याभत्वोपनिपातः। मन्मतेन त्वन्तर्व्याप्तेरभावेनानियतप्रतिपत्तिनिमित्तताऽत्र व्याप्यपराभूतिः।

**નૈયાયિક**–પૃથ્વી પર્વતાદિ પદાર્થની રચના કરનાર પુરુષ જો ઇન્દ્રિયજન્ય જ્ઞાનનો વિષય માનેલ હોય તો જ ઉપરોક્ત અંશતઃ બાધરૂપ દોષ આવે. પરંતુ અમોએ તે પુરુષને અતીન્દ્રિય માનેલ છે, માટે ઉપરોક્ત દોષ નથી.

**જૈન**–આમ પણ કહી શકશો નહીં, કારણ કે–ધૂમવડે થતા અનુમાનની જેમ આ અનુમાનમાં પણ વ્યાપ્તિના પ્રતિપાદનમાં સમર્થ પ્રમાણ તો તમોને ઇન્દ્રિય-જન્ય જ્ઞાન જ ઇષ્ટ છે. ધૂમાનુમાનમાં પણ વડવાગ્નિ અને જઠરાગ્નિ તથા તેથી ભિન્ન અન્ય પાર્વતીય અગ્નિ એ બધાની સમાનરૂપે વ્યાપ્તિ પ્રસિદ્ધ નથી. અર્થાત આપણે ધૂમ વડે જે અગ્નિનું અનુમાન કરીએ છીએ તે અગ્નિ વડવાગ્નિ અને જઠરાગ્નિ સાથે અગ્નિત્વને કારણે તુલ્ય હોવા છતાં ધૂમ સાથે જે અગ્નિની વ્યાપ્તિ-

---

१ प्रभावाल० मु। २ धूमानुमानेनापि-मु। धूमानुमितेरपि मुपा। द्रष्टव्यः स्याद्वादरत्नाकरः पृ० ४२३॥

ગૃહીત છે, તે અગ્નિ વડવાનલ અને જઠરાગ્નિથી વિલક્ષણ જ છે. અને એવા વિલક્ષણ અગ્નિનું જ ધૂમથી જ્ઞાન થાય છે, નહીં કે વડવાનલાદિ બધા પ્રકારની અગ્નિનું. માટે આ અનુમાન પણ ઇન્દ્રિયજન્ય પ્રત્યક્ષ જ્ઞાનના વેદ્ય પદાર્થને જ વિષય કરનાર હોવું જોઈએ. જો એમ ન માનો તો ઇન્દ્રિયજન્ય પ્રત્યક્ષ જ્ઞાનથી વ્યાપ્તિની પ્રતીતિ દુર્ઘટ બની જશે. અર્થાત્ વ્યાપ્તિ પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ નહીં થાય. તેથી કરીને પ્રસ્તુત અનુમાનમાં વ્યાપ્તિનો વિષય નહીં થયેલ એવા (અદૃશ્ય) બુદ્ધિમજ્જન્યત્વની અનુમેયતા (સાધ્યતા) આદરણીય નથી, અર્થાત્ અદૃશ્ય અનુમેય સાધ્ય બની શકતું નથી. પરંતુ બુદ્ધિમન્નિમિત્તને પૂર્વોક્ત અનુમાનમાં અનુમેય-સાધ્યરૂપ કહેલું તો છે. માટે બુદ્ધિમત્કર્તૃત્વને ઇન્દ્રિજન્યજ્ઞાનના વિષય તરીકે અવશ્ય માનવું જ જોઈએ.

અને જો તે પ્રકારનું બુદ્ધિમજ્જન્યત્વ માનવામાં આવે તો પછી એવું બુદ્ધિમજ્જન્યત્વ તરુવિદ્યુદાદિમાં ઉપલબ્ધ થતું નથી. માટે પૂર્વોક્ત અનુમાનના ધર્મીમાં અંશથી આ ઇન્દ્રિયવેદન દ્વારા બાધ થાય છે.

**નૈયાયિક**—ધૂમહેતુથી જાણવા યોગ્ય અગ્નિ પણ પ્રત્યક્ષથી દેખાતો નથી. તો તે પણ આ ઇન્દ્રિયજન્ય વેદન જ્ઞાનથી અંશતઃ બાધિત થશે. કારણ કે– અગ્નિ-વિષયક અનુમાનમાં પણ અનુમાન કરનાર પ્રમાતાને અગ્નિનું ઇન્દ્રિયજન્ય (પ્રત્યક્ષ) જ્ઞાન થતું નથી.

**જૈન**—તમારું આ કથન પણ મનોહારી નથી. કારણ કે--આ અનુમાનમાં તો અનુમાન કરનાર પુરુષને અગ્નિ સાથે વ્યવધાન છે. અર્થાત્ અનુમાન કરનાર પુરુષને અગ્નિ સાથે સાક્ષાત્ સંબંધ નથી. અને વ્યવધાનવાળો પદાર્થ ઇન્દ્રિ-યનો વિષય થતો નથી, એટલે પર્વતનો જે અગ્નિ ઇન્દ્રિયનો વિષય જ બન્યો નથી, તેનું જો ઇન્દ્રિય પ્રત્યક્ષ ન થાય તો તેથી તેમાં કશો બાધ થઈ શકતો નથી. કારણ કે પ્રમાતા પુરુષ જ્યારે વળી પર્વત પ્રદેશમાં પ્રવૃત્તિ કરે છે, ત્યારે તે વ્યવધાન વિનાના અગ્નિને પ્રત્યક્ષથી જાણી પણ શકે છે. પરંતુ તરુ વિદ્યુલ્લતા મેઘાદિ પદાર્થના બુદ્ધિમન્નિમિત્તને તો તેમાં પ્રવૃત્તિ કરનાર અને સતત સાવધાન છતાં પ્રમાતા જોઈ જ શકતો નથી. અર્થાત્ પ્રમાતા વૃક્ષાદિમાં બુદ્ધિમત્કર્તાને ઇન્દ્રિય પ્રત્યક્ષથી ક્યારેય સાક્ષાત્ જાણી શકતો જ નથી. માટે તમારા પૂર્વોકત અનુમાનો ધર્મી ઇન્દ્રિયજન્ય વેદનથી અંશતઃ બાધિત છે–એ અમારું કથન યુકિતયુકત સિદ્ધ થયું.

તેથી ઉપર પ્રમાણે પ્રત્યક્ષ પ્રમાણથી ધર્મી બાધિત (દૂષિત) થયા પછી 'ઉત્પત્તિ નિમિત્તને આધીન હોવાથી' એ હેતુનું કથન કરવાને કારણે તમારા મતાનુસાર ચોથો હેત્વાભાસ એટલે કાલાત્યયાપદિષ્ટ નામનો એ હેત્વાભાસ થયો. અને અમારા મતે તો અન્તર્વ્યાપ્તિ ન હોવાથી અનિયત પ્રતિપત્તિનું નિમિત્ત બનવાને કારણે તે હેતુ અનૈકાન્તિક છે. એટલે કે હેતુ વ્યભિચારી હોવાથી તેનો પરાભવ છે.

(प०) **इन्द्रियप्रभवप्रभालम्बनीभूत** इति नायनरश्म्याश्रयीभूतः। **उपद्रव** इति एकदेशे प्रत्यक्षबाधः। **व्याप्तिप्रतिपादनप्रत्यलमि**ति। अनुमानं हि गृहीतव्याप्तिकं प्रवर्त्तते। व्याप्तिश्च प्रत्यक्षेण गृह्यते भवता[1]। **तवे**ति नैयायिकस्य। **इन्द्रियोद्भवे**त्यादि गद्ये वेद्यशब्देन दृश्यम्। **अन्यथे**ति [2]दृश्यत्वाभावे। **तेने**ति इन्द्रियवेदनेन। **ततोऽपी**ति ततश्च। **तत्रे**ति अनुमाने। **तेन बुद्धिमन्निमित्तेने**ति अदृश्येन बुद्धिमता कर्त्रा। **अनुमेयता नाद्रियत** इति व्याप्त्यनालम्बनीभूतं साध्यं न भवतीत्यर्थः। **तथात्वेने**ति व्याप्त्यालम्बनत्वेन। **एतदि**ति बुद्धिमन्निमित्तम्। **इन्द्रियबोधावबोध्यतये**ति प्रत्यक्षग्राह्यतया। **तथे**ति इन्द्रियबोधावबोध्यतया।

**विधीयमानानुमानेने**ति बहुव्रीहिः। **तद्नालम्बनीभूत** इति इन्द्रियानाश्रयीभूतः। **तेने**ति इन्द्रियवेदनेन। **बुद्धिमन्निमित्तमि**ति बुद्धिमच्च तन्निमित्तं च। **तथाविधधर्मे**त्यादि गद्ये **तथाविध** इति प्रत्यक्षबाधितः। **व्याप्यशब्देन** हेतुः। **तुरीयव्याप्याभत्वोपनिपात** इति कालात्ययापदिष्टोपनिपातः। **अनियतप्रतिपत्तिनिमित्तते**ति अनैकान्तिकत्वम्—निमित्ताधीनात्मलाभत्वमपि भविष्यति, बुद्धिमद्विधेयत्वमपि न भविष्यति—इति भावः।

(टि०) **ननु भवती**त्यादि। **एतद्विधाने**ति भूभूधरादिजनकः। **इन्द्रियप्रभवे**ति प्रत्यक्षज्ञानविलोकनीयः। **मानमि**ति प्रमाणम्। **इन्द्रियद्वारे**ति प्रत्यक्षज्ञानम्। न हि प्रत्यक्षज्ञानमन्तरेण त्वन्मतेऽपि व्याप्तिः संभवति। **पारावारे**ति वडवानलः। **औदर्ये**ति जठरसंभूतवह्निः, तयोरितरः सामान्यः पर्वतावष्टब्धो वा, तेषां सामान्येन। **इन्द्रियोद्भवे**ति प्रत्यक्षज्ञानज्ञेयपदार्थाधारश्रितेन। **अन्यथे**ति दृश्यत्वाभावे। **तेने**ति ऐन्द्रियज्ञानेन। **ततोऽपी**ति ततश्च। **तत्रे**ति साधने। **व्याप्त्यनालम्बे**ति अदृश्येन बुद्धिमत्कर्त्रा। **अनुमेये**ति व्याप्त्यनालम्बनीभूतं साध्यं न भवतीत्यर्थः। **तथात्वेने**ति अनुमेयतया। **एतदि**ति बुद्धिमन्निमित्तम्। **अत्रे**ति अनुमाने। **इन्द्रियबोधे**ति प्रत्यक्षवेदनवेद्यतया। **यदि तु तथे**ति प्रत्यक्षज्ञेयतया। **एतदि**ति बुद्धिमत्पूर्वकम्। **ततोऽनेने**ति ऐन्द्रियप्रत्यक्षेण। **अत्रे**ति अनुमानधर्मिणि अंशेन।

**अनेने**ति ऐन्द्रियप्रत्यक्षेण। **तत्रापी**ति कृशानुविषयाऽनुमानेपि। **विधीयमाने**ति विधीयमानमनुमानं येन स तथा तेनाऽत्र बहुव्रीहिः। **तदनालम्बे**ति इन्द्रियगोचरातीतः। **तेने**ति ऐन्द्रियेण। **यदा पुनरि**त्यादि। **तत्रे**ति वह्निमत्पर्वतादिप्रदेशे। **तेने**ति प्रमात्रा। **तत्रे**ति तरुमूलोपविष्टेनाऽपि। **तत्रे**ति वृक्षादौ बुद्धिमन्निमित्तपूर्वके साध्ये। **इन्द्रियोद्भवे**ति प्रत्यक्षज्ञानबाधा। **तथाविधे**ति प्रत्यक्षबाधितधर्मधर्म्यनन्तरम्। **व्याप्येति** हेतुप्ररूपणात्। **तुरीयेति** त्वत्तर्काभिप्रायेण कालात्ययापदिष्टहेत्वाभासोपद्रवः। **मन्मतेने**ति मम तर्क-परितर्कणन्यायेन। **व्याप्यपराभूति**रिति अनैकान्तिकत्वमित्यर्थः।

तथेदं निमित्ताधीनात्मलाभत्वं यदि तन्मात्रमेव व्याप्यत्वेन प्रतिपाद्यते, तदा नाभिप्रेतपदार्थप्रतीतिनिर्वर्तनपर्याप्तमनुपलब्धपूर्वोत्पत्तिव्यापारेन्द्रमूर्ध्नो मर्त्यपूर्वत्वप्रतीत्यर्थोपात्तमृन्मयत्ववत्। न नाम निपेन्द्रमूर्ध्नो मृन्मयत्वमपि भिद्यते। ननु यद्यपि मृन्मयत्वं तुल्यमेवोभयत्रापि, तथापि नेन्द्रमूर्धाऽन्यो मानवपूर्वत्वेन प्रतीतो विद्यते। ततो विवादपदापन्नोऽप्ययं तत्तुल्यत्वेन न मर्त्यनिर्वर्त्यो भवति। तद् नावदातम्, यतोऽत्रापि न भूभृ-

१. भवताम्—मु २. अदृश्य° इति पाठो मुद्रिते प्रतौ च।

धरभुवनादिप्रायः पदार्थोऽन्यो बुद्धिमन्निमित्तोपेतः परिभावितो वर्तते । ततो विवादपद्धति-प्रतिबद्धोऽप्ययं न तथा भवितुं लभते ।

ननु निपादिर्विद्यते बुद्धिमन्निमित्तोपेतः परिभावितः, अतो विवादापन्नोऽपि तथाऽनुमातुमनुरूपः । तदवद्यम्, यतोऽन्यत्रापि निपादिरेव मानवनिर्वर्त्यो विभावितो विद्यते, ततः पुरन्दरमूर्ध्नाऽपि तन्निर्वर्त्येन नितरां भवितव्यम् । ननु नरनिर्मितनिपादितः पुरन्दरमूर्ध्नो वैरूप्यमुपलभ्यते, ततो न तत्र मर्त्यनिर्वर्त्यतानुमानमुपपन्नम् । यद्येवम्, तदानीमेतद् वैरूप्यं निपादितो भूभूधरभुवनादेरपि परिभाव्यते, यतो निपादिनाऽनुपलब्धबुद्धिमद्-व्यापारात्मनाऽप्युपलब्धेन नियमतो निर्वर्तितोऽयं मतिमतेति बुद्धिरुत्पाद्यते, न पुनर्भुव-नादिना । ततो न निमित्ताधीनात्मलाभत्वमात्रं बुद्धिमद्धेतुत्वप्रतीतिविधानबन्धुरम् ।

यदा तु धरित्रीधरित्रीधरत्रिभुवनादिविधानं न प्रतीतम्, तदानीं त्रिनयनो भुवनभवनान्तर्भाविभावव्रातप्रद्योतनप्रबलवेदनप्रदीपवान्, इति निर्धनदानमनोरथप्रथैवेय-मिति ॥

§४ त्यादिवचनद्वयेन स्यादिकवचनत्रयेण वर्णैस्तु ।

त्रिभिरधिकैर्दशभिरयं व्यधायि शिवसिद्धिविध्वंसः ॥१॥२६॥

(ति, ते । सि, टा, ङस् । तथदधन । पबभम । यरलव ।)

વળી, કોઈ પણ વિશેષણ વિના 'નિમિત્તાધીનાત્મલાભત્વ' માત્ર એટલો જ હેતુ કહો તો તે તમને અભિપ્રેત પદાર્થની પ્રતીતિ કરાવી શકશે નહીં. જેમ કે જેની ઉત્પત્તિનો વ્યાપાર પૂર્વે જાણ્યો નથી એવા રાફડામાં 'મનુષ્યજન્યત્વ' સિદ્ધ કરવાને મૂકેલ 'મૃન્મયત્વ' હેતુ. અહીં ઘડા અને રાફડાના 'મૃન્મયત્વ' માં કંઈ ભેદ નથી અર્થાત્ 'રાફડો માનવકૃત છે મૃન્મય હોવાથી ઘડાની જેમ– આ અનુમાનમાં ઘડો અને રાફડો એ બન્નેમાં 'મૃન્મયત્વ' હેતુ સમાન હોવા છતાં તે ઘડાના માનવકર્તૃત્વની જેમ રાફડાના માનવકર્તૃત્વને સિદ્ધ કરતો નથી.

**નૈયાયિક**–ઘડો અને રાફડો એ બન્નેમાં 'મૃન્મયત્વ' સમાન હોવા છતાં જગતમાં માનવકૃત બીજો કોઈ રાફડો પ્રસિદ્ધ નથી. માટે વિવાદાસ્પદ આ રાફડો પણ બીજા રાફડા જેવો હોવાથી મનુષ્યજન્ય–માનવકૃત નથી. આ પ્રમાણે મૃન્મયત્વ સમાન છતાં તે પ્રતીતિ કરાવી શકતો નથી.

**જૈન**–તમારું આ કથન નિર્દોષ નથી. કારણ કે જો એમ કહો તો પ્રકૃત અનુમાનમાં પણ અન્ય કોઈ પૃથ્વી-પર્વતાદિ પદાર્થ પણ આ પૂર્વે બુદ્ધિમત્પુરુષથી જન્ય જાણેલો નથી. એટલે વિવાદાસ્પદ પૃથ્વી-પર્વતાદિને વિષે પણ બુદ્ધિમજ્જન્ય–બુદ્ધિમાન પુરુષે બનાવેલ છે–એમ અનુમાન કરી શકાય નહીં.

**નૈયાયિક**–ઘટાદિ પદાર્થ વિષે બુદ્ધિમાન્ પુરુષે તે બનાવેલા છે, એવું સ્પષ્ટ દેખાય છે. માટે વિચાર કરતાં વિવાદાસ્પદ પૃથ્વી આદિ વિષે પણ તે જ પ્રમાણે બુદ્ધિમાન્ પુરુષે બનાવેલ છે-એમ અનુમાન કરવું યુક્તિયુક્ત છે.

જૈન–એમ કહેવું તે પણ સ્તુત્ય નથી કારણ કે–તે જ ન્યાયે ઘટાદિ માનવકૃત જોયેલ હોવાથી રાફડો પણ માનવકૃત સિદ્ધ થઈ જશે.

**નૈયાયિક**–માનવકૃત ઘટાદિથી રાફડો વિલક્ષણ જોવાય છે. માટે રાફડામાં તે માનવકૃત છે–એવું અનુમાન યુક્તિયુક્ત નથી.

**જૈન**-એમ કહો તો, પછી એ પ્રકારનું વૈલક્ષણ્ય તો ઘટ અને પૃથ્વીઆદિમાં પણ દેખાય છે. કારણ કે જે ઘડાને વિષે બુદ્ધિમાન્ પુરુષનો વ્યાપાર જોવામાં આવેલ નથી તેવા ઘડાને જોઈ ને પણ આ ઘડો જરૂર કોઈ બુદ્ધિમાન્ પુરુષે બનાવ્યો છે–એવું જ્ઞાન થાય છે, પરંતુ પૃથ્વીઆદિને જોવાથી કોઈ ને પણ એવું જ્ઞાન થતું નથી. માટે માત્ર–'ઉત્પત્તિ નિમિત્તને આધીન હોવાથી'–એ હેતુ 'બુદ્ધિમાનનું કાર્ય છે-' એ સાધ્યને સિદ્ધ કરવાને સમર્થ નથી.

જો પૃથ્વી, પર્વત, ત્રિભુવનાદિ પદાર્થની રચના–'ઉત્પત્તિ જ સિદ્ધ થતી નથી, તો પછી 'ત્રિનયન–દેવદેવ મહાદેવ ભુવનરૂપ ભવનમાં રહેલ પદાર્થ સાર્થને પ્રકાશિત કરવામાં જ્ઞાનરૂપ દીપકવાળો છે અર્થાત્ સર્વજ્ઞ છે'-એ વાત તો નિર્ધન પુરુષના દાન કરવાના મનોરથ જેવી છે અર્થાત્ વ્યર્થ છે.

આ રીતે ક્રિયાપદનાં બે વચન (ति-ते) નામની વિભક્તિનાં ત્રણ વચન (सि-टा-ङस्) અને તેર અક્ષરો (त-थ-द-ध-न, प-व भ-म, य-र-ल-व) નો પ્રયોગ કરી શિવસિદ્ધિનો વિધ્વંસ કરેલ છે. અર્થાત્ શિવ જગત્કર્તા હોઈ સર્વજ્ઞ છે એ માન્યતાનો નિરાસ કરેલ છે. २९.

(प०) **तदा नाभिप्रेते**ति गद्ये अभिप्रेतः पदार्थो बुद्धिमत्कर्तृकत्वम् । **अनुपलब्धपूर्वोत्पत्तिव्यापारेन्द्रमूर्ध्न** इति । अनुपलब्धपूर्व उत्पत्तिव्यापारो यस्येति समासः । स हि पिपीलिकादिभिर्निष्पाद्यमानो न दृष्टः । इन्द्रमूर्द्धा वल्मीकः । **निपेन्द्रमूर्ध्न** इति घटवल्मीकयोः समाहारद्वन्द्वैकत्वात् । **अन्य** इति अनुपलब्धपूर्वोत्पत्तिव्यापारेन्द्रमूर्ध्नोऽन्यः । कोऽर्थः ? उपलब्धपूर्वोत्पत्तिव्यापार इत्यर्थः । **अयमि**ति तरुविद्युदादिः ॥२६॥

(टि०) **तन्मात्रमेवे**ति निर्विशेषणमेव । **तदा नाभिप्रेते**ति अभिप्रेतस्य बुद्धिमद्विधेयतयाऽभिलषितस्य पदार्थस्य भूभूधरादेर्निश्चयोत्पादनसमर्थम्। **अनुपलब्धः** पूर्वमज्ञातः पूर्वं **उत्पत्तिव्यापारो** यस्य एवंविध**स्येन्द्रमूर्ध्नो** वल्मीकश्रृङ्गस्य मनुष्यनिष्पाद्यनिरवयनिमित्तं गृहीतमृन्मयत्ववत् । यथा इन्द्रमूर्द्धा मानवकृतः मृन्मयत्वात् कलशवत् । एतदनुमानमलीकम् । **निपे**ति घटः । **उभयत्राऽपि** घटे इन्द्रमूर्ध्नि च। **अयमि**ति इन्द्रमूर्द्धा । **तत्तुल्ये**ति मानवपूर्वत्वात्प्रतीतान्येन्द्रमूर्द्धसाम्येन। **यतोऽत्रापी**ति भवत्प्रयुक्तानुमाने । **अयमि**ति भूभूधरादिः पदार्थप्रसरः। **तथे**ति बुद्धिमन्निमित्ताधीनात्मलाभरूपः ।

**निपादिरि**ति घटादिः । **परिभावित** इति विचारतः । **विवादे**ति विवादपद्धतिसमारूढो भूभूधरादिरपि तथेति बुद्धिमन्निमित्तोपेतः। **पुरन्दरे**ति इन्द्रमूर्ध्नापि वल्मीकेनापि **तन्निर्वर्त्ये**ति मानवनिष्पाद्येन । **न तत्रे**ति वल्मीकशृङ्गे । **यद्येवमि**ति कुटपुरन्दरमूर्ध्नोराकारवैरूप्यादेव मानवनिष्पाद्यानिष्पाद्यभेदः । **एतद्वैरूप्यमि**ति वल्मीकोपदिष्टवैरूप्यम् । **अनुपलब्धे**ति पूर्वमज्ञातमतिमच्चक्रजीविकव्यवसायस्वरूपेण ज्ञातेन । **अयमि**ति निपादिः । **शिवसिद्धी**ति त्रयोदशभिर्वर्णैर्द्वाभ्यां त्यादेस्त्रिभिर्वचनैः स्यादेर्नियमेन शैवाभिमतं विश्वस्य शिवकर्तृत्वं निरस्तं सूरिभिः ॥२६॥

केवलिनः कवलाहारवत्त्वे सर्ववित्त्वं विरुध्यत इतीच्छतो मताद् निराक-रिष्णुराह—

न च कवलाहारवत्त्वेन तस्याऽसर्वज्ञत्वम्, कवलाहार-
सर्वज्ञत्वयोरविरोधात् ॥२७॥

§१ तथाहि—अनयोः साक्षात्, परम्परया वा विरोधमभिदधीरन्नाशाम्बराः ? तत्र यदि साक्षात्तत्रोपज्ञेयदीक्षा दक्षा विवक्षेयुः क्षपणकाः, तद् क्षूणम् । न हि सति सार्वज्ञ्ये केवली कवलान् न प्राप्नोति, प्राप्तानपि नाऽऽहर्तुं शक्नोति, शक्तोऽपि वा विमलकेवलालोकपलायनशङ्कया नाहरतीत्यस्ति संभवः, अन्तरायकेवलावरणकर्मणोः समूलकाषङ्कषणात् ।

अथ परम्पराकल्पकल्पनास्वल्पतल्पगा जल्पेयुः, तदप्यल्पीयः, यतः किमेवं सति कवलाहारस्य व्यापकम्, कारणम्, कार्यम्, सहचरादि वा सार्वज्ञ्येन विरोधमधिवसेत् ? अशेषमपि चैतत् परस्परपरिहारेण, सहानवस्थानेन वा विरुध्येत ? । प्राचीनेन चेत् । तदानीं तावकज्ञानेनाऽपि साकं कवलाहारव्यापकादेः परस्परपरिहारस्वरूपविरोधसद्भावाद् भवतोऽपि कवलाहाराभावः स्यात्—इत्यहो ! पुरुषकारः, यत् स्वस्यैव प्रगतिवारि । द्वितीयेन तु न तावद् व्यापकं व्याहन्यते । कवलाहारस्य हि व्यापकं शक्तिविशेष-वशादुदरकन्दराकोणे क्षेपः । स च सति सार्वज्ञ्ये सुतरां संभाव्यते, वीर्यान्तरायकर्मनिर्मूलोन्मूलनात् तत्र तत्क्षेपहेतोः शक्तिविशेषस्य संभवात् ।

કેવલી કવલાહાર કરે તો તેના સર્વજ્ઞત્વની હાનિ થાય એવી માન્યતા ધરાવનાર (અર્થાત કેવલીના કવલાહારનો વિરોધ કરનાર) દિગમ્બરનું ખંડન—

**તે કવલાહારી હોવાથી અસર્વજ્ઞ નથી. કારણ કે કવલાહાર અને સર્વજ્ઞત્વનો વિરોધ નથી. ૨૭**

§૧ તે આ પ્રમાણે-દિગમ્બરો કવલાહાર અને સર્વજ્ઞત્વનો વિરોધ સાક્ષાત છે-એમ કહેશે કે પરંપરાથી? સાક્ષાત્ વિરોધનું કથન તુચ્છ છે, કારણ કે કેવલીમાં સર્વજ્ઞપણું હોવાથી કોળીઆને પ્રાપ્ત કરી શકતા નથી અથવા પ્રાપ્ત થયેલ કોળીઆનો આહાર કરી શકતા નથી કે નિર્મળ કેવલજ્ઞાન ચાલી જવાને ભયે આહાર કરતા નથી? આમાંના કશાનો સંભવ નથી, કારણ કે અંતરાય કર્મ અને કેવલજ્ઞાનાવરણ કર્મનો મૂળમાંથી સદંતર નાશ થયેલ છે. અર્થાત કેવલીમાં સર્વજ્ઞત્વ અને આહારની પ્રાપ્તિ આદિનો સંભવ છે.

કવલાહાર અને સર્વજ્ઞત્વનો પરંપરાએ વિરોધ કહો તો અમે પૂછીએ છીએ કે-કવલાહારનું વ્યાપક, કારણ, કાર્ય કે સહચરાદિ સર્વજ્ઞત્વના વિરોધી છે? વળી તેમનો એ વિરોધ પરસ્પરપરિહારરૂપ છે કે સહાનવસ્થાનરૂપ છે? પરસ્પરપરિહારરૂપ વિરોધ માનો તો-તમારા જ્ઞાન સાથે પણ કવલાહારના વ્યાપકાદિનો પરસ્પરપરિહારરૂપ વિરોધ છે જ, તો તમારામાં પણ કવલાહારનો અભાવ થશે.

આ પ્રકારે તમારું પરાક્રમ તમારો જ પરાભવ કરે છે. તે ખરેખર આશ્ચર્ય છે. કવલાહારના વ્યાપકાદિનો સર્વજ્ઞત્વ સાથે સહાનવસ્થાનરૂપ વિરોધ કહો તો તેમાંથી કવલાહારના વ્યાપકનો સર્વજ્ઞત્વ સાથે વિરોધ કહી શકશો નહીં, કારણ કે કવલાહારનું વ્યાપક છે-વિશિષ્ટશક્તિના પ્રભાવથી ઉદરરૂપ ગુફાના એકદેશમાં પ્રક્ષેપ કરવો તે અર્થાત્ પેટમાં આહાર નાખવો એ છે. અને તે તો અર્હત્માં સર્વજ્ઞત્વ હોવાથી સુતરાં સંભવે છે. કારણ કે- તેમણે વીર્યાન્તરાયકર્મનો મૂળમાંથી નાશ કરેલ છે. તેથી કવલાહાર કરવાની શક્તિ વિશેષરૂપે સંભવે છે.

(टि०)-**तथाही**त्यादि। **अनयोरी**ति कवलाहारसर्वज्ञत्वयोः अह्रीकाः क्षपणकाः निर्लज्जाः, नग्नत्वात्। **तत्रे**ति पक्षद्वयमध्ये। **प्राचीने**त्यादि। **परस्परे**ति ज्ञाने कवलाहारो नास्ति कवलाहारे च ज्ञानं नास्तीतीतरेतराभावः। तवाऽपि करतलगतकवलादिज्ञानसद्भावे कवलाहारो न युक्तियुक्तः, विरोधात्। **द्वितीयेने**ति सहानवस्थानेन। **तत्रे**ति सर्वज्ञे। **तत्क्षेपे**ति कवलाहारक्षेपनिमित्तस्य।

§२ कारणमपि बाह्यम्, आभ्यन्तरं वा विरोधमधिरोहेत्? बाह्यमपि कवलनीयं वस्तु, तदुपहारहेतुपात्रादिकम्, औदारिकशरीरं वा? न प्रथमम्, यतो यदि सर्ववेदिसंवेदनं कवलनीयपुद्गलैर्विरोधधुरां धारयेत्, तदानीमस्मदादिसंवेदनमपि तथा स्यात्। न खलु तरुणतरतरणिकिरणनिकरेणाऽन्धकारनिकुरुम्बं विरुद्धं प्रदीपालोकेनाऽपि न तथा भवति। तथा च करतलतुलिताहारगोचरज्ञानोत्पादेऽस्मदादीनामपि तदभावो भवेत्—इत्यहो! किमपि नूतनतत्त्वालोककौशलम्, यदात्मन्यपि नाहारापेक्षा। अस्मदादौ तयोर्विरोधाववबोध एव हि तत्र तत्प्रतिपत्तावुपायः, तस्यास्मदादीनामगोचरत्वात्, यथाऽस्मदादौ ज्ञानतारतम्यावबोधस्तस्य निःशेषविषयत्वस्य प्रतिपत्ताविति। पात्रादिपक्षोऽपि नाऽक्षूणः, भगवतामर्हतां पाणिपात्रत्वात्। इतरेषामपि केवलिनां स्वरूपमात्रेण तत् तद्विरोधदुर्धरं स्यात्, ममकारकारणतया वा? तत्रादिमः समनन्तरपक्षप्रहारेणैवोपक्षीणः। द्वितीयोऽपि नास्ति, निर्मोहत्वेन तेषां तत्र ममकारविरहात्। न च पात्रादिभावे भवितव्यमेवानेनेत्यवश्यम्भावोऽस्ति, शरीरभावेऽपि तद्भावप्रसङ्गात्, इतरजनेपूभयभावेऽपि तददर्शनात्। औदारिकशरीरमपि न तेन विरोधमध्यूषिवत्, केवलोत्पत्तिसमनन्तरमेव तदभावापत्तेः।

§ २ કવલાહારના કારણ સાથે સર્વજ્ઞત્વનો સહાનવસ્થાનરૂપ વિરોધ કહો તો તે વિરોધ બાહ્ય કારણ સાથે કે આભ્યન્તર કારણ સાથે છે? બાહ્ય કારણ સાથે કહો તો કવલનીય (કોળીઆને યોગ્ય આહારાદિ) તે બાહ્ય છે કે કવલનીય વસ્તુ લાવવાના સાધન રૂપ પાત્રાદિ છે કે ઔદારિકશરીર? કવલનીય વસ્તુ સાથે સહાનવસ્થાનરૂપ વિરોધ કહો તો તે યોગ્ય નથી. કારણ કે સર્વજ્ઞનું જ્ઞાન કવલનીય પુદ્ગલો સાથે વિરોધી હોય તો-આપણું જ્ઞાન પણ કવલનીય પુદ્ગલો સાથે વિરોધી હોવું જોઈએ. કારણ કે મધ્યાહ્ન કાળના સૂર્યના કિરણો સાથે અંધકારનો વિરોધ હોય

તો દીવાના પ્રકાશ સાથે પણ વિરોધ છે જ અને તે રીતે હથેળીમાં રહેલ આહારના જ્ઞાનની ઉત્પત્તિને કારણે આપણામાં પણ કવલાહારનો અભાવ થઈ જશે. આ પ્રકારે તમારી આ નવીન તત્ત્વાલોકનની કુશલતા પણ આશ્ચર્યરૂપ છે. કારણ કે આથી તો તમારે પણ આહારની અપેક્ષા નહીં રહે. જો આપણામાં જ્ઞાન અને કવલનીય પુદ્ગલોના વિરોધની પ્રતીતિ હોય તો તેને આધારે કેવલીમાં પણ જ્ઞાન અને કવલાહારના પુદ્ગલોના વિરોધની પ્રતીતિ કરી શકાય. જેમ કે સ્વયં અર્હતનું સર્વજ્ઞત્વ તો આપણને પ્રત્યક્ષ નથી. છતાં પણ આપણામાં જ્ઞાનની તરતમતાનો જે બોધ છે તે જ્ઞાનની સર્વવિષયતા સિદ્ધ કરે છે. અર્થાત્ જેવી રીતે આપણામાં જ્ઞાનતારતમ્યતાનો જે અનુભવ છે, તેને આધારે આપણે જ્ઞાનની સર્વવિષયતા સિદ્ધ કરીએ છીએ, જો કે સર્વજ્ઞત્વ આપણને પ્રત્યક્ષ નથી. તેવી જ રીતે આપણામાં જ્ઞાન અને આહારનો વિરોધ અનુભવાય તો જ સર્વજ્ઞમાં પણ તેવો વિરોધ છે એમ સિદ્ધ કરી શકાય. પણ આપણામાં તો જ્ઞાન અને આહારનો અવિરોધ છે. પાત્રાદિ સાથે પણ સહાનવસ્થાનરૂપ વિરોધ યોગ્ય નથી, કારણ કે અર્હન્ ભગવાન્ તો કરપાત્રી હોય છે. અને સામાન્ય કેવલીના જ્ઞાન સાથે પાત્રાદિનો વિરોધ કહો તો–શું પાત્રના સ્વરૂપ માત્રથી વિરોધ છે કે પાત્ર પ્રત્યે મમત્વને કારણે? સ્વરૂપમાત્રથી વિરોધ કહો તો તે અનન્તર કહેલ કવલનીય પુદ્ગલના વિરોધના ખંડનથી ખંડિત થઈ ગયેલ છે, અર્થાત્ જેમ આપણા જ્ઞાન અને પાત્રને વિરોધ નથી તેમ સામાન્ય કેવલીના સર્વજ્ઞત્વને અને પાત્રને કશો વિરોધ નથી. મમત્વને કારણે પણ વિરોધ ઘટી શકતો નથી. કારણ કે અરિહંત ભગવાન્ કે સામાન્ય કેવલીઓ નિર્મોહી છે. માટે તેઓને પાત્રાદિમાં મમત્વભાવ ઘટી શકતો નથી. જો પાત્રાદિ હોય તો મમત્વ થાય જ એવો પણ નિયમ નથી, કારણ કે જો એવો નિયમ માનવામાં આવે તો શરીર હોવાથી તેમાં પણ મમત્વભાવની ઉત્પત્તિ માનવી પડશે. કારણ કે–સામાન્યલોક(આમ જનતા)-માં પાત્રાદિ અને શરીર એ બન્ને હોય છે ત્યારે તેઓનું તે બન્નેમાં મમત્વ જોવામાં આવે છે. અર્થાત્ શરીર હોવા છતાં જેમ કેવલીઓને તેમાં મમત્વભાવ નથી, તેમ પાત્રાદિ હોય છતાં તેમાં કેવલીઓને મમત્વભાવ હોતો નથી. ઔદારિક શરીરનો પણ સર્વજ્ઞત્વ સાથે વિરોધ નથી. કારણ કે–જો વિરોધ હોય તો કેવળજ્ઞાનની ઉત્પત્તિ થાય કે તરત જ તે ઔદારિક શરીરનો અભાવ થઈ જવો જોઈએ પરંતુ થતો નથી. માટે વિરોધ નથી.

(पं०)–**समनन्तरपक्षप्रहारेणैवे**ति अस्मदादिसंवेदनमपीत्यादिरूपेण । **अनेने**ति ममकारेण ॥

(टि०) **कवलनीयमि**ति अन्नाद्यं शाकपानकाद्यम् । **तदुपहारे**ति कवलनीयवस्त्वानयनकारणम् । **तथा स्यादि**ति अस्मद्ज्ञानमपि कवलाहारेण विरुद्धं भवेत् । **न तथे**ति अन्धकारनिकुरम्बं प्रदीपेन समं विरुद्धं न । **तथा चे**ति कवलाहारज्ञानयोर्विरोधसद्भावे सति हस्तस्थितकवलज्ञानमप्यस्माकं न स्यात् । स्वल्पमप्यस्मज्ज्ञानं तथा निर्मूलनाशमासादयेत् । **अस्मदादावित्यादि**[1] । **तयोरि**ति ज्ञानकवलनीयाहारपुद्गलयोः । **अवबोध** इति विरोधज्ञानमिति । **तत्रे**ति सर्वज्ञत्वे । **तत्प्रतिपत्तौ** विरोध-

---

१ **केवलावरणकर्म्मणारि**ति अन्तरायक्षयात् प्राप्नोति आहर्तुं शक्नोति केवलं न पलायते इत्यधिकं मुद्रिते.

प्रतिपत्तौ। **तस्ये**ति विरोधस्य। **तारतम्ये**ति अधिकाधिकावबोधः। **तस्ये**ति सर्वज्ञत्वस्य **उपाय** इति सम्बन्धः। **इतरेषामि**ति सामान्यकेवलिनां अस्मदादीनां वा।

**तदि**ति पात्रादि। **समनन्तरे**ति पात्रादिना सह सर्वज्ञत्वस्य विरुद्धत्वे सति अस्मदादिज्ञानमपि पात्रादिना सह विरोधमधिवसेत्। **निर्मोहत्वेन तेषामि**ति भगवतां तीर्थङ्कराणां सामान्यकेवलिनां वा। **तत्रे**ति पात्रादौ। **अनेने**ति ममकारेण मोहेन वा। **तद्भावे**ति ममकारभावप्रसक्तेः। **उभयभावेऽपी**ति पात्रादिशरीरलक्षणद्वयसम्भवेऽपि। **तद्दर्शनादि**ति ममकारविलोकनान्मोहनिरीक्षणाद्वा। **औदारिके**त्यादि। **तेने**ति सर्वज्ञत्वेन। **अध्यूषिवत्** इति अधिपूर्ववस् निवासे अध्युवास क्वन्सुकानौ वन्स् प्रत्ययः स्वपिवचीत्यादिना सम्प्रसारणं द्विर्वचनम्, अत्तीणघसैक० इडन्तः, प्र० सि नपुंस्का० सिलोपः, विरामव्यञ्जनादावुक्तमिति देशबलादिति नलोपः। विरामव्यञ्जना० सस्य दत्वं वा विरोमे तत्वम्। **तदभावे**ति औदारिकशरीराभावप्राप्तेः।

आभ्यन्तरमपि तत्कारणं शरीरम्, कर्म वा?। न तावत् प्रथमं विरुध्यते, भुक्तिहेतोस्तैजसशरीरस्य सार्वज्ञ्येन सार्धं त्वयापि सत्त्वस्वीकारात्। कर्मापि घाति, अघाति वा? घात्यपि मोहरूपम्, इतरद् वा? इतरदपि ज्ञानदर्शनावरणे, अन्तरायो वा? नाद्यः, तयोर्ज्ञानदर्शनावरणमात्रचरितार्थत्वेन तत्कारणत्वानुपपत्तेः। नापि द्वितीयः, अन्तरायविलयस्यैव तत्कारणत्वात्, तस्य च साकल्येन केवलिनस्त्वयापि स्वीकारात्। मोहोऽपि बुभुक्षालक्षणस्तत्कारणम्, सामान्येन वा? प्रथमप्रकारे सर्वत्रापीयं तत्कारणम्, अस्मदादावेव वा? प्राच्यः प्रमाणमुद्रादरिद्रः।

अथ या चेतनक्रिया सेच्छापूर्विकैव, यथासंप्रतिपन्ना, तथा च भुजिक्रिया— इत्यस्ति प्रमाणम्। तथाहि—प्रथमं प्रमाता प्रमिणोति, तत इच्छति, अनन्तरं यतते, ततोऽपि करोतीति। नैवम्; सुप्तमत्तमूर्छितादिक्रियाभिर्व्यभिचारात्, स्ववशचेतनक्रियेति सविशेषणहेतूपादानेऽपि केवलिगतगतिस्थितिनिषद्यादिक्रियाभिर्व्यभिचारात्। द्वितीये तु सिद्धसाध्यः स्मः, केवलिनि वेदनीयादिकारणिकाया भुक्तेः सिद्धत्वात्। न सामान्येनाऽपि मोहस्तत्कारणम्, एवं हि गतिस्थितिनिषद्यादीनामपि स एव कारणं स्यात्। तथा च केवलिनि मोहाभावात् तासामप्यभावो भवेदिति कुतस्तीर्थप्रवृत्तिः स्यात्?

अथ गत्यादिकर्मैव तत्कारणम्, न मोहः। तर्हि वेदनीयादिकर्मैव कवलाहारकारणम्, न मोह इत्यपि प्रतिपद्यताम्। अथाघातिकर्म तत्कारणम्— किमाहारपर्याप्तिः नामकर्मभेदः, वेदनीयं वा?। न द्वयमप्येतत् प्रत्येकं तथा युक्तम्. तथाविधाहारपर्याप्तिनामकर्मोदये वेदनीयोदयप्रबलप्रज्वलदौदर्यज्वलनोपतप्यमानो हि पुमानाहारमाहारयति। एवं च समुदितं पुनरेतद् भवति तत्कारणम्, किन्तु न सार्वज्ञ्येन विरुध्यते, सर्वज्ञे त्वयाऽपि तदुपगमात्।

अथ मोहसहकृतं तत् तत्कारणम्। तदसङ्गतम्, गत्यादिकर्मणामिवास्यापि मोहसाहायकरहितस्यैव तत्र तत्कारित्वाविरोधात्। अथाशुभप्रकृतय एवैतस्य साहाय-कमपेक्षन्ते; नान्या गत्यादयः, अशुभप्रकृतिश्चेयमसातवेदनीयरूपेति चेत्। तत्किमियं परिभाषा? अस्मदादौ तथादर्शनादेवं कल्प्यत इति चेत्। ननु शुभप्रकृतयोऽप्य-स्मदादौ मोहसहकृता एव स्वकार्यकारणकौशलमवलम्बमाना विलोकयाञ्चक्रिरे, ततस्ता अपि तथा स्युः, ततो नैतद्द्वयस्य मोहापेक्षस्य तत्कारणत्वम्, किन्तु स्वतन्त्रस्य। तच्च केवलिन्यविकलमस्त्येव। तन्न कारणं केवलित्वेन विरुध्यते।

આભ્યન્તર કારણ સાથે સહાનવસ્થાનરૂપ વિરોધ હોય તો તે આભ્યન્તર કારણ શરીર છે કે કર્મ? શરીરનો તો સર્વજ્ઞત્વ સાથે વિરોધ નથી કારણ કે ભોજનમાં અંતરંગ કારણરૂપ તૈજસ શરીર છે, અને તે તૈજસ શરીરની સત્તા સર્વજ્ઞત્વ સાથે તમોએ પણ સ્વીકારેલ જ છે, કર્મનો વિરોધ હોય તો-તે ઘાતી છે કે અઘાતી? ઘાતી હોય તો-તે મોહનીય છે કે મોહનીયથી ભિન્ન? મોહનીયથી ભિન્ન કહો તો તે જ્ઞાનાવરણીય અને દર્શનાવરણીય છે કે અંતરાય છે? જ્ઞાનાવરણીય અને દર્શનાવરણીય કહી શકશો નહીં. કારણ કે તે બન્ને કર્મો અનુક્રમે જ્ઞાન અને દર્શનને જ રોકવામાં સમર્થ છે. માટે તે બન્ને કર્મો કવલાહારનું કારણ બની શકતાં નથી. અંતરાય કર્મ કહો તો તે પણ યુક્તિયુક્ત નથી કારણ કે-અંતરાય કર્મનો વિલય એ જ કવલાહારનું કારણ છે. અને તે અંતરાય કર્મનો સંપૂર્ણતયા નાશ કેવલીમાં તમે પણ માનો છો. કવલાહારનું કારણ મોહ છે. અને તે સર્વજ્ઞત્વનો વિરોધી છે-એમ કહો તો તે મોહ ખાવાની ઇચ્છારૂપે કવલાહારનું કારણ છે કે સામાન્યરૂપે? ખાવાની ઇચ્છા હોય તો કવલાહાર થાય એ પ્રથમ પક્ષ કહો તો શું બધા આત્મામાં એમ બને છે, કે આપણમાં જ? બધા આત્મામાં એમ બને છે એ માનવું તેમાં કોઈ પ્રમાણ નથી.

શંકા-જે ચેતન ક્રિયા હોય તે ઇચ્છાપૂર્વક જ હોય છે. જેમ કે-વર્તમાન-કાલીન આપણી ક્રિયાઓ ઇચ્છાપૂર્વકની છે, તેમ ભોજનક્રિયા પણ ચેતનક્રિયા હોવાથી ઇચ્છાપૂર્વકની જ છે- આ અનુમાન પ્રમાણથી ઇચ્છાપૂર્વક કવલાહાર ક્રિયાની સિદ્ધિ છે. કારણ કે પ્રમાતા પુરુષ પ્રથમ પદાર્થને જાણે છે પછી તેની ઇચ્છા કરે છે. ત્યારબાદ તેને માટે પ્રયત્ન કરે છે. અને છેલ્લે તેને સિદ્ધ કરે છે.

સમાધાન-તમારું આ કથન બરાબર નથી કારણ કે-સૂતેલા મદોન્મત્ત અને મૂર્છા પામેલ પુરુષાદિમાં ક્રિયા જોવાય છે પણ તે ઇચ્છાપૂર્વકની નથી માટે હેતુ વ્યભિચારી છે.

શંકા-ચેતનક્રિયાને સ્વવશચેતન ક્રિયા એવું વિશેષણ આપીશું. કેવળ ચેતનની નહીં પણ જેનું ચૈતન્ય સ્વાધીન હોય છે એવા આત્માની ક્રિયા ઇચ્છાપૂર્વકની હોય છે. સુપ્તાદિનું ચૈતન્ય તેમને અધીન નથી. તેથી તેમની ક્રિયા ઇચ્છાપૂર્વક ન થાય.

**સમાધાન**–એમ હેતુમાં વિશેષણ આપવાથી પૂર્વોક્ત દોષ નિવૃત્ત થાય છે. તો પણ તમારો હેતુ વ્યભિચારી જ છે. કારણ કે કેવલીની ગતિ–સ્થિતિ–બેસવું આદિ ક્રિયાઓ સ્વવશ ચૈતન્યવાળા આત્માની હોવા છતાં ઇચ્છાપૂર્વક નથી.

આપણામાં જ ખાવાની ઇચ્છા કવલાહારનું કારણ છે, બધામાં નહીં–એમ કહો તો અમને તે સિદ્ધ જ છે. અર્થાત્ ખાવાની ઇચ્છારૂપ મોહનીય કર્મ આપણા જેવામાં કવલાહારનું કારણ છે–એ સાધ્ય અમને સિદ્ધ છે. કારણ કે કેવલીમાં તો વેદનીયાદિ કર્મના ઉદયથી ભોજન ક્રિયા સિદ્ધ છે, પરંતુ કેવળ આપણામાં મોહને કારણે તે છે. વળી, સામાન્યથી પણ મોહ કવલાહારનું કારણ નથી કારણ કે- એ રીતે તો- ચાલવું, ઊભા રહેવું, બેસવું, ઊઠવું વિગેરે ક્રિયાઓમાં પણ મોહ જ કારણરૂપ થશે. અને જો એમ માનશો તો કેવલીભગવાન્માં મોહનો અભાવ હોવાથી ચાલવું વિગેરે ક્રિયાનો અભાવ થશે. તો પછી તીર્થપ્રવૃત્તિ પણ કઈ રીતે થશે.

**શંકા**—ચાલવું ઊભા રહેવું વિગેરે ક્રિયાઓમાં ગત્યાદિ (નામ) કર્મ કારણ છે, પરંતુ મોહ કારણ નથી.

**સમાધાન**—તો પછી કવલાહારનું કારણ પણ વેદનીયાદિ કર્મ છે, પરંતુ મોહ નથી - એ પણ માની લો.

સર્વજ્ઞત્વ સાથે કવલાહારના કારણરૂપ અઘાતીકર્મનો વિરોધ હોય તો તે અઘાતીકર્મ નામકર્મના ભેદરૂપ આહાર પર્યાપ્તિ છે કે વેદનીય ? આ બન્નેમાંથી પ્રત્યેકને કવલાહારના કારણ તરીકે માનવાં તે ઉચિત નથી. કારણ કે તથા પ્રકારના નામકર્મનો ઉદય હોય ત્યારે વેદનીય કર્મના ઉદયથી અત્યંત પ્રજ્વલિત જઠરાગ્નિથી સંતપ્ત થઈને પુરુષ આહારને લે છે. આ રીતે આહારપર્યાપ્તિ (નામકર્મ) અને વેદનીય કર્મ એ બન્ને મળીને જ કવલાહારના કારણરૂપ છે. પરંતું સર્વજ્ઞત્વ સાથે તો તેમનો કશો વિરોધ નથી. કારણ કે સર્વજ્ઞને વિષે આહારપર્યાપ્તિ નામકર્મ અને વેદનીય કર્મ એ બન્ને તમોએ પણ માનેલ જ છે,

**શંકા**—આહારપર્યાપ્તિ નામ કર્મ અને વેદનીય કર્મ જ્યારે મોહ સાથે હોય છે, ત્યારે તેઓ કવલાહારના કારણરૂપ છે.

**સમાધાન**—એ કથન પણ યુક્તિસંગત નથી. કારણ કે ગત્યાદિ કર્મોની જેમ આહારપર્યાપ્તિ નામકર્મ અને વેદનીયકર્મ એ બન્ને મોહના સહકાર વિના જ સર્વજ્ઞમાં કવલાહાર ક્રિયા કરાવે તેમાં વિરોધ નથી. અર્થાત્ જેમ કેવલીમાં ગત્યાદિ ક્રિયાઓ મોહની સહાય વિના થાય છે. તેમ ભોજનક્રિયા પણ મોહ વિના જ થાય તો એમાં કોઈ પણ જાતનો વિરોધ નથી.

દિગંબર—અશુભ કર્મપ્રકૃતિઓ જ મોહની સહાયની અપેક્ષા રાખે છે. પણ ગત્યાદિ શુભ કર્મપ્રકૃતિઓ તેની અપેક્ષા રાખતી નથી. અને કવલાહાર (ભુજિક્રિયા) તો અશુભ પ્રકૃતિ છે, કારણ કે તે અસાતાવેદનીય (દુઃખ) રૂપ છે,

**શ્વેતામ્બર**—તમે આવી પરિભાષા શાથી કરો છો કે અશુભ પ્રકૃતિઓ મોહની અપેક્ષા રાખે છે?

**દિગંબર**—આપણામાં અશુભ પ્રકૃતિઓ મોહની અપેક્ષા રાખે છે, માટે અન્યત્ર પણ રાખે.

**શ્વેતામ્બર**—એમ માનશો તો આપણામાં તો શુભ પ્રકૃતિઓ પણ મોહની સહાયથી જ પોત પોતાના કાર્યમાં કારણતા ધારણ કરતી જોવાય છે, માટે કેવલીની શુભ પ્રકૃતિઓ પણ મોહની અપેક્ષા રાખે એમ માનવું પડશે અર્થાત્ કેવલીમાં મોહ છે જ નહિ તેથી મોહની અપેક્ષા રાખવાનો પ્રશ્ન જ નથી. આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે આહારપર્યાપ્તિ અને વેદનીયકર્મ મોહની સહાયતા વિના જ આહારનું કારણ છે, અને તે બન્ને કેવલીમાં પણ અવિકલ છે જ અર્થાત્ કેવલીમાં તેને કારણે કવલાહાર થશે જ. આ પ્રકારે કવલાહારના કારણ અને સર્વજ્ઞત્વનો સહાનવસ્થાનરૂપ વિરોધ નથી-એ સિદ્ધ થયું.

(पo) **अथ मोहसहकृतमि**ति गद्ये **अस्ये**ति आहारपर्याप्तिवेदनीयस्य । **तत्रे**ति सार्वज्ञ्ये । **तत्कारित्वाविरोधादि**ति कवलाहारकारित्वाविरोधात् ।

(टि०) **नाद्यस्तयो**र्ज्ञानदर्शनावरणयोः । **तत्कारणत्वे**ति कवलाहारकारणत्वम् । **तत्कारणत्वादि**ति कवलाहारकारणत्वात् । न ह्यन्तराये सति महाकुलप्रसूतस्याऽपि सद्गुरुदीक्षितस्यापि गुरुतपश्चरणभरधरणसमर्थस्यापि कवलप्राप्तिर्भवेत् ढण्ढणकुमारवत् । यदुक्तम्—

"सिरिवासुदेवतणुओ सीसो अ तिलुक्कसामिनेमिस्स ।
सव्वगुणाण निवासो धणकणयसमिद्धनयरीए ॥
भममाणो वि न पावइ भिक्खामेत्तं पि ढंढणकुमारो ।
जम्मन्तरनिव्वत्तियतिव्वमहाकम्मदोसेण ॥"

**तस्ये**ति अन्तरायविलयस्य । **साकल्येने**ति सकलतया । सर्वथान्तरायस्य नाशे केवलोत्पत्तिरिति भावः । **तत्कारणमि**ति कवलाहारकारणम् । **सर्वत्रापी**ति अस्मदादौ सर्वज्ञत्वे च । **इयमि**ति भोजनेच्छा । **द्वितीये त्विति अस्मदादावेवे**ति पक्षे । अस्मदादौ भोजनेच्छा वर्त्तते, न च सर्वज्ञे इति नः पक्षकक्षाप्रविष्टो भवान् । **स एवे**ति मोह एव । **तथा चे**ति मोहस्य गत्यादिकारणत्वे सति । [1]**तासामपी**ति गतिस्थितिनिषद्यादीनाम् । **अथ गत्यादी**त्यादि । **तत्कारणमि**ति गतिस्थितिनिषद्यादिकारणम् । **तथा युक्तमि**ति कवलाहारकारणमुचितम् । **समुदितमि**ति मिलितम् । **एतदि**ति आहारपर्याप्तिवेदनीयकर्म्मद्वयम् । **तत्कारणमि**ति कवलाहारकारणम् । **तदुपगमादि**ति आहारपर्याप्तिवेदनीयकर्म्मद्वयस्याङ्गीकारात् । **अस्याऽपी**ति आहारपर्याप्तिवेदनीयद्वयस्य । **तत्रेति** सर्वज्ञे । **तत्कारित्वे**ति कवलाहारकारित्वाविरोधात् । **एतस्ये**ति मोहस्य । **इयमि**ति आहाररूपा । **परिभाषे**ति सिद्धान्तभणितम् । **तथादर्शनादि**ति आहारस्यासातारूपस्यावलोकनात् । **ततस्ता** इति शुभप्रकृतयः । **तथे**ति मोहसहकृता एव भवेयुः । **तच्चे**ति स्वतन्त्रं द्वयम् ।

---

१ तेषाम० मु ।

§३ कार्यं तु यदि विरुद्धम्, तदा तत् तत्र मोत्पादि। अविकलकारणस्तु तत्रोत्पद्यमानः कवालहारोऽनिवार्य एव। किञ्च, किं नामाहारकार्यं सार्वज्ञ्येन व्याहन्यते– रसनेन्द्रियोद्भवं मतिज्ञानम्, ध्यानविघ्नः, परोपकारकरणान्तरायः, विसूचिकादिव्याधिः, ईर्यापथः, पुरीषादिजुगुप्सितं कर्म, धातूपचयादिना रिरंसा, निद्रा वा? नाद्यः पक्षः। तावन्मात्रेण रसनेन्द्रियज्ञानासम्भवात् अन्यथाऽमरनिकरनिरन्तरनि[१]क्तकुसुमपरिमलादिसंबन्धाद् घ्राणेन्द्रियज्ञानमपि भवेत्। न द्वितीयः, केवलिनः शैलेशीप्रारम्भात् प्राग् ध्यानानभ्युपगमात्। तत्र च कवलाहारास्वीकारात्, तद्ध्यानस्य च शाश्वतत्वात्, अन्यथा गच्छतोऽपि कथं नैतद्विघ्नः स्यात्? न तृतीयः, तृतीययाममुहूर्तमात्र एव भगवतां भुक्तेः, शेषमशेषकालमुपकारावसरात्। न चतुर्थः, परिज्ञाय हितमिताहाराभ्यवहारात्। न पञ्चमः, गमनादिनाऽपीर्यापथप्रसङ्गात्। न षष्ठः, यतस्तस्मिन् क्रियमाणे तस्यैव जुगुप्सा संपद्येत; अन्येषां वा? न तावत् तस्यैव भगवतः, निर्मोहत्वेन जुगुप्साया असम्भवात्। अथाऽन्येषाम्; तत् किं मनुजदनुजामरेन्द्रतद्रमणीसहस्रसङ्कुलायां सभायामनंशुके भगवत्यासीने सा तेषां न संजायते? अथ भगवतः सातिशयत्वाद् न तन्नाग्न्यं तेषां तद्धेतुः। तर्हि तत एव तन्नीहारस्य मांसचक्षुषामदृश्यत्वाद् न दोषः। सामान्यकेवलिभिस्तु विविक्तदेशे तत्करणाद् दोषाभावः। नापि सप्तमाष्टमौ, रिरंसानिद्रयोर्मोहनीयकार्यत्वात्, भगवति तु तदभावात्। तन्न कार्यमपि तस्य तेन[२] विरुध्यते।

§૩ કવલાહારના કાર્યનો સર્વજ્ઞત્વ સાથે સહાનવસ્થાનરૂપ વિરોધ હોય તો કેવલીમાં આહારનું કાર્ય (ફળ) ભલે ઉત્પન્ન ન થાય, પરંતુ કેવલીમાં સમસ્ત કારણોથી ઉત્પન્ન થતો કવલાહાર તો નિવારી શકાય તેમ નથી. વળી, અમે તમને પૂછીએ છીએ કે કવલાહારનું એવું કયું કાર્ય છે કે જે સર્વજ્ઞત્વનું વિરોધી છે? શું રસનેન્દ્રિયથી ઉત્પન્ન થયેલ મતિજ્ઞાન, ધ્યાનમાં વિઘ્ન, પરોપકારમાં વિઘ્ન, શૂલાદિ વ્યાધિ, ઈર્યાપથિકા, નીહારાદિ નિંદ્ય ક્રિયા, ધાતુની વૃદ્ધિથી થતી કામક્રીડાની ઇચ્છા કે નિદ્રા છે? રસનેન્દ્રિયથી ઉત્પન્ન થયેલ મતિજ્ઞાનનો તો કહી શકશો નહીં, કારણ કે કેવલીમાં કવલાહારના સંબંધ માત્રથી રસનેન્દ્રિય જન્ય મતિજ્ઞાનનો સંભવ નથી. જો એમ થતું હોય તો (સમવસરણમાં) દેવોના સમૂહે સતત વરસાવેલ ફૂલોની સુગંધના સંબંધથી ઘ્રાણેન્દ્રિયજન્ય મતિજ્ઞાન પણ કેવલીને થવું જોઈએ. કેવલીને શૈલેશીના પ્રારંભ પહેલાં ધ્યાન માનેલ નથી માટે બીજો વિકલ્પ પણ કહી શકશો નહિ અને શૈલેશી અવસ્થામાં તો કવલાહાર માનેલ જ નથી, અને વળી શૈલેશીનું ધ્યાન તો શાશ્વત છે. આહાર લેવા માત્રથી જ જો ધ્યાનમાં વિઘ્ન થતું હોય તો ગત્યાદિ ક્રિયાને કારણે પણ કેવલીને ધ્યાનમાં વિઘ્ન કેમ નહિ થાય? ત્રીજો પક્ષ પણ ઉચિત નથી કારણ કે કેવલી

१ नाम तत्कार्यम्–मुपा। २ कार्यं तेन व्या० मुपा।

ભગવાન્ ત્રીજા પહોરના મુહૂર્ત્તમાત્રમાં ભોજન કરી લે છે, બાકીનો સમસ્ત કાલમાં તેમને ઉપકારને માટે અવકાશ છે જ. ચોથો પક્ષ પણ યોગ્ય નથી કારણ કે કેવલી ભગવંત સર્વપ્રકારે જાણીને હિતકારી અને મર્યાદિત આહાર ગ્રહણ કરે છે તેથી તેમને શૂલાદિ વ્યાધિનો સંભવ જ નથી. ગત્યાદિ ક્રિયા દ્વારા પણ ઈર્યાપથિકાનો પ્રસંગ છે જ માટે પાંચમો પક્ષ પણ યુક્તિયુક્ત નથી. છઠ્ઠો પક્ષ-નીહારાદિ નિંદ્ય ક્રિયા કરવી પડે તે પણ યોગ્ય નથી કારણ કે નીહારાદિ ક્રિયા કરવામાં કેવલીને પોતાને ઘૃણા થાય છે કે બીજાને? કેવલીને ઘૃણા થાય છે એમ તો કહી શકશો નહીં કારણ કે કેવલી નિર્મોહી હોવાથી તેમને ઘૃણાનો સંભવ જ નથી. બીજાઓને જુગુપ્સા- ઘૃણા થાય છે એમ કહો તો અમે પૂછીએ છીએ કે-માનવ-દાનવ અને દેવોના ઇન્દ્ર, અને તેમની હજારો સ્ત્રીઓથી વ્યાપ્ત સભામાં વસ્ત્રરહિત અવસ્થામાં બેઠેલા ભગવાનને જોઈને તેઓને ઘૃણા કેમ થતી નથી ?

દિગંબર-તીર્થંકર ભગવાન્ અતિશય યુક્ત હોવાથી તેમની નગ્નતાથી લોકોને ઘૃણા થતી નથી.

**શ્વેતામ્બરઃ**-તો પછી ભગવાન્ અતિશયવાળા હોવાથી જ તેમની નીહારાદિ ક્રિયા ચર્મચક્ષુવાળાને અદૃશ્ય હોવાથી આપણને ઘૃણાનું કારણ જ નથી. અને સામાન્ય કેવલી તો એકાન્ત સ્થાનમાં નીહારાદિ ક્રિયા કરે છે. માટે કોઈ પણ જાતનો દોષ નથી.

ધાતુની વૃદ્ધિથી કામક્રીડાની ઇચ્છા એ સાતમો, અને નિદ્રા એ આઠમો પક્ષ પણ યુક્તિયુકત નથી. કારણ કે એ બન્ને કાર્યો મોહનીય કર્મના ઉદયથી જ થનારાં છે. પરંતુ કેવલી ભગવંતમાં તો મોહનીય કર્મનો સર્વથા અભાવ જ છે. આ પ્રકારે કવલાહારના કાર્ય અને સર્વજ્ઞત્વનો પણ વિરોધ નથી.

(प०) **अस्वीकारा**दिति अस्माभिः श्वेताम्बरैरपि ॥छ॥२७॥

[1]द्वितीयपरिच्छेदे वादस्थलसंख्या–उपमानस्यार्थापत्तेरभावस्य सम्भवस्य ऐतिह्यस्य प्रातिभस्य च पृथक्प्रामाण्यनिराकरणानि १। चक्षुषः प्राप्यकारित्वनिरासः २। श्रोत्रस्याप्राप्यकारिता–निरासः ३। तमश्छाययोर्द्रव्यत्वस्थापनम् ४। मीमांसकाभिप्रायेण सर्वज्ञनिषेधो यस्तस्य निराकरणम् ५। ईश्वरकृतसृष्टिनिराकरणम् ६। केवलिनः कवलाहारो नास्तीति वादिदिगम्बरनिराकरणम् ७। एवं सप्त॥

(टि०) **तदा तदि**त्यादि। **तदि**ति कार्यम्। **तत्रे**ति सर्वज्ञे। [2]**तत्कार्यमि**ति आहारकार्यम्। [3]**तेने**ति सर्वज्ञेन। **तावन्मात्रेणे**ति कवलाहारसम्बन्धमात्रेणैव। किन्तु क्षयोपशमेनैव। सर्वज्ञस्य त्विन्द्रियज्ञानकर्म सर्वथा क्षीणम्। **अन्यथे**ति इन्द्रियज्ञानकर्मणि अक्षीणे सति। **तद्ध्यानस्ये**ति केवलिध्यानस्य। केवलिनः शैलेशीप्रारम्भात् [प्राग्] ध्यानानभ्युपगमात्। तत्र च कवलाहारास्वीकारात्। **अन्यथे**ति अशाश्वतत्वे। **एतद्विघ्न** इति ध्यानान्तरायः। **अथान्येषामि**त्यादि। **सेति** जुगुप्सा। **तेषामि**ति अन्येषां मानवादीनाम्। **तन्नाग्न्यमि**ति भगवन्निरावरणता। **तेषामि**ति

१ द्वितीयपरिच्छेदस्थलसंख्या–मु। २ मुद्रिते **आहारकार्यमिति** पाठः। ३ **सार्वज्ञ्येन** इति मुद्रिते।

अमरेन्द्रादीनाम्। **तद्धेतु**रिति जुगुप्साकारणम्। तत **एवे**ति सातिशयत्वादेव। **तन्नीहारस्ये**ति सर्वज्ञनीहारस्य। **तत्करणा**दिति नीहारकरणात्। **तदभावा**दिति रिरंसानिद्राभावात्।

**तन्ने**त्यादि। **तस्ये**ति कवलाहारस्य। **तेने**ति सर्वज्ञत्वेन।

§४ नापि सहचरादि, यतस्तत्सहचरं छद्मस्थत्वम्, अन्यद् वा निगदेत ? न तावदाद्यम्, उभयवाद्यविवादास्पदत्वेनासिद्धेः। अस्मदादौ तथादर्शनात् तत्साहचर्यनियमोपगमे गमनादेरपि तत् सहचरं स्यात्। अन्यत्तु करवक्त्रचालनादि भवति तत्सहचरम्, न तु केवलित्वेन विरुद्धम्। एवमुत्तरचरादिकमपि न केवलित्वेन विरुध्यते। इति स्थितं कवलाहारसर्वज्ञत्वयोरविरोधादिति हेतुः सिद्धिवधूसंबन्धबन्धुर इति ॥ २७ ॥

**इति प्रमाणनयतत्त्वालोके[1] श्रीरत्नप्रभाचार्यविरचितायां रत्नाकरावतारिकाख्यलघुटीकायां प्रत्यक्षस्वरूपनिर्णयो नाम द्वितीयः परिच्छेदः ॥**

§४ વળી, કવલાહારના સહચરાદિ પણ સર્વજ્ઞત્વના વિરોધી નથી કારણ કે અમે તમને પૂછીએ છીએ કે-કવલાહારનું સહચર છદ્મસ્થપણું છે કે બીજું કાંઈ ? પહેલો પક્ષ તો કહી શકશો નહીં કારણ કે વાદી પ્રતિવાદી ઉભયને કેવલીમાં છદ્મસ્થપણું માન્ય નથી. આપણામાં આહાર સાથે છદ્મસ્થપણાનું સાહચર્ય જોવામાં આવે છે, માટે સર્વત્ર કવલાહાર સાથે છદ્મસ્થત્વનું સાહચર્ય હોવું જોઈએ એવો નિયમ સ્વીકારશો તો ગત્યાદિક્રિયાઓમાં પણ છદ્મસ્થત્વનું સાહચર્ય માનવું પડશે. હાથમુખ વિગેરેનું હલન ચલન આદિ અન્ય પદાર્થનો કવલાહારમાં સહચાર છે તે ભલે હોય પણ સર્વજ્ઞત્વ સાથે તેનો વિરોધ નથી. એ જ પ્રમાણે કવલાહારના ઉત્તરચરાદિ પણ સર્વજ્ઞત્વ સાથે વિરોધી નથી. આથી કરી 'કવલાહાર અને સર્વજ્ઞત્વનો અવિરોધ હોવાથી' એવા અમારા હેતુની સિદ્ધિનો નિશ્ચય થયો. २७.

એ પ્રમાણે 'પ્રમાણનયતત્ત્વાલોક' નામના ગ્રંથની શ્રી. રત્નપ્રભાચાર્ય મહારાજ વિરચિત 'રત્નાકરાવતારિકા' નામની લઘુટીકાના પ્રત્યક્ષ સ્વભાવનો નિર્ણય નામના બીજા પરિચ્છેદનો શ્રી રેવતાચલ ચિત્રકૂટાદિ પ્રાચીન (જીર્ણ) તીર્થોદ્ધારક શ્રી વિજયનીતિસૂરીશ્વરજીના શિષ્યાણુ મુનિ મલયવિજયજીએ સ્વઅભ્યાસ સમયે કરેલ ગુર્જર ભાષાનુવાદ પૂર્ણ થયો.

(टि०) **अस्मदादा**वित्यादि। **तथे**ति आहारच्छद्मस्थत्वयोः साहचर्यावलोकनात्। **तत्साहचर्ये**ति सर्वज्ञेऽपि च्छद्मस्थत्वसाहचर्यनिश्चये सति। **तदि**ति च्छद्मस्थत्वम् ॥२७॥

इतिश्रीसाधुपूर्णिमागच्छीयश्रीमदाचार्यगुणचन्द्रसूरिशिष्यपं० ज्ञानचन्द्रविरचिते रत्नाकरावतारिकाटिप्पणके द्वितीयः परिच्छेदः समाप्तः ॥श्री॥

1 ०लोकालङ्कारे मु।

# રત્નાકરાવતારિકાનાં ટિપ્પણો

## પ્રથમ પરિચ્છેદ

૧. ૮ **'सिद्धये'** આ મંગળ શ્લોકની 'શતાર્થી' નામે ટીકા જિનમાણિક્ય ગણિએ રચી છે. નામ શતાર્થી છે પણ આમાં આ એક જ કારિકાના જુદા જુદા ૧૧૧ અર્થ કરવામાં આવ્યા છે. તે આ પ્રમાણે છે–વર્ધમાન જિનની સ્તુતિ ૧૨, સિદ્ધાર્થનૃપ ૧, ત્રિશલા ૧, ગૌતમ ૧, નન્દિવર્ધન ૧, ઋષભથી માંડી વર્ધમાન સુધીના ૨૪ તીર્થંકરો ૨૪, વૃષભ, વર્ધમાન, ચન્દ્રાનન અને વારિષેણ આ ચાર શાશ્વત તીર્થંકરો ૪, શત્રુંજયતીર્થ ૧, રૈવતગિરિ ૧, સાધારણ જિન ૬, સિદ્ધ ૨, આચાર્ય ૧, ઉપાધ્યાય ૧, સર્વ સાધુ ૮, વાચનાચાર્ય ૨, સ્વગુરુ ૨, વાણી ૧, જિનધર્મ ૨, સિદ્ધાન્ત ૩, સિદ્ધિ ૧, શ્રાદ્ધ ૨, સામાન્ય વ્યવહારી ૨, બ્રહ્મા–વિધાતા ૩, વિષ્ણુ–નારાયણ ૫, ભાવી તીર્થંકર તરીકે વિષ્ણુ ૧, શિવ ૨, પાર્વતી ૩, સૂર્ય ૨, ચંદ્ર ૧, રાજા ૧, પ્રદીપ ૩, અગ્નિ ૧, કામ ૧, પિક ૧, મેઘ ૧, સહકાર ૧, નિમ્બ ૧, વાત ૧, રાત્રિ ૧, શલભ ૧, શરાવ ૧, અને સિદ્ધહેમ વ્યાકરણ ૧. આ કૃતિ હજી છપાઈ નથી. આ કૃતિને અંતે જિનમાણિક્યના શિષ્ય વિજયે રચેલ પ્રશસ્તિ આપવામાં આવી છે. તેની રચના તેમણે ૧૫૩૯ વિક્રમ સંવતમાં કરી છે. આથી શતાર્થીની રચના પણ એ જ વર્ષમાં પૂરી થઈ હશે તેમ માની શકાય. આની હસ્તપ્રત અમદાવાદના ડહેલાના ઉપાશ્રયના હસ્તપ્રત ભંડારમાં છે. અને તેનું મુદ્રણ લા. દ. વિદ્યામંદિર, અમદાવાદ તરફથી શરૂ કરવામાં આવ્યું છે.

પ્રસ્તુતમાં સિદ્ધિ શબ્દના અનેક અર્થો છે–સમગ્ર પ્રકારની ભૌતિક સંપત્તિ ગ્રન્થની સમાપ્તિ, વાચકને થતી જ્ઞપ્તિ અને તે દ્વારા મુક્તિ.

૧. ૧૦ **'दिगम्बरस्य'** અહીં સૂચવેલ દિગમ્બર તે કુમુદચન્દ્ર છે અને વાદી દેવસૂરિ અને કુમુદચંદ્રનો વાદ મહારાજાધિરાજ જયસિંહ દેવની સમક્ષ થયો હતો એમ પંડિત જ્ઞાનચંદ્રે ટિપ્પણમાં ખુલાસો કર્યો છે. આનું સમર્થન તાડપત્રની એક હસ્તપ્રતની કાષ્ઠ પૃષ્ઠિકામાં દોરેલા ચિત્ર ઉપરથી તથા યશશ્ચન્દ્રકૃત મુદ્રિત-કુમુદચંદ્ર નામના નાટકમાથી પણ મળે છે. આથી વાદી દેવસૂરિનો દિગમ્બરા-ચાર્ય કુમુદચંદ્ર સાથે વાદ થયો હતો એ હકીકત સાચી જણાય છે.

૪. ૪. **'लक्ष्यमाण'** – આ પ્રથમ વિશેષણનો સરાંશ છે કે– સમુદ્ર રત્નાદિ અનેક પદાર્થો અને તેને સંઘરનાર જલથી યુક્ત હોય છે, તેમ આ સ્યાદ્વાદરત્નાકર નામનો ગ્રન્થરૂપ લોકોત્તર સમુદ્ર પણ વિવિધ પ્રમેયરૂપ પદાર્થો અને તેને સંઘરનાર શબ્દોથી સંપન્ન છે. આ શાસ્ત્રરૂપ સમુદ્રમાં જે પદાર્થોનું વર્ણન છે તે અતિ ગંભીર છે. અને તેના પ્રતિપાદક જે શબ્દો છે તે પણ અભિપ્રેત અર્થનું પ્રતિપાદન કરતા હોવાથી નિર્દોષ છે.

૪. ૪. '**तत इतो**'--આ બીજા વિશેષણનો સારાંશ છે કે- સમુદ્ર ઉછળતા તરંગોની નવી નવી રચના- આકૃતિથી મનોહર હોય છે. તેમ આ ગ્રન્થરૂપ લોકોત્તર સમુદ્ર પણ તેમાં નિરૂપાતા અનેક પ્રમેયોને કારણે મનોહર છે.

૪. ૫ '**अतुलफल**'--આ તીજા વિશેષણને સાર છે કે-સમુદ્ર શ્રેષ્ઠ ફળવાળા આગમ-વૃક્ષોથી યુકત વનોના નિકુંજોથી યુકત હોય છે, તેમ આ ગ્રન્થરૂપ લોકોત્તર સમુદ્ર પણ નિરુપમમોક્ષ રૂપ ફળ આપનાર આગમો-શાસ્ત્રોના પરિચ્છેદ-પ્રકરણોથી યુકત છે.

૪. ૬. '**निरुपम**'-આ ચોથા વિશેષણનો ભાવ છે કે - સમુદ્ર મોટા વહાણો દ્વારા કુશળ વહાણવટીઓથી ખેડાય તો પૂર્વે અપ્રાપ્ત એવા અપૂર્વ રત્નો આપે છે તેમ આ ગ્રન્થરૂપ લોકોત્તર સમુદ્ર પણ બુદ્ધિ-સમ્યગ્જ્ઞાન રૂપ મહાયાનથી ખેડાય તો ક્ષપકશ્રેણિગત ક્ષાયિકભાવના ચારિત્રમાર્ગના વ્યાપારમાં તત્પર પુરુષોને પૂર્વે અપ્રાપ્ત એવું મોક્ષ રત્ન અર્પણ કરે છે.

૪. ૭. '**क्वचन**' આ પાંચમાં વિશેષણનો સારાંશ છે કે- સમુદ્ર કોઈ-કોઈ સ્થળે પરવાળાની જાળોને કારણે દુર્ગમ છે. તેમ આ ગ્રન્થરૂપ અલૌકિક સમુદ્ર પણ અહિં તહિં વેરાયેલા સમાસ પ્રધાન નિર્દોષ ગદ્યની જાળોને કારણે દુર્ગમ છે.

૪. ૭. '**क्वचन सुकु**' આ છઠ્ઠા વિશેષણનો ભાવાર્થ છે કે- સમુદ્ર કોઈ સ્થળે સુકોમળ લીસાં અને ઘાટીલાં તથા કાન્ત-મનોહર હોઈ આંખને ઠારે તેવાં મોતીઓના સમૂહથી યુકત હોય છે. તેમ આ ગ્રન્થરૂપ લોકોત્તર સમુદ્ર પણ કોઈ-કોઈ સ્થળે માધુર્ય અને પ્રસાદગુણ હોવાથી સુકુમાર હૃદયંગમ કાન્ત-ચમત્કાર હોવાથી મનોહર અને વ્યુત્પન્ન બુદ્ધિ-સૂક્ષ્મ બુદ્ધિથી જાણી શકાય તેવા હોવાથી તેજસ્વી એવા અનેક શ્લોકોથી ભરપુર છે.

૪. ૯. '**क्वचिदने**' આ સાતમાં વિશેષણનું તાત્પર્ય આવું છે-સમુદ્રમાં તરંગો પર્વત બની જાય છે. અને તેથી અથડાઇને ત્રાસ પામી ભાગી જતાં મગરોનો સમૂહ પણ તેમાં હોય છે તેમ આ ગ્રન્થરૂપ લોકોત્તર સમુદ્રમાં પણ કોઈ કોઈ સ્થળે અનેકાન્તવાદના આધારે થયેલ અનેક વિકલ્પરૂપ તરંગો--અકાટ્ય એવા દૂષણો પર્વતો રૂપ બની જાય છે. અને તેથી ત્રાસ પામવાને કારણે નાશી જતાં-ચૂપ થઇ જતાં અનેક પરતીર્થિકોરૂપ મગરમચ્છો એમાં નજરે પડે છે.

૪. ૧૦. '**क्वचिदपगत**' આ આઠમાં વિશેષણના અનેક અર્થો આ પ્રમાણે થઈ શકે છે. (૧) સમુદ્રમાં કોઈ કોઇ સ્થળે ઉછળતા-ગુલાટ ખાતા મોટાં મત્સ્યોનાં પૂછડાઓનાં પછડાટથી ઉંચે ઉછળતા જલબિન્દુઓ જ્યારે સૂર્યમંડલને સ્પર્શે છે ત્યારે છમ્ એવો અવાજ થાય છે અને તે સમાપ્ત-શાંત થઇ જાય છે. તેમ આ ગ્રન્થરૂપ લોકોત્તર સમુદ્રમાં કોઇ કોઇ સ્થળે પક્ષાભાસાદિ સમસ્ત દોષોથી યુક્ત અનુમાન-હેતુનું કથન કરનાર વાદીને તેના કથનમાં દોષ બતાવવામાં આવે ત્યારે આમ તેમ ગુલાંટ ખાઇ તે નવનવાં અનુમાન કરે, કે કથિત અનુમાનમાં નવાં વિશેષણ આપે ત્યારે બુદ્ધિને નર્તકી બનાવનાર અસાધારણ-ધુરંધર પંડિતો અહંકાર પૂર્વક તેને પડકારે છે ત્યારે તેના બબડાટથી જે થુંકનાં બિન્દુઓ ઉડે છે તે વિદ્વન્મંડલરૂપ સૂર્ય મંડલમાં હાસ્ય રૂપ છમકારો આપી જાય છે અને શાંત થઇ જાય છે.

(૨) સમુદ્રમાં કોઈ કોઈ સ્થળે ઉછળતાં મોટા મત્સ્યોનાં પુંછડાના પછડાટથી પાણીના મોટા મોટા બિન્દુઓ ઉંચે ઉછળી સૂર્યમંડળમાં છમકારો જન્માવે છે, તેમ આ ગ્રન્થરૂપ સમુદ્રમાં પણ પોતે માની લીધેલ નિર્દોષ અનુમાનના પ્રયોગના કારણે વાદી ઉલ્લસિત–આનંદિત થઈને હાથ પગ પછાડે છે. અને યદ્વાતદ્વા બોલવારૂપ વિરુદ્ધાચરણ કરે છે. ત્યારે તેના મુખમાંથી ઉડતા થુંકને લીધે વિદ્વન્મંડલરૂપ સૂર્યમંડલમાં ઘડીભર હાસ્યરૂપ મોજાનો છમકારો ફરી વળે છે,

(૩) સમુદ્રમાં આમ તેમ ઉછળતા મોટા મોટા માછલાઓને કારણે ઉંચે ઉડતા જલ બિન્દુઓના વડે સૂર્યમંડલમાં છમકારા થાય છે, તેમ આ ગ્રન્થરૂપ લોકોત્તર સમુદ્રમાં પણ જ્યારે ગ્રન્થકાર એક પછી એક નિર્દોષ અનુમાન–હેતુનો પ્રયોગ કરે છે ત્યારે પરપ્રવાદીઓ આમ તેમ ઉછાળા મારે છે; આથી વિદ્વત્પરિષદ્રૂપ સૂર્યમંડલમાં હાસ્યનું મોજુ ફરી વળે છે, અર્થાત્ છમકારો થઈ જાય છે.

૪. ૧૨. '**क्वापि**' આ નવમાં વિશેષણનો ભાવાર્થ આ પ્રકારે છે– (૧) સમુદ્ર કોઈ કોઈ સ્થળે ચંચળ મણિધર સર્પોથી ભયંકર હોય છે, તેમ આ ગ્રન્થરૂપ લોકોત્તર સમુદ્રમાં પણ જ્યારે અન્ય દાર્શનિકોની યુક્તિનું ખંડન થઈ જાય છે ત્યારે ક્રોધાવેશને કારણે તેઓ ભયંકરરૂપ ધારણ કરે છે.

(૨) સમુદ્ર કોઈ સ્થળે મણિધર સર્પને માટે પણ ભયંકર હોય છે, તેમ આ ગ્રન્થરૂપ લોકોત્તર સમુદ્ર પણ અન્ય દાર્શનિકોની યુક્તિઓનું ખંડન કરતો હોઈ તેમને માટે ભયંકર છે,

૪. ૧૪, '**स्याद्वादरत्नाकर**' આચાર્ય વાદી દેવસૂરિએ પોતાનાં ગ્રન્થનું નામ સ્યાદ્વાદરત્નાકર રાખ્યુ છે. આથી પ્રેરાઈને આચાર્ય રત્નપ્રભે અહિં તેની સમુદ્રના રૂપક વડે પ્રશંસા કરી છે. અહીં નંદી સૂત્રમાં સંઘની સમુદ્રના રૂપક વડે જે સ્તુતિ કરી છે, તે યાદ આવે છે—

भद्दं धिइवेलापरिगयस्स सज्झायजोगमगरस्स ।
अक्खोभस्स भगवओ संघसमुद्दस्स रुंदस्स ॥ ११ ॥

૪. ૧૭ '**प्रमाणनय**'–મૂળ ગ્રન્થનું નામ 'પ્રમાણનયતત્ત્વાલોક' છે. પણ ઘણીવાર તેની ટીકા 'સ્યાદ્વાદરત્નાકર'નું વિશેષણ 'અલંકાર' તેના નામ સાથે જોડી દેવાની ભૂલ થાય છે.

૬. ૮ '**तत्र चेह**' ગ્રંથારંભે પરાપર ગુરુ પ્રવાહના સ્મરણના સમર્થન માટે જુઓ તશ્લો૦ પૃ. ૧

૬. ૧૦ '**अपकारिणः**'– યદ્યપિ બૃહદ્વૃત્તિમાં મંગલ શ્લોકની અપકારિના સ્મરણપરક વ્યાખ્યા કરવામાં આવી નથી છતાં પણ અહીં તેવી વ્યાખ્યા કેમ કરવામાં આવી તેનો ખુલાસો ટીકાકારે આગળ પૃ. ૧૨ માં કર્યો છે.

૬. ૧૪. '**रागद्वेष**' ઇત્યાદિ મંગલ શ્લોકની તુલના પૂજ્ય પાદકૃત મંગલ શ્લોક સાથે કરવા જેવી છે—

"मोक्षमार्गस्य नेतारं भेत्तारं कर्मभूभृताम् ।
ज्ञातारं विश्वतत्त्वानां वन्दे तद्गुणलब्धये ॥" सर्वार्थसिद्धि

૭. ૧૫ '**तीर्थस्य**'—તીર્થ શબ્દની વ્યાખ્યા વિશેષાવશ્યક ભાષ્યમાં આચાર્ય જિનભદ્રગણિ ક્ષમાશ્રમણે આ પ્રમાણે કરી છે—

तिज्जइ जं तेण तहिं तओ व तित्थं तयं च दव्वम्मि ।
सरियाईणं भागो निरवायो तम्मि य प्रसिद्धे ॥१०२६ ॥
तरिया तरणं तरियव्वं च सिद्धाणि तारओ पुरिसो ।
वाहोडुवाइ तरणं तरणिज्जं निन्नयाईयं ॥ १०२७ ॥
देहाइतारयं जं बज्झमलावणयणाइमत्तं च ।
णेगंताणच्चंतियफलं च तो दव्वतित्थं तं ॥ १०२८ ॥
इह तारणाइफलयं ति ण्हाणपाणावगाहणाईहिं ।
भवतारयं ति केई तं नो जीवोवघायाओ ॥ १०२९ ॥
सूणंगं पि व तमुदूहलं व न य पुण्णकारणं ण्हाणं ।
न य जइजोग्गं तं मंडणं व कामंगभावाओ ॥१०३०॥
देहोवगारी वा तेण तित्थमिह दाहनासणाईहिं ।
महुमज्जवेस्सादओ वि तो तित्थमावन्नं ॥ १०३१ ॥
भावे तित्थं संघो सुयविहियं तारओ तहिं साहू ।
नाणाइतियं तरणं तरियव्वं भवसमुद्दोऽयं ॥ १०३२ ॥
जं नाण-दंसणचरित्तभावओ तव्विवक्खभावाओ ।
भवभावओ य तारेइ तेण तं भावओ तित्थं ॥ १०३३॥
तह कोहलोहकम्ममयदाहतण्हामलावणयणाइं ।
एगंतेणच्चंतं च कुणइ य सुद्धिं भवोघाओ ॥ १०३४ ॥

ઇત્યાદિ.

૭. ૨૧ '**अष्टमहाप्रातिहार्यादि**'—દેવકૃત આઠ પ્રાતિહાર્યો આ છે—

"अशोकवृक्षः सुरपुष्पवृष्टिर्दिव्यो ध्वनिश्चामरमासनं च ।
भाण्मंडलं दुन्दुभिरातपत्रं सत्प्रातिहार्याणि जिनेश्वराणाम्"

—આચાર્ય હરિભદ્રકૃત નંદી વૃત્તિમાં પૃ. ૪ માં આ શ્લોક ઉદ્ધૃત છે.

સદ્ધર્મપુંડરીકમાં તથાગતકૃત પ્રાતિહાર્યનું વર્ણન કરતાં કહ્યું છે કે—

"अथ खलु तस्यां वेलायां भगवतो भ्रूविवरान्तरादूर्णाकोशादेका रश्मि निश्चरिता सा पूर्वस्यां दिशि अष्टादशबुद्धक्षेत्रसहस्राणि प्रसृता। तानि च सर्वाणि बुद्धक्षेत्राणि तस्या रश्मेः प्रभया सुपरिस्फुटानि संदृश्यन्ते स्म यावदवीचिर्महानिरयो यावच्च भवाग्रम्।" ઇત્યાદિ પૃ૦ ૩.

તે જ ગ્રન્થમાં અન્યત્ર તથાગતો દ્વારા જિહ્વેન્દ્રિયને વિસ્તારી સમગ્ર લોકસ્પર્શ દાખવ્યો છે—પૃ. ૨૨૯. આ ઉપરથી જણાય છે કે જૈન પરંપરામાં પ્રાતિહાર્યો દેવકૃત છે જ્યારે બૌદ્ધ પરંપરામાં સ્વયં તથાગત કૃત છે. અન્યત્ર બૌદ્ધ ગ્રન્થોમાં પ્રાતિહાર્યના ઋદ્ધિ પ્રા૦, આદેશના પ્રા૦, અનુશાસની પ્રા૦—આવા ત્રણ ભેદો પણ બતાવ્યા છે. આમાં પણ ક્રમે પોતાની ઋદ્ધિનું પ્રદર્શન, બીજાનાં મનની વાત જાણવાની શક્તિનું પ્રદર્શન અને બીજાને નિર્દોષ બનાવી દેવાની શક્તિનું પ્રદર્શન એ પ્રાતિહાર્યો ગણાયા છે. વિશેષ માટે જુઓ—બુદ્ધિસ્ટ હાઈબ્રિડ સંસ્કૃત ડિક્શનરીમાં, 'પ્રાતિહાર્ય' શબ્દ.

૮. ૯. '**मूलातिशयाः**'—અતિશયોનો વિસ્તાર ઘણો મોટો છે. તીર્થંકરના શરીરના વિશેષ લક્ષણો, તેમની ભાષાના વિશેષ અતિશયો અનેક ગણાવવામાં આવે છે.

૮. ૧૪. '**ऐतेनैव**' તુલના-एतेनापरगुरुगणधरादिः सूत्रकारपर्यन्तो व्याख्यातः, तस्यैकदेशविद्यास्पदत्वेन देशतो घातिसंघातनत्वसिद्धेः सामर्थ्यादपरगुरुत्वोपपत्तेः" तश्लो० पृ० १

૯. ૨૬ '**भट्टो**' અહિ જ્ઞાનચંદ્રે ભટ્ટને '**नैष्कर्म्यमीमांसाकृत्**' કહ્યો છે અને પ્રભાકરને '**सकर्ममीमांसाकृत्**' કહ્યો છે તેનો આધાર શો છે તે જણાયું નથી. વળી એક નવી હકીકત પણ અહિ જ્ઞાનચંદ્રે એ ઉમેરી છે કે પ્રભાકરનું બીજું નામ દુર્ગસિંહ છે, આ પણ સંશોધનીય છે.

૯. ૩૨ '**तेनान्या**' - આ કારિકા પ્રમાણવાર્તિકમાં ૨ **१३३पू० अने १३४ उ०** છે.

૧૨. ૧૨. '**आगमवशात्**' આગમ જ્ઞાન વિના શાસ્ત્ર રચનાનો સંભવ નથી આવું દઢ મન્તવ્ય આચાર્ય વિદ્યાનંદે સ્થાપ્યું છે. તેનો જ અહિ પ્રતિઘોષ છે—

"सम्यग्बोध एव वक्तुः शास्त्रोत्पत्तिज्ञप्तिनिमित्तमिति चेन्न। तस्य गुरूपदेशायत्तत्वात्" ઇત્યાદી तश्लो० पृ. १.

૧૩. ૧ '**ननु यदिह**'—આ કંડિકામાં જે શંકા ઉપસ્થિત કરવામાં આવી છે તે આચાર્ય ધર્મકીર્તિના ન્યાયબિંદુની ધર્મોત્તર કૃત ટીકામાંથી લેવામાં આવી છે—જુઓ ધર્મો૦ પૃ૦ ૧૪; વળી જુઓ તત્ત્વપં૦ પૃ૦ ૨. આના જેવા જ પૂર્વોત્તર પક્ષો ન્યાયાવતારની સિદ્ધર્ષિ કૃત ટીકાના પ્રારંભમાં જોવામાં આવે છે.

૧૫. ૧. '**इदं च वाक्यम्**' દાર્શનિકોએ આદિવાક્ય વિષે જે વિસ્તૃત ચર્ચા કરી છે તેનું નિરૂપણ મેં અન્યત્ર કર્યું છે તે જોવું—न्यायाटि०पृ० १२९

૧૬. ૪ 'शब्दार्थयोः' શબ્દ અને અર્થનો સ્વાભાવિક સંબંધ નથી પણ સાંકેતિક છે એવો મત ન્યાયસૂત્રમાં સ્થાપિત કરવામાં આવ્યો છે.—જુઓ **न्यायसूत्र २. १. ५२-५७।** શબ્દ અને અર્થનો સ્વાભાવિક નિત્ય સંબંધ છે એવો મત મીમાંસકોનો છે જૈમિ૦ ૧.૧.૫; અને વૈયાકરણ ભર્તૃહરિનો પણ એવો જ મત છે- **'नित्याः शब्दार्थसंबन्धाः' वाक्य० १. २३,** જ્યારે બૌદ્ધોએ શબ્દ અને અર્થનો કોઈ સંબંધ જ માન્યો નથી. પણ અપોહવાદની સ્થાપના કરી છે. જુઓ **प्रवास्वो० का० ४२- १८७ ; तत्त्व० का० ८६७-१२१२ ।**

૨૦.૩૬. **'द्विष्ठसंबन्ध'**-આ કારિકાર્ધ પ્રમાણવાર્તિકભાષ્યનું છે. ૨.૧.૩. તેનુ ઉત્તરાર્ધ છે-**"द्वयस्वरूपग्रहणे सति संबन्धवेदनम् ।"**

૨૪. ૧૪. **'विकल्पयोनयः'** આ કારિકા દિગ્નાગના પ્રમાણસમુચ્ચયની છે. જુઓ **अनेका० पृ० ३३४**

૨૬. ૭. **'अर्थसंदेहोत्पादनं'**-આ મત ધર્મોત્તરનો છે. **"अश्रुते प्रकरणे कथितान्यपि न निश्चीयन्ते । उक्तेषु त्वप्रमाणकेष्वप्यभिधेयादिषु संशय उत्पद्यते । संशयाच्च प्रवर्तन्ते । अर्थसंशयोपि हि प्रवृत्त्यङ्गं प्रेक्षावताम् । अनर्थसंशयोपि निवृत्त्यङ्गम् । अत एव शास्त्रकारेणैव पूर्वं संबन्धादीनि युज्यन्ते वक्तुम् ।" धर्मो० पृ० १३ । हेतुआ० पृ० २४० ।** આના ખંડન માટે જુઓ **हेतु० पृ० २, तश्लो पृ० ४ ।**

૨૭. ૧૭ **'अर्चट'**- હેતુબિન્દુના ટીકાકાર અર્ચટનો આ મત છે તે માટે જુઓ **हेतु० पृ०२, २७ ।** તેના ખંડન માટે—**तश्लो० पृ० ४** જોવું; આ મતનું ખંડન બૌદ્ધ કમલશીલે પણ કર્યું છે-**तत्त्वपं पृ०६ ।**

૨૮, ૧૬ **'रामटः'** આ રામટ વિષે માહિતી મળતી નથી.

૨૯. ૭ **'शक्तिस्वभाव'** ઇત્યાદિનું સમર્થન આગળ આવે છે જુઓ પરિચ્છેદ ૪ નું દશમું સૂત્ર અને તેની વ્યાખ્યા.

૩૦. ૩૪ **'अदग्धदहनन्याय'**-આ જ ન્યાય માટે જુઓ **स्यार० पृ. २०.**

૩૧. ૨૩ **'दर्शनस्य'** જૈન મતમાં જ્ઞાન અને દર્શનનો ભેદ છે. તેમાં દર્શન સામાન્યમાત્રગ્રાહી હોઈ વ્યવહારોપયોગી નથી તેથી તેને પ્રમાણ માનવામાં આવ્યું નથી. મતિજ્ઞાનના ભેદ અવગ્રહને અને ઈહા ને પણ દર્શન કોટિમાં લેવા જોઈએ એવો મત આચાર્ય જિનભદ્ર ગણીએ વ્યક્ત કર્યો છે. **विशेषा० गा० ५३६ ।** દર્શન શબ્દના વિવેચન માટે જુઓ **प्रमाभा० पृ १२५ ।**

૩૧. ૨૩ **'सन्निकर्ष'** સન્નિકર્ષ વિષે દાર્શનિકોના જે વિવિધ મંતવ્યો છે તે બાબતમાં જુઓ-**न्यायाटि०' पृ०१४०-१४१** અને એમાં જ સંયોગ વિષે પણ વિવેચના કરવામાં આવી છે- **पृ० १३७.**

૩૧. ૨૪ **'निर्विकल्पक'** બૌદ્ધસંમત નિર્વિકલ્પ પ્રત્યક્ષની સ્થાપના ધર્મકીર્તિએ ન્યાયબિન્દુમાં તથા પ્રમાણવાર્તિકમાં કરી છે. તે પહેલા પણ દિગ્નાગે કરી હતી પણ તેમાં સંક્ષેપમાં છે. જ્યારે ધર્મકીર્તિ અને તેના ટીકાકારોએ આ સ્થાપનાને

વિસ્તારી છે. એ સમગ્રનો સમાવેશ તત્ત્વસંગ્રહ અને તેની ટીકામાં જોવા મળે છે. ન્યાયસૂત્રના અવ્યપદેશ્ય પદ ને આધારે તેના ટીકાકારો પ્રત્યક્ષના એક ભેદ તરીકે નિર્વિકલ્પને પ્રમાણ સ્વીકારે છે. અને વૈશેષિકો પણ તેનું પ્રામાણ્ય માને જ છે. સાંખ્ય અને વેદાંતને પણ તેનું પ્રામાણ્ય માન્ય છે. આના વિસ્તાર માટે જુઓ–**प्रमीभा०** **पृ०** ૧૨૫.

૩૧. ૨૫ '**संशय**' સંશયાદિનું લક્ષણ આ જ પ્રરિચ્છેદમાં આગળ આવે છે સૂત્ર ૯-૧૫

૩૧. ૨૬. '**ज्ञानाद्वैत**'–થી પ્રસ્તુતમાં બ્રહ્મવાદ અભિપ્રેત છે એમ ટિપ્પણકારે કહ્યું છે તેનો આધાર પ્રસ્તુત પ્રકરણમાં '**ज्ञानादन्योर्थः परः**' (સૂત્ર ૧૬) એ સૂત્રની અવતારિકામાં બ્રહ્મવાદનું નિરાકરણ કરવામાં આવ્યુ છે તે છે. આમ કહેવાનું કારણ એ છે કે જ્ઞાનથી ભિન્ન એવા જડ પદાર્થનું અસ્તિત્વ બ્રહ્મવાદી ને માન્ય નથી. અને બ્રહ્મ એ જ્ઞાનસ્વરૂપ જ છે. પણ બીજી રીતે વિચાર કરીએ તો સ્વયં વાદી દેવસૂરિએ આ સૂત્રની વ્યાખ્યામાં '**विज्ञानाद्यद्वैतवादिनां मिथ्याभिनिवेशव्युदासार्थं परपदप्रणयनम्**' આમ કહ્યું છે. આથી વિજ્ઞાનાદ્વૈત અને આદિપદથી ચિત્રાદ્વૈત શૂન્યવાદ અને બ્રહ્મવાદ પણ અભિપ્રેત છે. આમાંના શૂન્યવાદનુ નિરાકરણ તો સૂત્ર ૧૬ ની અવતારિકામાં કરવામાં આવ્યું જ છે. પણ યોગાચાર બૌદ્ધસંમત વિજ્ઞાનાદ્વૈતનું સ્વતંત્ર નિરાકરણ અવતારિકામાં સૂત્ર ૧૬ માં નથી તેથી ટિપ્પણકારે જ્ઞાનાદ્વૈતનો શબ્દાર્થ બ્રહ્મવાદ કર્યો પરંતુ રત્નાકરમાં તો સૂત્ર ૧૬ મામાં પ્રથમ વિજ્ઞપ્તિમાત્રવાદ (પૃ. ૧૪૮) જે બૌદ્ધનો છે, તેનું નિરાકરણ કર્યું છે. આજ મત વિજ્ઞાનાદ્વૈત નામે ઓળખાય છે. ત્યાર પછી ચિત્રાદ્વૈત (પૃ. ૧૭૨) નું, શૂન્યવાદનું (પૃ. ૧૭૯) અને છેવટે બ્રહ્મવાદનું ખંડન કર્યું છે. આ વસ્તુને ઉપસંહારમાં રત્નાકરમાં આ રીતે મુકી છે.

"ज्ञानाद्वैतं निरस्तं तदनुविदलितश्चित्रविज्ञानवादः ।
शून्यं निह्नुतमस्याप्युपरि परिहृतानन्तरं ब्रह्मवार्ता ॥"

ઇત્યાદિ—પૃ. ૨૧૦. આ ઉપરથી સિદ્ધ એ થાય છે કે અવતારિકાનું લઘુટીકા નામ સાર્થક છે. ખરી વાત એવી છે કે શૂન્યવાદનાં ખંડનમાં જે બાહ્યાર્થની સિદ્ધિ કરવામાં આવી છે તે સર્વ સાધારણ છે. આથી બહુ વિસ્તારમાં જવાની આવશ્યકતા લઘુ ટીકામાં જણાઈ નથી. અવતારિકાકારે પણ '**ज्ञानाद्वैतादिमत**' એ કહી આદિ પદથી બીજા પણ જેનો ઉલેખ કે ખંડન તેમણે નથી કર્યું તે સૌ તેમને અભિપ્રેત તો છે જ–એમ સૂચવ્યું છે.

૩૧. ૨૬. '**नित्यपरोक्षबुद्धिवादिनाम्**' મીમાંસકોના આ મતના નિરાકરણ માટે જુઓ પ્રસ્તુત પરિચ્છેદના સૂત્ર ૧૮ ની અવતારિકા પૃ ૧૧૦.

૩૧. ૨૭ '**एकात्मसम**—ઇત્યાદિ યૌગોના મત વિષે જુઓ પ્રસ્તુત પરિચ્છેદની અવતારિકા સૂત્ર ૧૮ પૃ. ૧૦૫.

૩૧. ૨૮. **'अचेतन'** સાંખ્યોના 'જ્ઞાન અચેતન છે'–એ મતનું નિરાકરણ સ્વતંત્ર ભાવે અવતારિકામાં નથી. માત્ર નૈયાયિકના ખંડન પ્રસંગે જ્ઞાન જડ ન હોઈ શકે એવું કથન કરવામાં આવ્યું છે (પૃ. ૧૦૬). આ માટે સાંખ્યસંમત ઇન્દ્રિય આદિની વૃત્તિના પ્રામાણ્યના સમર્થન માટે સાંખ્યકારિકા ૨૮ અને તેની ટીકાઓ અને તે મતના ખંડન માટે જુઓ, **स्यार० पृ.** ૭૨ અને **न्यायकु० पृ** ૪૦

૩૨. ૨૪ **'अर्थोपलब्धिहेतुत्व'** આ ન્યાયસમંત પ્રમાણ લક્ષણનું મૂળ ન્યાયભાષ્યમાં છે—૧. ૧. ૩.

૩૨. ૨૬ **'इन्द्रिय'** ઇન્દ્રિય અને તેના સ્વરૂપ અને ભેદો વિષે વિવરણ માટે જુઓ **प्रमीभा० पृ.** ૩૮

૩૨. ૨૯ **'लब्धिलक्षण'** આચાર્ય વિદ્યાનન્દને લબ્ધિરૂપ ઇન્દ્રિય પ્રમાણ સંમત છે અને લબ્ધિ એટલે તો અર્થગ્રહણકારા શક્તિ એમણે માની છે.

> "ततोऽर्थग्रहणाकारा शक्तिर्ज्ञानमिहात्मनः ।
> करणत्वेन निर्दिष्टा न विरुद्धा कथंचन ॥" **तश्लो** ૧. ૧.૨૨.

એ બાબતમાં વાદી દેવ સૂરિ પોતાની અસંમતિ દર્શાવે છે–**स्यार० पृ०** ૫૩

૩૨. ૩૨. **'भौतिकमेव'** ઇન્દ્રિયો ભૌતિક જ છે—આ મત ન્યાય–વૈશેષિક, પૂર્વમીમાંસા અને બૌદ્ધને પણ માન્ય છે. **प्रमीभा पृ** ૪૦

૩૪. ૧૪. **'मनसः'**—મનને અણુ માનનાર વૈશેષિક, નૈયાયિક, પૂર્વમીમાંસક, સાંખ્ય–યોગ અને વેદાન્ત છે. મન વિષે વિધારે વિવરણ માટે જુઓ **प्रमीभा पृ.** ૪૨.

૩૫. ૨૦ **'अनधिगतार्थ'** ઇત્યાદિ મીમાંસકોને માન્ય પ્રમાણના લક્ષણ વિષે વિશેષ વિચાર માટે જુઓ **'प्रमीभा' पृ.** ૫.

૩૬. ૧૬. **'धारावाहि'**—જેમાં વિષય તેનો તે જ રહે અને જે જ્ઞાન લંબાયા કરે જેમકે 'આ ઘટ છે' 'અ ઘટ છે' એવું સતત ભાન રહ્યા કરે, તે ધારાવાહિ જ્ઞાન કહેવાય છે.

૩૬. ૩૧. **'पक्षप्रतिक्षेप'**— પક્ષાભાસના ત્રણ પ્રકારો માટે આગળ પરિચ્છેદ ૬ ના સૂત્રો ૩૮—૪૬ જુઓ.

૩૮. ૩ **'हेतोः'** હેત્વાભાસોના વિવરણ માટે આગળ પરિ. ૬ ના ૪૭—૫૭ સૂત્રો જુઓ.

૩૮. ૧૩. **'आश्रयासिद्धि-व्यधिकरणासिद्धि'** ના વિવરણ માટે જુઓ, અવતારિકા પરિ. ૬ સૂ. ૫૧.

૫૧. ૧૪ **'सुनिश्चता'** સર્વજ્ઞનું બાધક પ્રમાણ કોઈ નથી એવો નિશ્ચય અવતારિકામાં આગળ ઉપર કરવામાં આવ્યો છે. તેથી અહિં આપેલ આ હેતુ યુક્ત ઠરે છે. જુઓ. પરિ. ૨ સૂત્ર ૨૩.

૩૮. ૧૪ 'उद्देश्यति'—આ પૂર્વચર હેતુનું ઉદાહરણ છે-પરીક્ષા૦ ૩. ૬૮

૩૮. ૧૮. 'स्वापात्' આ હેતુ પક્ષૈકદેશાસિદ્ધ છે. તે માટે જુઓ ન્યાયબિન્દુ ટીકા ૨. ૫.

૩૮. ૧૯ 'प्रतिज्ञार्थैकदेशासिद्धता'-ના લક્ષણ માટે જુઓ ન્યાયબિન્દુટીકા ૨. ૨૨.

૪૦. ૧૫. 'विरुद्धता' વિરુદ્ધહેત્વાભાસના લક્ષણ માટે જુઓ પરિ. ૬. સૂ૦ ૫૨—૫૩.

૪૦. ૧૬ 'व्यभिचार' અનૈકાન્તિક અથવા વ્યભિચારી હેત્વાભાસના લક્ષણ માટે જુઓ પરિ. ૬. સૂ૦ ૫૪—૫૭

૪૧. ૧૨. 'तद्दोष' દષ્ટાંત દોષો માટે જુઓ પરિ. ૬. સૂ. ૫૮–૭૯. પ્રસ્તુતમાં વૈધર્મ્ય દષ્ટાંત હોવાથી અસિદ્ધસાધ્યવ્યતિરેકાદિનો નિર્દેશ કર્યો છે. તે માટેના સૂ૦ ૬૯–૭૯ છે.

૪૩. ૧૨ 'सन्निकर्ष'—ન્યાયસૂત્રના વ્યાખ્યાકારોએ સન્નિકર્ષને પણ પ્રમાણ માન્યું છે તે માટે જુઓ ન્યાયસૂત્ર ૧. ૧. ૪ અને તેની ભાષ્ય–વાર્તિક–તાત્પર્યટીકા આદિ વ્યાખ્યાઓ. વૈશેષિક દર્શનમાં પણ સન્નિકર્ષને પ્રમાણ માનવામાં આવે છે. વૈશે. ૩. ૧. ૧૮. સન્નિકર્ષ એ પ્રમાણ નથી તેવો મત સર્વ પ્રથમ બૌદ્ધોએ વ્યક્ત કર્યો છે અને પછી બીજાઓએ તેનું અનુકરણ કર્યું છે. જુઓ પ્રમાણસમુચ્ચય અને તેની વૃત્તિ કા. ૧૯ થી અને તેની વ્યાખ્યાઓ તથા પ્રમાણ વાર્તિક પરિ. ૧. કા. ૩ ની મનોરથનંદી આદિ વૃત્તિ.

૪૪. ૧ 'असिद्धि'-આથી અસિદ્ધ હેત્વાભાસનો નિર્દેશ અભિપ્રેત છે. તે માટે જુઓ પરિ. ૬. સૂ૦ ૪૮–૫૧.

૪૪. ૩૦ 'कारकसाकल्य' આ મત જયંત ભટ્ટનો છે તે માટે ન્યાયમંજરી (પ્રમાણ) પૃ૦ ૧૨ અને તે મતના અન્યત્ર ખંડન માટે ન્યાયકુમુદચંદ્ર પૃ૦ ૩૪ અને તેના ટિપ્પણો જોવાં.

૪૪. ૩૧. 'अर्थोपलब्धौ' – અર્થોપલબ્ધિમાં સન્નિકર્ષ કરણ છે એ મત ન્યાયવાર્તિકકારે સ્પષ્ટ રૂપે સ્વીકાર્યો છે-જુઓ ન્યાયવાર્તિક પૃ૦ ૫–૬

૪૫. ૨૩. 'सहकारिणः'–રૂપને ચાક્ષુષ જ્ઞાનમાં સહકારી વૈશેષિકોએ માન્યું છે–જુઓ પ્રશસ્તપાદભાષ્ય કંદલી ટીકા સાથે પૃ૦ ૨૫૧

૪૫. ૨૪ 'निर्गुणत्वात्'— ગુણમાં ગુણ નથી એ વૈશેષિક સિદ્ધાંત માટે જૂઓ વૈશે. ૧. ૧. ૧૬

૪૫, ૨૫, **'यावद्द्रव्य'**—વૈશેષિકોના આ મત માટે જુઓ ન્યાયકંદલી પૃ૦ ૨૫૯

૫૦, ૨૭, **'संहृतसकल'** — આ મતની પુષ્ટિ માટે ધર્મકીર્તિનું પ્રમાણ વાર્તિક ૨. ૧૨૪ જુઓ.

૫૦, ૩૦, **'प्रत्यक्षेण'**—પ્રત્યક્ષના ઐન્દ્રિય આદિ ચાર ભેદો જે પ્રસ્તુતમાં જણાવ્યા છે તેની વ્યાખ્યા માટે જુઓ ન્યાયબિંદુ–ધર્મોત્તરપ્રદીપ ૧. ૭–૧૧

૫૭. ૧૧ **'अविसंवादकत्वम्'** આ સંદર્ભ માટે જુઓ ન્યાયબિંદુ–ધર્મોત્તર પ્રદીપ ૧. ૧. પૃ૦ ૧૭

૬૪. ૨૪ **'विवेकाख्यातिवादी'** -આ પ્રભાકરને લક્ષીને કથન છે. તેના મત માટે જુઓ, પ્રકરણપંચિકા (કા. વિ. વિ.) પૃ૦ ૪૮ અને તેના ખંડન માટે જુઓ ન્યાયકુમુદચંદ્ર પૃ. ૫૪ થી તેના ટિપ્પણો સાથે.

૭૬. ૨૮ **'शून्यवादिनः'** શૂન્યવાદના નિરૂપણ માટે નાગાર્જુન કૃત મૂલ-મધ્યમકકારિકા અને તેની ચંદ્રકીર્તિકૃત ટીકા તથા નાગાર્જુનની સ્વોપજ્ઞવૃત્તિ સહિત વિગ્રહવ્યાવર્તની જોવી, અને તેના ખંડન માટે ન્યાયકુમુદચંદ્ર ભાગ ૧. પૃ૦ ૧૩૩ થી તેના ટિપ્પણો સાથે જોવો. પ્રસ્તુતમાં જે પ્રકારની પરમાણુ અને સ્થૂલ અર્થ વિષે વિચારણા કરવામાં આવી છે તે માટે જુઓ તત્ત્વસંગ્રહ કા. ૧૯૬૭ થી.

૮૪. ૧૦ **'पिण्डो'** આ વિચાર માટે જુઓ વસુબંધુકૃત વિજ્ઞપ્તિમાત્રતા-સિદ્ધિ કા. ૧૨.

૮૫. ૧૦. **'अवयवी'** અવયવોથી પૃથક સ્થૂલ કોઇ અવયવી છે જ નહિ આ મતના સમર્થન માટે જુઓ તત્ત્વસંગ્રહની કા. ૫૯૨ થી. અને તેના ખંડન માટે ન્યાયકુમુદચંદ્ર પૃ. ૨૩૨ થી.

૯૩. ૧. **'ब्रह्मवादि'**—બ્રહ્મવાદની વિસ્તૃત સ્થાપના અને તેના ખંડન માટે સટિપ્પણ ન્યાયકુમુદચંદ્ર પૃ. ૧૪૭ થી જુઓ. વિજ્ઞાનાદ્વૈતવાદિએ જેમ 'પ્રત્યયત્વાત' હેતુથી વિજ્ઞાનાદ્વૈતની સિદ્ધિ કરી છે તે જ હેતુને 'પ્રતીયમાનત્વાત' એ રૂપમાં બ્રહ્મવાદીએ મૂકીને પ્રપંચનું મિથ્યાત્વ સિદ્ધ કરી અર્થાત બ્રહ્માદ્વૈત સિદ્ધ કર્યું છે.

૯૯. ૧૬. **'स्वस्य व्यवसायः'** જ્ઞાન સ્વવ્યવસાયી હોવું જોઈએ એવો મત બૌદ્ધોએ વ્યક્ત કર્યો અને તેની દલીલો આપી. જૈનોએ પણ એ મત સ્વીકારી લીધો છે. આ માટે ધર્મકીર્તિકૃત ન્યાયબિન્દુમાં સ્વસંવેદન પ્રત્યક્ષ (૧.૧૦) તથા પ્રમાણવાર્તિકનું તે પ્રકરણ જોવા જેવું છે. પ્રસ્તુત સૂત્રમાં જે વાત કહેવામાં આવી છે તે માટે પ્રમાણવાર્તિકની (૨. ૪૨૮)નિમ્ન કારિકા તુલનીય છે—

"बहिर्मुखं च तज्ज्ञानं भात्यर्थप्रतिभासवत् ।
बुद्धेश्च ग्राहिका वित्तिर्नित्यमन्तर्मुखात्मनि ॥"

આ ઉપરાંત પ્રમાણવાતિર્કમાં નિમ્ન પ્રકરણો જોવાં ૨. ૨૪૯ થી, ૨. ૪૨૩ થી, ૨. ૪૫૯ થી અને ૨. ૪૮૫ થી. આ સમગ્ર ચર્ચાના વિસ્તાર માટે જુઓ ન્યાયકુમુદચંદ્ર પૃ. ૧૭૫ થી,

૧૦૯. ૧૧ 'प्रामाण्यम्'—પ્રામાણ્યનું લક્ષણ અને તેની ઉત્પત્તિ તેમજ જ્ઞપ્તિ સ્વતઃ છે કે પરતઃ—આ ચર્ચા માટે જુઓ ન્યાયકુમુદચંદ્ર સટિપ્પણ પૃ. ૧૯૫થી

## દ્વિતીય પરિચ્છેદ

૧૨૩.૩ 'द्विभेदम्'—પ્રમાણનું પ્રત્યક્ષ–પરોક્ષ એમ બે ભેદમાં વિભાજન એ જૈનોનું આગવું છે. બૌદ્ધોએ પ્રમાણના બે ભેદ પાડેલ પણ તે પ્રત્યક્ષ ને અનુમાનરૂપે. જૈનોના આ વિભાજન પાછળ તેમની જ્ઞાનના પ્રત્યક્ષ–પરોક્ષભેદની પ્રક્રિયા રહેલી છે. જુઓ વિશેષાવશ્યક ભાષ્ય ગા૦ ૮૮ થી. પ્રમાણના પ્રત્યક્ષ–પરોક્ષભેદોમાં જ અન્ય પ્રમાણોના સમાવેશની પ્રક્રિયા માટે જુઓ સટિપ્પણ ન્યાયકુમુદચંદ્ર પૃ. ૫૨૦. ન્યાયકુમુદચંદ્રમાં પ્રત્યક્ષેતર પ્રમાણની સ્થાપના પૃ૦. ૬૭થી કરવામાં આવી છે. અને સ્મૃતિ આદિ પરોક્ષપ્રમાણોની ચર્ચા ક્રમે કરી પૃ૦ ૪૦૫. થી છે.

૧૩૪. ૨૫ 'प्राप्यकारीणि'—ઇન્દ્રિયોના પ્રાપ્યકારિત્વ અને અપ્રાપ્યકારિત્વની ચર્ચા માટે ન્યાયકુમુદચંદ્ર પૃ. ૭૫ થી જુઓ.

૧૬૦. ૧. 'अवग्रह'—અવગ્રહ, ઈહા, અવાય અને ધારણા આ સાંવ્યવહારિક પ્રત્યક્ષના ભેદોના વિશેષ વિવરણ માટે જુઓ વિશેષાવશ્યક ભાષ્ય ગા ૧૭૭ થી. તથા તત્ત્વાર્થશ્લોકવાર્તિક ૧. ૧૫ થી.

૧૬૬.૨૨ 'अवधिज्ञानम्'—વિશેષાવશ્યક ભાષ્ય ગા. ૫૬૫ થી આનું વિશેષ વિવરણ જોવું.

૧૬૭. ૭ 'तिमिरच्छाययोः'—અંધકાર અને છાયાને આલોકના અભાવ રૂપે માનનાર નૈયાયિક અને વૈશેષિકના મતની સમીક્ષા માટે જુઓ ન્યાયકુમુદચંદ્ર પૃ. ૬૬૬ થી.

૧૮૮. ૩ 'मनःपर्यायज्ञानम्'—ના વિવરણ માટે જુઓ વિશેષાવશ્યકભાષ્યગા. ૮૦૬ થી.

૧૮૮. ૧૬ 'केवलज्ञानम्' ના વિશેષ વિવરણ માટે જુઓ વિશેષાવશ્યકભાષ્ય ગા. ૮૧૮ થી.

૧૮૮. ૧૩ 'सकलप्रत्यक्षप्रतिक्षेपः' ભારતીય દર્શનમાં મીમાંસકોએ પુરુષના સર્વજ્ઞત્વનો નિષેધ કર્યો છે તેના પૂર્વપક્ષ અને ઉત્તરપક્ષ માટે જુઓ ન્યાયકુમુદચંદ્ર પૃ. ૮૬ થી.

૧૯૯. ૨૫ 'भूभूधरादि'–આ અનુમાનથી ઈશ્વરના જગત્કર્તૃત્વની સિદ્ધિ કરવામાં આવી છે. આ ચર્ચા માટે જુઓ **न्याकु०** પૃ૦ ૯૭ થી. આ મત નૈયાયિક વૈશેષિકોનો છે.

૨૦૧. ૩૧. 'शैवः'–ટિપ્પણકાર જ્ઞાનચંદ્ર ઈશ્વરકર્તૃત્વની ચર્ચા પ્રસંગે તે મત શૈવનો છે તેવો ઉલ્લેખ કરે છે. તે નૈયાયિકો અને વૈશેષિકો શૈવો હતા તે લક્ષ્યમાં રાખીને છે.

૨૧૧. ૧ 'केवलिनः कवलाहारवत्त्वे'–દિગંબર મતે કેવલી કવલાહાર નથી કરતા. આ મતનું ખંડન અહિ કરવામાં આવ્યું છે. તેના પૂર્વપક્ષ અને ઉત્તરપક્ષ માટે જુઓ ન્યાયકુમુદચંદ્ર પૃ૦ ૮૫૨ થી.

# स्याद्वादरत्नाकरविशेषणानां समासाः।

वि० १ अतिशयेन क्षुद्राः ["गुणाङ्गाद् वेष्ठेयसू" ७–३–९ हैम। "स्थूल-दूर-यु-वह्रस्वक्षिप्र-क्षुद्रस्यान्तस्थाऽऽदेर्गुणश्च नामिनः" ७–४–४२ हैम] क्षोदीयांसः, न क्षोदीयांसः=अक्षोदीयांसः, लक्ष्यमाणाश्च ते अक्षोदीयांसश्च, अथवा लक्ष्यमाणा अत एव अक्षोदीयांसश्च ते अर्थाश्च=लक्ष्यमाणाक्षोदीयोऽर्थाः, न क्षूणानि–अक्षूणानि लक्ष्यमाणाक्षोदीयोऽर्थैः अक्षूणानि च तानि अक्षराणि च अथवा लक्ष्यमाणाक्षोदीयोऽर्थाश्च अक्षूणाक्षराणि च लक्ष्यमाणाक्षोदीयोऽर्थाक्षराणि, तानि एव क्षीरम् अथवा तानि क्षीरमिव लक्ष्यमाणाक्षोदीयोऽर्थाक्षूणाक्षरक्षीरम्, तेन निरन्तरम्–तस्मिन् ।

वि० २ महती च मुद्रा च महामुद्रा, स्याद्वादस्य महामुद्रा=स्याद्वादमहामुद्रा, स्याद्वादमहामुद्रया मुद्रितानि=स्याद्वादमहामुद्रामुद्रितानि, नास्ति निद्रा येषां तानि--अनिद्राणि, दृश्यमानानि च स्याद्वादमहामुद्रामुद्रितानि च अनिद्राणि च तानि प्रमेयाणि च=दृश्यमानस्याद्वादमहामुद्रामुद्रितानिद्रप्रमेयाणि, तेषां सहस्रम्=दृश्यमानस्याद्वादमहामुद्रामुद्रितानिद्रप्रमेयसहस्रम्, उत्तुङ्गाश्च तङ्गन्तश्च तरङ्गाश्च ते उत्तुङ्गतङ्गत्तरङ्गाः, दृश्यमानस्याद्वादमुद्रामुद्रितानिद्रप्रमेयसहस्रमेव उत्तुङ्गतुङ्गत्तरङ्गाः=दृश्यमानस्याद्वादमहामुद्रामुद्रितानिद्रप्रमेयसहस्रोत्तुङ्गतङ्गत्तरङ्गाः, तेषां भङ्गयः=दृश्यमान........त्तरङ्गभङ्गयः, तासां सङ्गः=दृश्यमानः........त्तरङ्गभङ्गिसङ्गः, सौभाग्यस्य भाजनम्=सौभाग्यभाजनम्, दृश्यमान........सङ्गेन सौभाग्यभाजनम्=दृश्यमानस्याद्वादमुद्रामुद्रितानिद्रप्रमेयसहस्रोत्तुङ्गतङ्गत्तरङ्गभङ्गिसङ्गसौभाग्यभाजनम्, तस्मिन् ।

वि० ३ नास्ति तुला यस्य=अतुलम्, अतुलानां फलानां भरः=अतुलफलभरः, तेन भ्राजिष्णवश्च ["भ्राजिअलङ्कृग्निराकृग्........इष्णुः" ५–२–२८ हैम]भूयिष्ठाश्च ते ["बहोर्णीष्ठे भूय्" [७–४–४० हैम] आगमाश्च=अतुलफलभरभ्राजिष्णुभूयिष्ठागमाः, तैः अभिरामाः=अतुलफलभरभ्राजिष्णुभूयिष्ठागमाभिरामाः, न तुच्छाः अतुच्छाः, अतुच्छाश्च ते परिच्छेदाश्च=अतुच्छपरिच्छेदाः, अतुलफलभरभ्राजिष्णुभूयिष्ठागमाभिरामाश्च ते अतुच्छपरिच्छेदाश्च=अतुलफलभरभ्राजिष्णुभूयिष्ठागमाभिरामातुच्छपरिच्छेदाः, तेषां सन्दोहः=अतुलफलभरभ्राजिष्णुभूयिष्ठागमाभिरामातुच्छपरिच्छेदसन्दोहः, सन्दोह एव शाद्वलः=मृदुनीलतृणसमूहयुक्तः प्रदेशः अस्मिन् स संदोहशाद्वलः। काननस्य निकुञ्जाः=काननिकुञ्जाः, शाद्वलश्च आसन्नाश्च काननिकुञ्जाः=

शाद्वलासन्नकानननिकुञ्जाः, अतुलफल........परिच्छेदसन्दोह एव शाद्वलासन्नकानननिकुञ्जाः (।। इव) यस्मिन् वा सः–अतुलफलभरभ्राजिष्णुभूयिष्ठागमाभिरामातुच्छपरिच्छेदसन्दोहशाद्वलासन्नकानननिकुञ्जः, तस्मिन् ।

वि. ४ (१) निर्गता उपमा यस्याः सा, उपमायाः निष्क्रान्ता वा=निरुपमा, निरुपमा च सा मनीषा=निरुपममनीषा, महच्च तद् यानपात्रं च=महायानपात्रम्, महायानपात्रस्य व्यापारः महायानपात्रव्यापारः, निरुपममनीषया महायानपात्रव्यापारे परायणाश्च ते पुरुषाश्च–(निरुपममनीषा एव महायानपात्रम्=निरुपममनीषामहायानपात्रम्, तेन व्यापारे परायणाश्च ते पुरुषाश्च वा) निरुपममनीषामहायानपात्रव्यापारपरायणपुरुषाः, पूर्वं प्राप्तानि=प्राप्तपूर्वाणि, न प्राप्तपूर्वाणि–अप्राप्तपूर्वाणि, अप्राप्तपूर्वाणि च तानि रत्नानि अप्राप्तपूर्वरत्नानि, तेषां विशेषाः–अप्राप्तपूर्वरत्नविशेषाः, निरुपममनीषा.......परायणपुरुषैः प्राप्यमाणाः अप्राप्तपूर्वरत्नविशेषाः यस्मिन् सः=निरुपममनीषामहायानपात्रव्यापारपरायणपुरुषप्राप्यमाणाऽप्राप्तपूर्वरत्नविशेषः तस्मिन् ।

(२) निरुपमनीषामहायानपात्रव्यापारपरायणपुरुषैः इव तार्किकपुरुषैः प्राप्यमाणाऽप्राप्तपूर्वरत्नविशेषे ।

वि० ५ वचनानां रचनाः=वचनरचनाः, न अवद्यानि=अनवद्यानि, वचनरचनया अनवद्यानि च तानि गद्यानि=वचनरचनाऽनवद्यगद्यानि तेषां परम्पराः=वचनरचनाऽनवद्यगद्यपरम्पराः, प्रवालानां जालानि=प्रवालजालानि, वचनरचनाऽनवद्यगद्यपरम्परा एव प्रवालजालानि (।। इव) वचनरचनाऽनवद्यगद्यपरम्पराप्रवालजालानि, तैः जटिलः वचनरचनाऽनवद्यगद्यपरम्पराप्रवालजालजटिलः, तस्मिन् ।

वि० ६ श्लोका एव मौक्तिकानि (।। इव)–श्लोकमौक्तिकानि, न स्तोकानि अस्तोकानि, अतिशयेन कुमाराणि सुकुमाराणि अत एव कान्तानि च आलोकनीयानि च=सुकुमारकान्तालोकनीयानि, सुकुमारकान्तालोकनीयानि च अस्तोकानि च तानि श्लोकमौक्तिकानि=सुकुमारकान्तालोकनीयाऽस्तोकश्लोकमौक्तिकानि, तेषां प्रकराः–सुकुमारकान्तालोकनीयाऽस्तोकश्लोकमौक्तिकप्रकराः, तैः करम्बितः=सुकुमारकान्तालोकनीयाऽस्तोकश्लोकमौक्तिकप्रकरकरम्बितः, तस्मिन् ।

वि० ७ अमति–गच्छति धर्मिणमिति अन्तो धर्मः, न एकः–अनेकः, अनेके अनेका वा अन्ताश्च ते अनेकान्ताः, अनेकान्ता यस्य स अनेकान्तः, अनेकान्तश्चासौ वादश्च अनेकान्तवादः, न अल्पे (अल्पाः) अनल्पे (°ल्पाः) अनेकान्तवा

देन उपकल्पिताः अनल्पे(ँल्पाः) ते विकल्पाश्च=अनेकान्तवादोपकल्पिताऽनल्पविकल्पाः एव कल्लोलाः, (।। इव), अनेकान्तवादोपकल्पिताऽनल्पविकल्पकल्लोलाः, उद्दामानि च तानि दूषणानि च उद्दामदूषणानि एव अद्रयः, (।। इव) उद्दामदूषणाद्रयः, अनेकान्तवादोपकल्पिताऽनल्पविकल्पकल्लोलैः उल्लासिताश्च उद्दामदूषणाद्रयश्च अनेकान्तवादोपकल्पिताऽनल्पविकल्पकल्लोलोल्लासितोद्दामदूषणाद्रयः, तीर्थानि(=शास्त्राणि दर्शनानि वा) सन्ति एषां—तीर्थिकाः [अतोऽनेकस्वरात्" ७—२—६ हैम, इकः] न एके अनेके, अनेके च ते तीर्थिकाश्च अनेकतीर्थिकाः एव नक्राः (।। इव) अनेकतीर्थिकनक्राः, तेषां चक्राणि—अनेकतीर्थिकनक्रचक्राणि एव चक्रवालाः (।। इव) अनेकतीर्थिकनक्रचक्रचक्रवालाः, अनेकान्तवादोपकल्पितानल्पविकल्पकल्लोलोल्लासितोद्दामदूषणाद्रिभिः विद्राव्यमाणाः अनेकतीर्थिकनक्रचक्रचक्रवालाः यस्मिन् सः अनेकान्तवादोपकल्पिताऽनल्पविकल्पकल्लोलोल्लासितोद्दामदूषणाद्रिविद्राव्यमाणाऽनेकतीर्थिकनक्रचक्रचक्रवालः, तस्मिन् ।

**वि० ८** (१) अपगताः अशेषदोषा यस्मात् अपगताशेषदोषं च तत् अनुमानं च अपगताशेषदोषानुमानम् (स्वमतानुसारेण इत्थं मन्यमानेन वादिना ग्रन्थकारेण वा) तस्य अभिधानम्—अपगताशेषदोषानुमानाभिधानम्, अपगताशेषदोषानुमानाभिधानेन उद्वर्तमानाश्च असमानाश्च ते प्रतिवादिरूपाः पाठीनाश्च—अपगताशेषदोषानुमानाभिधानोद्वर्तमानासमानपाठीनाः, तेषां पुच्छच्छटाच्छोटनम्=अपगताशेषदोषानुमानाभिधानोद्वर्तमानासमानपाठीनपुच्छच्छटाच्छोटनम्, तेन उच्छलन्तश्च अतुच्छाश्च ते शीकराश्च अपगताशेषदोषानुमानाभिधानोद्वर्तमानासमानपाठीनपुच्छच्छटाच्छोटनोच्छलदतुच्छशीकराः, तेषां श्लेषः=अपगताशेषदोषानुमानाभिधानोद्वर्तमानासमानपाठीनपुच्छच्छटाच्छोटनोच्छलदतुच्छशीकरश्लेषः, तेन संजायमानाश्च मार्तण्डमण्डले प्रचण्डच्छमत्काराः यस्मिन् सः=अपगताशेषदोषानुमानाभिधानोद्वर्तमानाऽसमानपाठीनपुच्छच्छटाऽऽच्छोटनोच्छलदतुच्छशीकरश्लेषसंजायमानमार्तण्डमण्डलप्रचण्डच्छमत्कारः, तस्मिन् ।

(२) नास्ति शेषो येषां—अशेषाः—समस्ताः, अशेषाश्च ते दोषाश्च—अशेषदोषाः, ते सन्ति यस्मिन् अनुमाने तद्=अशेषदोषानुमानम्, अशेषदोषानुमानस्य (अन्येन) अभिधानम्—अशेषदोषानुमानाभिधानम् । न समानाः—असमानाः, पठन्तीति पाठिनः—अध्ययनकारिणो लेखशालिनः, तेषां इनाः=स्वामिनः=पाठीनाः, अशेषदोषानुमानाभिधानेन (स्वयम् अशेषदोषानुमानाभिधाने अन्येनेति सन्येन ग्रन्थकारेण दोषोद्भावनेन वा) उद्वर्तमानाश्च असमानाश्च ते पाठीनाश्च—अशेषदोषानुमानाभिधानोद्वर्तमानासमानपाठीनाः, पुच्छानां छटाः—पुच्छच्छटाः, तासाम् आच्छोटनम्=

